‘નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય’ ગ્રંથાવલિ

ક્રમાંક ૮

# ગાંધી=શિક્ષણ

(મહાત્માજીના જ શબ્દોમાં)



ભાગ ૮

# પ્રજાબંધારણ



પ્રકાશક

નગીનદાસ અમુલ’

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૮

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૮

---

# પ્રજાબંધારણ

---

પ્રકાશક

**નગીનદાસ અમુલખરાય**

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત રૂ. ૧-૪-૦

કુટુંબથી આગળ આપણી નજર પહોંચતી જ નથી આપણો બધાનો ધર્મ તો આપણને એ જ શીખવે છે કે વ્યક્તિ કુટુંબને સારૂ, કુટુંબ ગામને સારૂ, ગામ તાલુકાને સારૂ, તાલુકો જીલ્લાને સારૂ, જીલ્લો પ્રાંતને સારૂ, પ્રાંત ભારતવર્ષને સારૂ અને છેવટે ભારતવર્ષ જગતને સારૂ મરવા તૈયાર થાય.

× × ×

'સંપ સાચું બળ છે' એ કેવળ બાળકોને શીખામણનું બોધવચન જ નથી, પણ જીવનનો એ એક અટલ નિયમ છે. એ વાત હિંદુ–મુસલમાન એકતાના સવાલથી જેટની સ્પષ્ટપણે સાબિત થાય છે તેટલી બીજા કશાથી નથી થતી.

× × ×

આપણી નબળાઈઓને છૂપાવવામાં, તેમને સબળાઈ તરીકે વર્ણવવામાં, તેમનો ઉકેલ મુલતવી રાખવામાં આપણે જ ગળે ફાંસો નાખીએ છીએ.

× × ×

આગગાડીઓ કે દવાખાનાંઓનો નાશ કરવાનો મારો ઈરાદો નથી; પણ તેઓ આપોઆપ બંધ પડે તે હું આવકારદાયક જ લેખું. તેઓ ઉચ્ચ અને શુદ્ધ સુધારાની કસોટી નથી. વધુમાં વધુ તેઓ એક આવશ્યક રોગ છે. એ બેમાંના કશાથી પ્રજાની નૈતિક ઉન્નતિમાં એક તસુ જેટલો પણ વધારો થતો નથી.

ધી લેડી નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન સેલર પ્રેસ–ચીંચપોકલી પરેલ રોડ
મુંબઈ નં. ૧૨ માં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું– અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી–એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ–જડતા તરફ–એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ સૂઇ ગઇ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી–ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી–નહિ સમજાતી–કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યકિત તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યકિતના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બનાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યકિતમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરું પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો. અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમા લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી—લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી—સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના—મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી—વંચાવી—સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ—સંન્યાસી—બાવા—ફકીર—મુલ્લાં—મોલવી—પાદરીઓએ તેમ જ મંદિર—દેવળ—દેરાસર—મસ્જિદ—ઉપાશ્રય—અગિયારી—ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી :તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી—કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી—બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક—વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ—અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલકત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર, અમારા કાર્યાલયના સેવાવૃત્તિવાળા ભાઇઓ સહિત સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓક્ટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી-સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઇ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ-આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં ' યંગ ઇન્ડિયા ' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; ' રૉલેટ ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઇ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ-ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; છ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.




'નવજીવન.' પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશકઃ રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશકઃ જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'
'સર્વોદય.' } પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશકઃ ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશકઃ સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.




# અનુક્રમણિકા.



# ગાંધી=શિક્ષણ.

## પ્રજા બંધારણ.

### ૧. ખેડુત.

૧. "રે ખેડુત તુ ખરે જગતનો તાત ગણાયો." તેનો શો અર્થ છે અને જગતના તાતની સામે આપણી ભક્તિ કેટલી ઓછી છે એનું થોડુંક સ્મરણ કરવું ઘટે છે.

૨. હિંદુસ્થાન ખેડુતોની ઝુંપડીઓમાં વસે છે. વણકરોની કળા હિંદુસ્થાનની ભવ્યતાનાં સ્મરણ કરાવે છે. તેથી મને પોતાને ખેડુત અને વણકર કહેવડાવવામાં હું અભિમાન માનું છું. પૈસાના જોર ઉપર બીજાઓને ગુલામ બનાવવાની ઇચ્છા ખેડુતોમાં નથી હોતી. મારો સંદેશ મારે તો ખેડુતોનાં ઝુંપડામાં અને વણકરોનાં ઘરોમાં પહોંચાડવો છે. મારે તેઓની ભાષામાં તે લખવો છે. ખેડુત ભયભીત રહેશે, કરજનાં બોજા તળે કચ્ચરાયેલો રહેશે, તેઓનાં શરીર રોગી હશે તો હું હિંદુસ્થાનનો નાશ જ જોઉં છું.

૩. અક્કલનો—વ્યવહાર બુદ્ધિનો ઇજારો કાંઈ અક્ષરજ્ઞાનીઓએ લીધેલો જગતમાં જોવામાં આવતો નથી. ખેડુતોનાં સુખદુઃખની વાર્તા જેટલી અભણ ખેડુત, કરી શકે તેટલી ગમે તેવો વિદ્વાન્ પણ એ ક્ષેત્રમાં અનુભવ વિનાનો હિંદી ન કરી શકે. તેથી ખેડુત વણકર, સુતાર, લુહાર મોચી ઇત્યાદિ પ્રતિનિધિઓને વધારે અને વધારે સંખ્યામાં જોવાની હું ઇચ્છા રાખું છું. જે પ્રમાણમાં ખેડુતની વસ્તી હિંદુસ્થાનમાં છે તે જ પ્રમાણમાં જ્યાંસુધી સ્વદેશાભિમાની ખેડુતો પ્રતિનિધિ તરીકે આપણા રાજકીય કે સંસારસુધારા મંડળમાં હોય નહિ ત્યાંસુધી આપણી ખરી પ્રગતિ હું તો અસંભવિત માનું છું. ખેડુતોની દશાનો જે અનુભવ હું થોડા મહિનામાં ચંપારણમાં અને ખેડા જીલ્લામાં લઇ શક્યો તે કદિ અનેક ચોપડીઓ વાંચીને ન જ મેળવી શકાય.

૪. જ્યાંસુધી ખેડુતોની હાલત શિક્ષિત વર્ગે વિચારી નથી, જાણી નથી, અનુભવી નથી, ત્યાંસુધી એ હાલતમાં સુધારો થવો અશક્ય છે.

૫. સરકારી અમલદારોએ ખેડુતોની હાલત બેશક જાણી. પણ અમલદારોની સ્થિતિ ખરેખરી દયાજનક છે. એમણે અમલદારની દૃષ્ટિએ એટલે મહેસૂલ ઉઘરાવનારની દૃષ્ટિએ ખેડુતોને જોયા છે. વધારેમાં વધારે વીઘોટી નાખી શકે, ઉઘરાવી શકે એ અમલદાર ચઢે. તેને ખિતાબ મળે અને તે હોશિયાર ગણાય. જે દૃષ્ટિએ જે ચીજને આપણે તપાસીએ તે જ દૃષ્ટિએ તેને આપણે જોઇ શકીએ છીએ. એટલે જ્યાંસુધી કોઇએ ખેડુતની નજરે ખેડુતની હાલત તપાસી નથી, ત્યાંસુધી તે હાલતનો આબેહૂબ ચિતાર આપણને મળવાનો નથી.

૬. તોપણ કેટલેક દરજ્જે આપણે એ હાલત જાણી શકીએ છીએ. હિંદુસ્થાન કંગાલ છે. હિંદુસ્થાનમાં લાખો માણસોને એક જ ટંક ખાવાનું મળે છે. એ બધાનો અર્થ એટલો જ કે હિંદુસ્થાનના ખેડુતો કંગાલ છે અને તેઓમાંના ઘણાને એક જ ટંક ખાવાનું મળે છે. એ ખેડુતો કોણ? હજારો વીઘાંના માલિક

એ પણ ખેડુત; જેની પાસે એક વીઘું જમીન છે એ પણ ખેડુત અને જેની પાસે એક વીઘું જમીન નથી પણ જે બીજાને તાબે રહી ખેતી કરી ભાગમાં કાંઇક દાણો મેળવે છે એ પણ ખેડુત; અને છેવટે મેં ચમ્પારણમાં એવા પણ હજારો ખેડુતોને જોયા છે કે જેઓ સાહેબ લોકની તેમ જ આપણા લોકોની કેવળ ગુલામગીરી જ કરે છે અને જેમાંથી જન્મભર છૂટી શકતા નથી. આ જૂદા જૂદા પ્રકારના ખેડુતોની ખરેખરી સંખ્યા આપણને કદિ મળવાની નથી. વસ્તીપત્રક બનાવવાની પણ રીત હોય છે. ખેડુતોની સ્થિતિ તપાસવાને અર્થે વસ્તીપત્રક બનાવવામાં આવે તો એ આપણને આશ્ચર્ય પમાડે અને શરમાવે તેવી ખબરો આપે. ખેડુતોની દશા સુધરવાને બદલે દિવસે દિવસે બગડતી જાય છે એવો મારો અનુભવ છે. જે ખેડા જીલ્લો આબાદ ગણાય છે, ત્યાં પણ જેઓ સારાં ઘર બાંધી શકયા છે તેઓ તેમાં સમારકામ કરવાને શકિતવાન્ રહ્યા નથી. તેઓના ચહેરા ઉપર આપણે આશા રાખી શકીએ એવું તેજ નથી. તેઓના શરીર જોઇએ તેવાં મજબૂત નથી. તેમના છોકરાં રેંજીપેંજી જોવામાં આવે છે. ગામડાંઓમાં મરકીએ પ્રવેશ કર્યો છે. બીજા ચેપી રોગોથી પણ લોકો પીડાય છે. મોટા પાટીદારો કરજના બોજા નીચે કચરાયેલા છે. મદ્રાસનાં ગામડાંઓમાં જતાં તો કમકમાટ જ આવે. જો કે જેવો ગાઢો અનુભવ મને ખેડા અને ચમ્પારણનો છે તેવો મદ્રાસનો નથી, તોપણ ત્યાંનાં જે ગામડાં મેં જોયાં છે તેની સ્થિતિ ઉપરથી મદ્રાસના ખેડુતોની કંગાલિયતનો મને સારો ખ્યાલ આવી શકે છે.

૭. હિંદુસ્થાનને સારૂ આ મોટામાં મોટો સવાલ છે. એ સવાલનો ફડચો કેમ થઇ શકે? ખેડુતોની હાલત કેમ સુધરી શકે? એનો વિચાર આપણે ક્ષણે ક્ષણે કરવો આવશ્યક છે. હિંદુસ્થાન તેનાં શહેરોમાં નથી. હિંદુસ્થાન ગામડાંઓમાં વસે છે. મુંબઇ, કલકત્તા, મદ્રાસ આદિ નાનાં મોટાં શહેરોની વસ્તીનો સરવાળો

કરવા જઈશું તો એક કરોડથી ઓછો આવશે.* હિંદુસ્થાનનાં સારાં શહેરો ગણવાને બેસીશું તો તે સોની અંદર હશે. પણ સોથી માંડીને હજાર માણુસની વસ્તીવાળાં ગામડાંનો પાર નથી. એટલે આપણે શહેરોને આબાદ કરી શકીએ, શહેરોને સુધારી શકીએ તોપણ એ પ્રયત્નની અસર આપણાં ગામડાંઓની ઉપર ઘણી ઓછી થવાની છે. ખાબોચિયાંને સુધારતાં છતાં જેમ પાસેની નદીની ઉપર જો તેમાં મેલ રહ્યો હોય તો કશીએ અસર નથી થતી, તેમ શહેરોનું છે. પણ જેમ નદી સુધરવાથી ખાબોચિયાં પોતાની મેળે સુધરી જાય છે, તેમ જો આપણે ગામડીયાના જીવનમાં સુધારો વિકાસ કરી શકીએ તો બીજું બધું એની મેળે સુધરી શકે છે.



* હિંદુસ્થાનનાં મોટાં શહેરોની વસ્તી માટે પરિશિષ્ટ અ જુઓ.

# ૨. સેવાધર્મ.

૧. જે બાબતમાં મતભેદ ન હોય એવા સમાજસેવાના ને બીજા સવાલોમાં આપણે એકઠા થઈ કામ કરી શકીએ એ મને તો હંમેશાં ઇચ્છવા યોગ્ય જણાયું છે. રાજકીય બાબતોમાં હિંદી અને અંગ્રેજ વચ્ચે ઘણી વેળા મતભેદ હોય છે અને તેમાં પડનારાઓને બહુ નાજુકાઇથી અને જવાબદારીથી કામ લેવું પડે છે. જેમાં મતભેદ નથી તેવા વિષયોની ચર્ચા કરતાં આપણે એકત્ર રહી શકીએ તો બન્ને કોમ વચ્ચે મીઠાશ વધી શકે અને એકબીજાની ઓળખ પણ થાય.

૨. સ્થૂલ રીતે લોક સેવા એ સાધ્ય છે. સૂક્ષ્મ રીતે મોક્ષ એ સાધ્ય છે; ધંધો સાધ્ય નથી, પણ સાધન છે. સાધ્ય મળવામાં જ્યારે સાધન ઉપાધિરૂપ થાય, ત્યારે તેને છોડી દઇએ. (સમાજની સેવા એ મોટો ધર્મ છે અને જો કે ) બધા વાઇસરોય અથવા તો જનરલ ન થઈ શકે પણ સહુ સેવક કે સિપાઈ તો થઇ શકે છે.

૩. જેમ ફાયર બ્રિગેડ આવશ્યક છે તેમ રોગો વિગેરે ફાટી નીકળે, ત્યારે સેવા કરનારાઓની જરૂર માલમ પડે છે. પણ આ બન્ને પ્રવૃતિ હંમેશાંની હોતી નથી અને હંમેશાં હોય એમ આપણે ઇચ્છી શકતા નથી. એવા દાક્તરો અને વકીલો મેં જોયા છે કે જેઓ રોગ અથવા ટંટા ઓછા હોય તો નિરાશાના ઉદ્‌ગારો કાઢે છે અને કાંઇ ધંધો નથી એવી ફરીયાદ કરે છે. પણ ખરો વૈદ્ય એ છે કે જે રોગ ન થાય એમ

લોકોને શીખવે; ખરો વકીલ એ છે કે જે લોકોમાં કજીયા થતા અટકાવે તેમ ખરી અને નિરંતર કરવાની સમાજસેવા તો એ છે કે જે વડે આપણે લોકોમાં રોગો થતા અટકાવીએ, દુષ્કાળો ન થાય એવાં સાધનો યોજીએ. આ દૃષ્ટિએ ખરી સમાજસેવા કેમ થઇ શકે એની શોધ કરવી હોય તો તો આપણે શહેરો કરતાં ગામડાંઓમાં સારી રીતે કરી શકીએ. તેથી સમાજ સેવક એક મુસાફરની જેમ નહિ પણ શોધક તરીકે ગામડાંઓમાં જઇ વસવું, અને ગામડાંના ખેડુતોની જીંદગી ગાળીને તેઓનાં દુઃખસુખનો અનુભવ લેવો. એમ થશે તો હું વચન આપું છું કે શુદ્ધ સમાજસેવાની ખરી કુંચીઓ તેમને મળી આવશે.

૪. જેમ નાયગરાના† પાણીના ધોધમાંથી શક્તિ ઉત્પન્ન કરી અમેરિકાના માણસો તેનો ઉપયોગ કરે છે, તેમ આપણે પણ હિંદમાં વ્યાપી રહેલી શક્તિનો ઉપયોગ કરી શકીએ છીએ. અત્યારે આ શક્તિ પાણીના ધોધની જેમ નકામી જાય છે. તેનો ઉપયોગ થઇ શકે તેમ છે. હજારો સ્ત્રીપુરુષોમાં દેશાભિમાન વ્યાપ્યું છે. તેમાં ધર્મ જોઇએ એમ પણ તેઓ જાણે છે. તેઓને વખત છે, પણ તાલીમ નથી, આવડત નથી, ટકી શકે એવો ઉત્સાહ, ઉદ્યોગ નથી. આ સ્ત્રીપુરુષોને અક્ષરજ્ઞાનની જરૂર છે, તેના પહેલાં અને તેના કરતાં હાર્દિક જ્ઞાનની અને તેમાંથી ઉત્પન્ન થતા ઉદ્યોગની જરૂર છે. પણ ખરૂં જોતાં ભણેલા અને સામાન્ય અભણ ગણાતા વર્ગ વચ્ચે ઘણું અંતર છે. ભણેલા પણ દેશાભિમાની તો છે જ. પણ તેઓનું જીવન અભણ કરતાં નોખું છે, અને તેઓ માને છે કે જ્યાંસુધી અભણ ભણે નહિ, ત્યાં સુધી દેશનો ઉદ્ધાર થાય નહિ. દેશના ઉદ્ધારને સારૂ દેશ ઉપર પ્રીતિ, દેશને અર્થે ઉદ્યોગ એટલે

† નાયગરા– કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સની સરહદ ઉપર આવેલી નદી. અમેરિકામાં ઈરિ અને ઓન્ટારીઓ સરોવરમાંથી નિકળી ૩૫ માઇલ સુધી વહે છે. વચમાં એક સ્થલે ૧૬૭ ફુટ ઉંચેથી તેનો ધોધ પડે છે તે પાંચ માઇલ દૂરથી સંભળાય છે; તેનો ઉપયોગ વિજળી ઉત્પન્ન કરવામાં થાય છે.

ધર્મજાગ્રતિ સિવાય કશાની જરૂર નથી; અને ધર્મજાગ્રતિ એટલે કર્તવ્યપરાયણતા.

૫. કાર્યકર્તાઓ વચ્ચે—પ્રજાના સેવકો વચ્ચે—માનની જગાઓ માટે હરિફાઈ ન ચાલવી જોઇએ. પ્રત્યેક કાર્યકર્તાની દૃષ્ટિ વધારેમાં વધારે કાર્યદક્ષ કામદાર તરીકે પંકાવાની ઉપર રહેવી જોઇએ. જો મોટા માનના ઓદ્ધાઓ જોડે મોટી જોખમદારીઓ પણ જોડાયેલી હોય તો તેવા ઓદ્ધાઓ ઉપર જ બધા જ કંઈ સામટા ચૂંટાઇ શકે નહિ એ દેખીતું છે; તેથી દરેકને માટે સૌથી શ્રેષ્ઠ માર્ગ એ જ છે કે જાતે બાજુએ ખસી બીજાને ચૂંટાવા દેવા. આવો શુદ્ધ સેવાભાવ કેળવી શકીશું તો આપણી વચ્ચે કશી કડવાશ, અજુગતી હરિફાઇ કે દ્વેષમત્સર પેદા થઇ શકશે નહિ. પ્રજાની સર્વોચ્ચ સેવા તો કોઇ પણ માનનો ઓદ્ધો ન ભોગવતાં પણ થઈ શકે છે. એટલું જ નહિ, પણ ખરૂં કહીએ તો દુનિયામાં મૌન કાર્ય કરનારા જ ઘણે ભાગે પ્રજાઓના મોટામાં મોટા સેવકો નીકળ્યા છે. મોટા સેવકોમાં પંકાયેલા કંઈક ખોટી કીર્તિ મેળવી ગયા છે અને નથી પંકાયા એવા ઘણાયે લોક સેવા કરી પ્રભૂને પીછાણ્યો છે.

૬. એકબીજા પોતપોતાને ઉંચનીચ માને એ અસહ્ય છે. એક ઇશ્વર ઉંચો. આપણે બધા નીચા. ઇશ્વરના દરબારમાં દરજ્જા હશે તો તે કર્મ પ્રમાણે. જેણે વધારે સેવા કરી હશે તે ઉંચા, જેણે ઓછી કરી હશે તે નીચા. એટલે ત્યાંતો સેવક એ સરદાર બનશે. શૂદ્ર જ્ઞાની બને તો તેના જેવો બ્રાહ્મણ કોઇ નહિ. બ્રાહ્મણ તો એ જ કે જે પોતાના જ્ઞાનને કેવળ સર્વમાં જ ઉતારે. સેવાધર્મમાં જો કોઇ પણ શૂદ્ર બ્રાહ્મણની હરિફાઇ કરી શકે તો બ્રાહ્મણ નામનો રહ્યો. બ્રાહ્મણમાં શૌર્ય, વ્યવહાર અને સેવાની તો પરાકાષ્ઠા હોવી જોઇએ, કેમકે તેનામાં જ્ઞાન છે પોતાના જ્ઞાન વડે એ પેલા ત્રણે ગુણને સહુથી વધારે દીપાવે. પણ જો બ્રાહ્મણ બીકણ, વ્યવહાર શૂન્ય અને સેવા છોડી સરદારી કરતો થઇ જાય તો તે જ્ઞાની નથી, પણ અહંકારી છે.

૭. સમાજસેવા અસરકારક કરવી હોય તો તે વિના આડંબરે થવી જોઇએ. ઉત્તમ સેવા તો ત્યારે જ થાય કે જ્યારે જમણો હાથ શું કરે છે તેની ખબર ડાબા હાથને ન પડે. સર ગિબ્બીનાં કાર્યની અસર થઇ, કારણ કે કોઇને તેની ખબર ન પડી. સ્તુતિથી ફુલાઇ જવું કે નિંદાથી પાછા પડવુ તેને માટે સંભવિત ન હતું. હું ઇચ્છું છું કે આપણી સેવા આવા પ્રકારની નિવડે.

૮. આપણે કોઇને એવો ખ્યાલ ન આણવા દેવો જોઇએ કે દેશ સેવા કરવાથી આપણને આગળ ઉપર કાંઇક બદલો મળશે. પત્થરોનો માર પડે, લોકો તરફથી ઉપેક્ષા કરવામાં આવે તોપણ દેશ માટેનો પ્રેમ તો અસ્ખલિત વહ્યાજ કરવો જોઇએ એવું દરેક દેશ સેવકને લાગવું જોઇએ. દેશ સેવા એજ તેનો મોટામાં મોટો બદલો છે.

૯. હું બાળક હતો ત્યારે એમ માનતો કે સમાજસેવાને ફરજ તરીકે કેવળ યુરોપે જ ઓળખી છે, યોજનાશક્તિનો દાવો કેવળ યુરોપ જ કરી શકે છે. અનુભવથી હું મારી ભૂલ જોઇ શક્યો છું. યોજનાશક્તિમાં અને સમાજ સેવામાં હિંદુસ્થાન કોઇ પણ દેશથી પછાત નથી. એમ મેં કુંભ સમયે ૧૯૧૯ ની સાલમાં હરિદ્વારમાં જોયું. એવું કહેવાય છે કે એ સમયે હરિદ્વારમાં સત્તર લાખ યાત્રાળુઓ એકઠા થયેલા. તેઓને સારૂં ખાવાપીવાનો અને રહેવાનો પ્રબંધ કોણે કર્યો, કેમ થયો એની કોઇને ખબર નથી. એમ છતાં એ પ્રબંધ હરિદ્વારમાં થઇ ગયો હતો તે મેં જોયું; અને તેમાં અમલદાર વર્ગની કશી જરૂર નહોતી પડી. આપણી યોજનાશક્તિ અને સમાજસેવાના સાક્ષીરૂપે હિમાલય બિરાજે છે. જન્મોત્રી સુધી યાત્રાળુઓ પુહોંચી શકે છે. અને પોતાની હાજતો પૂરી પાડી શકે છે. આ યોજના વ્યાપારદૃષ્ટિએ નથી ઘડાઈ, પણ સેવાની દૃષ્ટિએ ઘડાઇ છે. જ્ઞાતિની યોજના પણ એજ વસ્તુ સૂચવે છે. જ્ઞાતિઓની મારફતે આપણે દર્દીઓની, મૂએલાંની અને ગરીબની સગવડ કરી શકયા છીએ. સર વિલિયમ વિલ્સન હન્ટર મોટા ઇતિહાસવેત્તા

થઈ ગયા છે. તેમણે હિંદુસ્થાનમાં નિરાશ્રિતોને સારૂ કંઈ પણ કાયદાઓ ન જોયા તેમ છતાં તેઓને સારૂ સુવ્યવસ્થા જોઇ તેથી તે આશ્ચર્યચકિત થયા. બેશક, આપણી યોજનામાં ત્રુટિઓ માલુમ પડશે. જ્ઞાતિબંધનની અતિશયતા પુષ્કળ છે. એ બધું આપણે સુધારવું પડશે. સમાજસેવાને રૂપાંતર આપવું પડશે. મારો કહેવાનો આશય તો એટલો જ છે કે આપણી પાસે શકિત અને સાધનો પ્રાચીન સમયથી રહેલાં છે તેની નવી દૃષ્ટિએ ગોઠવણી કરવી, અને શિક્ષિતવર્ગે સેવાને પ્રાચીન ધર્મ તરીકે વધાવી લેવી એટલું જ કરવું રહ્યું છે; અને જો આપણે એવું કરવાને શક્તિમાન્ થઇએ તો દેશને મોટો લાભ થાય એમાં તો શંકા જ નથી.

૧૦. સત્ય અને સ્વદેશી જે સેવાનાં ખાસ અંગો છે તે તરફ સમાજસેવકોનું લક્ષ હું ખેંચીશ. તે બે દિશાએ કરેલી સેવાના પરિણામે હિંદી પ્રજામાં નિર્ભયતા, પરમાર્થવૃત્તિ અને આબાદી ઉત્પન્ન થાય એમાં તો શક નથી. [નિર્બળતા અને બીકણપણું આપણે તજવું પડશે.] ઇશ્વરનો ડર રાખનાર મનુષ્યથી ન જ ડરે, એટલે સરકારથી, રાજાથી, અમલદારથી ન ડરે; અને જે ડરે નહિ તેને કોણ ડરાવી શકે? અને જેને કોઇ ડરાવી ન શકે તેની ઉપર બાળાત્કારે કોઇ રાજ્ય ન કરી શકે. એટલે સરકાર વિગેરે સત્તા પોતાનું ખરૂં સ્વરૂપ પકડે. એ સત્તા નિડર પ્રજાને સારૂ કલ્યાણકારી શક્તિ થઇ પડે. રાજદંડ એ ભય ઉપજાવનારૂં સાધન છે. પ્રજા ભયનો ત્યાગ કરે ત્યાં રાજદંડ નકામો થઈ પડે છે. નિડરતા કેવળ નિર્દોષ આચરણથી કેળવી શકાય. સત્યનું આચરણ એજ આપણી મુક્તિનું દ્વાર છે.

૧૧. સત્ય વિના નિર્ભયતા નથી, અને સ્વદેશી વિના અર્થલાભ નથી. તેથી સત્ય અને સ્વદેશીના સેવનમાં જ સ્વરાજ્ય છે. આ બે વસ્તુનું શિક્ષણ યોગ્ય સેવકો હોયે તો ક્ષણમાં પ્રજાને આપી શકાય. જે ગામમાં એવા સેવક હોય ત્યાં એ બે શિક્ષાનો પ્રચાર કરવો શરૂ કરી દેવો જોઇએ. તેમાં મોટાં મકાનોની કે ઘણા

પૈસાની જરૂર નથી. માત્ર તીવ્ર ને શુદ્ધ ઇચ્છાની જરૂર છે.

૧૨. ઘણા નિસ્વાર્થી સેવકો પોતાની ફરજ બજાવતા થઇ જાય એ ઉપરથી આપણે એમ નથી માનવાનું કે અમુક વખત પછી સેવાનું કામ પૂરૂં થશે. સેવા ધર્મ હદ વગરનો છે. દરેક કાળે દરેક દેશમાં તેની જરૂર તો રહેવાની જ. કારણ કે ગમે તેવી સુરક્ષિત સંસ્થામાં પણ છેવટે એવો ભાગ તો રહી જ જવાનો કે જેમાં અત્યાચાર, અનેક ઉપાયો છતાં, અટકાવી નહિ શકાય. જે ગુન્હા આજે લંડનમાં, ન્યુયૉર્કમાં, ચીકાગોમાં અને પારીસમાં થાય છે, જે અત્યાચારો ખાનગી રીતે આ ઉપલાં શહેરમાં થાય છે તેની આપણને ખબર પણ નથી પડતી; તેની કોઇ તપાસ પણ નથી કરી શકતું. તે જગ્યાની ચકોર પોલીસ પણ તેને શોધી નથી શકતી. મારી એવી માન્યતા છે કે કેટલાક ગુન્હા તે શહેરમાં થાય છે તેની આપણને કલ્પના પણ ન આવી શકે. જેમ બધા રોગો એક રોગના ચિન્હ રૂપે હોય છે તેમ એક જ બદીના ચિન્હ રૂપે બધી બદીઓ છે. તે જૂદી જૂદી જણાય છે, કારણ કે તે જૂદા જૂદા રૂપે દેખાય છે. દોષનું મૂળ ખરા ધર્મભાવની હાનીમાં છે. આપણો પ્રત્યેક ભાઇ બહેનનો એ ધર્મ છે કે આપણે જેટલાં દુઃખોને પહોંચી વળી સેવા કરી નિવારણ કરી શકીએ તેટલાં દુઃખોમાં સહાય દઇ આપણું કરજ ઉતારવું. અને જે દેશમાં પારકાનાં દુઃખને ઘણાં માણસો પોતાનાં માની ઇલાજ લે તે દેશમાં સ્વરાજ્ય છે. પ્રજા ઉપર કાર્યનો સંસ્કાર રહે એવું કરવું હોય, તો, કાર્ય માટે પોતાનું જીવન અર્પવાને તૈયાર હોય એવા સેવકોની આપણને જરૂર છે. હું ખાતરી આપું છું કે તેઓ આપણા દેશને પીડાકારક અનિષ્ટોમાંથી છોડાવશે.



૧૧૧૮૪

# ૩. ગ્રામ્ય જીવનની સુધારણા.

૧. હિન્દુસ્થાનનાં ગામડાં એક ઉકરડા જેવા લાગતા ટેકરા ઉપર આવેલાં હોય છે. તેનાં ઝૂંપડાં ખંડેર જેવાં લાગે છે. લોકોમાં તાકાત હોતી નથી. મંદિરો જ્યાં ત્યાં હોય છે. ગામડાંમાં સ્વચ્છતા હોતી નથી. રસ્તામાં પુષ્કળ ધૂળ હોય છે. સાધારણ દેખાવ એવો હોય છે કે કેમ જાણે કોઈ ગ્રામ્ય વ્યવસ્થાને સારૂ જવાબદાર હોય જ નહિ.

૨. આ વર્ણનમાં અતિશયોક્તિ નથી; અ કેટલેક દરજ્જે તેમાં ઉમેરો પણ કરી શકાય એવું છે. સુવ્યવસ્થિત ગામની રચનામાં કાંઇક નિયમ હોવો જોઈએ. ગામની શેરીઓ જેમ તેમ હોવાને બદલે કાંઈક આકારમાં હોવી જોઇએ; અને હિંદુસ્થાન કે જ્યાં કરોડો માણસો ઉઘાડે પગે ચાલનારા છે ત્યાં રસ્તા એટલા બધા સ્વચ્છ હોવા જોઇએ કે, તેની ઉપર ચાલતાં કે સૂતાં પણ કોઇ જાતનો અણગમો પેદા ન થઇ શકે. શેરીઓ પાકી અને પાણીના નિકાશને સારૂ નીકવાળી હોવી જોઇએ; મંદિરો મસજીદો સ્વચ્છ અને જ્યારે જુઓ ત્યારે નવાં લાગતાં હોવાં જોઇએ; અને તેમાં જતાં જનારને શાંતિનો અને પવિત્રતાનો આભાસ આવવો જોઇએ. ગામમાં અને આસપાસ ઉપયોગી ઝાડો અને ફળઝાડો હોવાં જોઇએ. તેને લગતી ધર્મશાળા, નિશાળ અને દર્દીઓની માવજત થઇ શકે એવું નાનકડું દવાખાનું હોવું જોઇએ. લોકોની નિત્યની હાજતોને સારૂ એવી વ્યવસ્થા હોવી જોઈએ કે, હવાપાણી રસ્તા વિગેરે ન બગડે દરેક ગામના લોકોમાં • પોતાનાં અન્નવસ્ત્ર ગામમાં જ પેદા કરવાની અથવા બનાવવાની શક્તિ હોવી જોઇએ,

અને ચોર લૂંટારા વ્યાઘ્રાદિના ભયની સામે બચાવ કરવાની શક્તિ હોવી જોઇએ. આમાંનું ઘણુંખરૂં એક વેળા હિંદુસ્થાનનાં ગામડાંમાં હતું. જે ન હતું તેની તે વખતે જરૂરિયાત નહિ હોય આવાં ગામડાં જ સ્વાશ્રયી કહેવાય;

૩. આવી દશા આણવી એ અશકય તો નથી જ, પણ આપણે ધારતા હોઇશું એવું મુશ્કેલ પણ નથી. હિંદુસ્થાનમાં સાડા સાત લાખ ગામડાં છે એટલે દરેક ગામડાંની વસ્તી સરેરાશ ૪૦૦ થવા જાય. ઘણાં ગામડામાં ૧૦૦૦ થી ઓછી જ વસ્તી છે. મારી દઢ માન્યતા છે કે, આવી નાનકડી વસ્તીવાળા ગામડામાં સારી વ્યવસ્થા કરવી એ ઘણું સહેલું છે. તેને સારૂ મોટાં ભાષણોની કે ધારાસભાની કે કાયદાઓની જરૂર પડતી નથી. માત્ર એક જ આવશ્યકતા રહે; અને તે એક હાથના વેઢા ઉપર ગણી શકાય તેટલા શુદ્ધ ભાવે કાર્ય કરનારા સ્ત્રીપુરુષોની. તેઓ પોતાના આચરણથી અને સેવાભાવથી પ્રત્યેક ગામડાંમાં જોઇતા ફેરફારો કરાવી શકે છે. તેઓને રાતદહાડો એજ કામમાં રોકાવું પડે એવું પણ કાંઇ નથી. તેઓ પોતાની આજીવિકાનું કામ કરતાં છતાં સેવાવૃત્તિ ધરાવવાથી પોતાના ગામડાંમાં મહત્ત્વના ફેરફાર કરાવી શકે છે. આવા સેવકોને ભારે કેળવણીની જરા યે આવશ્યકતા નથી. બિલકુલ આક્ષરજ્ઞાન ન હોય તોપણ ગ્રામ્ય સુધારાનું કામ થઇ શકે છે. આમાં સરકાર કે રજવાડા વચમાં આવી શકતા નથી, અને તેઓની મદદની ઓછી જરુર રહે છે. પ્રત્યેક ગામમાં આ પ્રમાણે સ્વયંસેવકો નીકળી પડે તો જરાયે આડંબર વિના, મોટી ચળવળો વિના સમસ્ત હિંદુસ્થાનનું કાર્ય થઇ શકે અને ઘણા થોડા પ્રયત્નથી ધાર્યું પરિણામ લાવી શકાય. આમાં દ્રવ્યની પણ જરૂર ન હોય. જરૂર માત્ર સદાચારની એટલે ધર્મવૃત્તિની રહેલી છે. ખેડુતોની ઉન્નતિનો આ સહેલામાં સહેલો રસ્તો છે એમ હું અનુભવપૂર્વક જાણું છું. કોઇ પણ ગામને બીજાં ગામોની રાહ જોવાની આવા પ્રયાસમાં જરૂર રહેતી નથી, અને કોઇ પણ વ્યક્તિને

બીજાઓની રાહ જોવાની જરૂર રહેતી નથી. જે ગામમાં જે એક પણ પુરુષ અથવા સ્ત્રીને લોકસેવા કરવાનો શુદ્ધ વિચાર થાય તે એ જ ક્ષણે શરૂ કરી શકે છે, અને તેમાં તેની આખા હિન્દુસ્થાનની પૂરેપૂરી સેવાનો સમાવેશ થાય છે.

૪. ચમ્પારણમાં જ્યારે સ્વાશ્રયી નિશાળો ખોલવાનો નિશ્ચય થયો, ત્યારે મેં સ્વયંસેવકોની માંગણી કરી હતી. ત્યાં આવેલા સ્વયંસેવકોમાં મર્હુમ દાક્તર દેવ અને બેલગામના રા. સોમન વકીલ હતા. આ સ્વયંસેવકોએ માત્ર ત્રણ કામ કરવાનાં હતાં. છોકરા અને છોકરીઓ આવે તેને ભણાવવાં, આસપાસના ગામના રસ્તા, ઘર વિગેરે સાફ રાખતાં ગામડીઆઓને શીખવવું અને સૂચવવું, અને દર્દીઓ આવે તેને દવા આપવી. રા. સોમનને ભીતિહરવા કરીને એક ગામડું છે ત્યાં મૂકવામાં આવ્યા હતા. દાક્તર દેવ નિશાળવાળાં ગામોમાં દવાની તજવીજ રાખતા. દર્મયાન એમની વસવાટ ભીતિહરવાની નિશાળમાં વધારે થઈ. ત્યાંનાં લોકોની ઉપર સુધારા વિગેરેની અસર કરવી એ મુશ્કેલ હતું. દાક્તર દેવે કયા કયા સુધારા તેમણે કરવા જોઇએ તે બતાવ્યું હતું. પણ ગામડીઆઓ દાક્તર દેવનાં વચનને ગાંઠે જ શાના!

૫. રસ્તાઓ સાફ કરવાની અને કૂવાની આસપાસ ઢોળાવ કરી બધા કીચડ કહાડી નાંખવાની તેમની સૂચના હતી. છેવટે દાક્તર દેવ અને રા. સોમને કોદાળી હાથમાં લીધી અને કૂવાની આસપાસ ઢોળાવ કરવાનું અને રસ્તાઓ ચોકખાં કરવાનું શરૂ કર્યું. નાનકડું ગામ તેમાં વાત વિજળીની જેમ પ્રસરી. ગામડીઆઓ દાક્તર દેવના વચનનો અર્થ સમજ્યા. દાક્તર દેવના કાર્યમાં જે બળ હતું તે તેમની સૂચનાઓમાં ન હતું. ગામડીઆઓ પોતે પણ સાફ કરવા નીકળી પડયા અને ત્યારથી ભીતિહરવાના કૂવા અને રસ્તા સુંદર દેખાવા લાગ્યા. કચરાના ઢગલાઓ અલોપ થઇ ગયા.

૬. દરમિયાન ઘાસની નિશાળ બાંધવામાં આવી હતી. રા. સોમન અને દાક્તર દેવે ઇંટની નિશાળ બાંધવાનો નિશ્ચય કર્યો.

જોઈતા સામાનની ભિક્ષા માંગી. જરૂર જણાયું ત્યાં પૈસા પણ આપ્યા અને બન્નેએ મજુરી કરવાનું શરૂ કર્યું. પાકી નિશાળનો પાયો તેઓએ હાથે નાંખ્યો, એટલે ગામડીઆઓ પણ આવી પડયા. કારીગરો પણ યથાશક્તિ મદદ કરવા લાગ્યા અને ભીતિહરવાની નિશાળ આજ પણ એક બે માણસ ધારે તો શું કરી શકે તેનાં સાક્ષી રૂપે મોજુદ છે. આ પ્રમાણે કાર્ય એક ગામડામાં નહિ, પણ જે જે ઠેકાણે નિશાળો સ્થાપવામાં આવી તે તે ઠેકાણે ઓછા વત્તા પ્રમાણમાં થયું હતું. અને શિક્ષકોના કાર્યની આકર્શક શક્તિના પ્રમાણમાં ગામડીઆઓ કામ કરતા થઈ ગયા હતા. આ સેવા કરવામાં ભારે હોંશિયારીની જરૂર ન હતી, દિલસોજી અને ખંતની જરૂર હતી. તેની સાથે હોંશિયારી, કારીગરી વિગેરે બીજેથી મળી રહેતાં હતાં.

૭. જેઓની શેરી ગંદી અને દુકાન સારી છે, તેઓ શું સાબિત કરે છે? મારૂં ઘર હું સાફ કરી મારો કચરો હું શેરીમાં નાખી દઉં, મારો ખાળ સાફ રાખી શેરી ગંદી કરૂં એ તો એમ બતાવે છે કે મને મારા પાડોશીની લાગણીની દરકાર નથી, તેમની ઉપર મને દયા નથી, પ્રીતિ નથી. છતાં હું એક પ્રજા હોવાનો દાવો કેમ કરી શકું? જેની શેરી સાફ નથી તેનું દિલ સાફ હોઈ શકે? મને ભારે કારીગિરી આવડે, પણ મારી કારીગિરીનો પ્રભાવ મારી શેરી ઉપર ન પડે તો મારા સ્વાર્થપણાની સીમા જ નથી એમ કહેવાય. સ્વરાજ્ય તો આપણી શેરીઓથી શરૂ થવું જોઇએ.

૮. હવે આપણે, ગામડાને સુવ્યવસ્થિત કરવા ઇચ્છનારે કેમ શરૂ કરવું એ જોઇ શકીએ છીએ. એ પોતે રહેતો હશે તે શહેરને જ પસંદ કરશે. તેમાં વસનારાં બધાંને ઓળખી લેશે. એમના દુઃખમાં જરાયે દેખાવ કર્યા વિના ભાગ લેશે. શેરીની સ્વચ્છતા જાળવવામાં તેઓની મદદ માંગશે. પાડોશી હસી કહાડશે, અપમાન પણ કરશે એ બધું આ સેવક સહન કરશે, અને તેમ છતાં આગળની

માફક તેઓના દુઃખમાં ભાગ લેશે, અને પોતે એકલો શેરી સ્વચ્છ રાખશે. પોતાની સ્ત્રી, મા, બહેન, વિગેરેને ધીમેધીમે પોતાના આ કામમાં રોકશે. પાડોશીઓ મદદ કરે અથવા ન કરે તો પણ શેરી તો હંમેશાં સ્વચ્છ જ રહેશે અને અનુભવે માલુમ પડશે કે એમ કરતાં વધુ વખત નહિ દેવો પડે. આખરે પાડોશીઓ પોતે કામ કરતા થઇ જશે અને એક શેરીની સુવાસ આખા ગામડામાં ઉડશે. જો આવા સેવકને વધારે હોંશ હોય અને પોતે ઠીક ઠીક ભણેલ હોય તો પોતાની શેરીમાં છોકરાંઓને અને મોટાઓને પણ જે નિરક્ષર હોય તેને અક્ષરજ્ઞાન આપશે. જો પોતાની શેરીમાં કોઇ માંદા હોય અને તેઓ વૈદ્યની દવા કરવા અસમર્થ હોય તો તેને સારૂ વૈદ્ય શોધી કહાડશે. સારવાર કરનાર કોઇ નહિ હોય તો પોતે સારવાર કરશે. આટલું કરતાં તેને પ્રત્યેક પાડોશીની આર્થિક અને નૈતિક સ્થિતિનું સરસ જ્ઞાન મળશે. અને તેટલું જ્ઞાન મળવાથી તેમાં જે સુધારા કરવા ઘટે એ સુધારો કરવાની યોજના આવો સેવક રચશે. અને આવા પ્રકારના સુધારા કરતાં કરતાં તેને પોતાના પાડોશીની અને તેમની મારફતે આખા ગામની રાજ્યપ્રકરણી સ્થિતિનો પણ ખ્યાલ આવશે. અને જો એ ખ્યાલની સાથે પોતાનામાં લોકોની પાસેથી એક સંપે કામ લેવાની શક્તિ આવે તો લોકોની રાજ્યપ્રકરણી સ્થિતિ પણ સુધારવાને આવો માણસ સમર્થ થશે. આફ્રિકા, ચમ્પારણ, ખેડા વિગેરે પ્રદેશોમાં હું જોઇ શકયો કે જેને આપણે અભણ માનીએ છીએ તેવા માણસો પોતાની ખંતને અને લોક લાગણીને લીધે આબાદ સેવા કરી શકયા છે, એવાજ, સમાજ ઉપર અસર પણ પાડી શકયા છે. જે જે ગામડામાં મેં એક એક પણ ચેતનવાળા પુરુષને કે સ્ત્રીને જોયાં છે તે તે ગામડામાં તેઓને મેં ઘણું સરસ કામ કરતાં પણ જોયેલાં છે.

૯. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ કહેવતમાં ઘણું સત્ય છે. ભારે ઉંચી દશાએ પહોંચેલ સ્ત્રીપુરુષો ભલે રોગે પીડાતાં હોય, છતાં પોતાની દશા સાચવી શકે છે. પણ જેઓને હજુ ટોચે

ચડવાનું છે તેવા આપણે જો રોગગ્રસ્ત હોઇએ તો ચડતાં હાંરીએ જ.

૧૦. અંગ્રેજીમાં એક કહેવત છે કે ઠંડા પગે કોઇ સ્વર્ગે ન જઈ શકે. ઇંગ્લાંડ જેવા ઠંડા મુલકમાં લોકોના પગ ઠંડા રહે તો અકળામણ થાય. ઇશ્વરને સંભારવાનું યે ત્યારે ન સૂઝે. કહેવત એ છે કે સ્વચ્છતા એ દૈવી સ્થિતિના જેવી છે, મેલા રહેવાનું કે મેલા વાતાવરણમાં રહેવાનું આપણને કંઇ કારણ નથી. મેલામાં પવિત્રતા ન હોય. મેલ એ અજ્ઞાનની, આળસની નિશાની છે. એમાંથી ખેડુતો કેમ નિકળે? આપણે સ્વચ્છતાના નિયમો તપાસીએ.

૧૧. આપણાં ઘણાં દર્દોની ઉત્પત્તિ આપણા પાયખાનામાં અથવા આપણી જંગલ જવાની આદતમાં રહેલી છે. દરેક ઘરમાં પાયખાનાની આવશયકતા છે. માત્ર સાજાં અને મોટાં માણસો જ "જંગલ" જઇ શકે. બીજાંઓને સારૂ જો પાયખાનું ન હોય તો તે ફળિઆંને, શેરીને કે ઘરને પાયખાનું બનાવી જમીન બગાડે છે, અને હવાને ઝેરી કરે છે. તેથી આપણે એ નિયમ ઘડી શકીએ છીએ; જો જંગલ જવું હોય તો ગામથી એક માઇલ દૂર જવું. ત્યાં વસ્તી ન હોવી જોઇએ, માણસોનો પગરવ ન હોવો જોઇએ, જંગલ બેસતી વેળાએ ખાડો ખોદવો જોઇએ અને ક્રિયા પૂરી કર્યા પછી મેલા ઉપર ખૂબ ધૂળ નાંખવી જોઇએ. જેટલી ધૂળ ખોદી કહાડી હોય તેટલી પાછી ઢાંકી દેવાથી મેલું બરોબર દટાઇ જશે. આટલી ઓછામાં ઓછી તસ્દી લઇને આપણે સ્વચ્છતાના મોટા નિયમનું પાલન કરી શકીએ છીએ. સમજુ ખેડુતો પોતાના ખેતરમાં જ શૌચ કરે અને વગર પૈસે ખાતર ભરે. આ એક નિયમ. આમ જંગલ જતાં છતાં દરેક ઘરને અંગે પાયખાનું જોઈએ જ. તેને સારૂ ડબ્બા વાપરવા જોઇએ. ત્યાં પણ દરેક જણે શૌચ કરી રહ્યા પછી પુષ્કળ માટી નાખવી જોઇએ કે જેથી ત્યાં દુર્ગંધ ન આવે, માંખી ન બણબણે, કીડાઓ ઉત્પન્ન ન થાય. એ ડબ્બો બરાબર સાફ હમેશાં થવો જ જોઇએ.

કદંણુ બાજરૂ નકામા છે. પૃથ્વીનું એક ફુટ સુધીનું પડ જંતુઓથી ખદબદતું છે. તેટલા પડમાં જે મેલું આપણે દાટીએ તેનું ખાતર તરત થઇ જાય છે. બહુ ઉંડે રહેલી માટીમાં એટલા જીવો નથી કે જેઓ મેલાનું ખાતર બનાવી શકે. તેથી ઉંડે દાટેલો મેલ કે મલિન બાફો પેદા કરી હવાને બગાડે છે. ડબ્બા લોખંડના કે રોગાન ચડાવેલી માટીના હોય તો ચાલે. એમાં પણ પૈસાનું ખર્ચ નથી. માત્ર ઉદ્યમની જરૂર છે. પેશાબ પણ જ્યાં ત્યાં ન જ થવો જોઇએ. શેરીઓમાં પેશાબ કરવામાં પાપ સમજવું જોઇએ. તેથી પેશાબ કરવાનાં કુંડા હોવાં જોઇએ. અને તેમાં પણ માટી પુષ્કળ હોય તો જરા યે દુર્ગંધ ન આવે, છાંટા ન ઉડે અને એ માટીનું પણ ખાતર બને. આ બીજો નિયમ. દરેક ખેડુત જો આ નિયમોનું પાલન કરે તો તેના આરોગ્યમાં વૃદ્ધિ થાય એટલું જ નહિ, પણ તે આર્થિક લાભ મેળવે; કેમકે વગર મહેનતે તેને સુવર્ણમય ખાતર મળે.

૧૨. શેરીઓ વચ્ચે થૂંકાય નહિ, નાક સાફ થાય નહિ. કેટલાકનું થૂંક એટલું ઝેરી હોય છે કે તેમાંથી જંતુઓ ઉડે છે અને ક્ષય થાય છે. રસ્તા પર થૂંકવું એ કેટલીક જગ્યાએ ગુન્હો ગણાય છે. પાન જરદો ખાઇને જેઓ થૂંકે છે તેઓ તો બીજાની લાગણીઓનો વિચાર જ નથી કરતા. થૂંક, લીંટ વિગેરે ઉપર પણ ધૂળ નાંખવી જોઇએ.

૧૩. પાણીને વિષે ખેડુતો અતિ બેદરકારી વાપરે છે. કૂવા તળાવ જેમાંથી પીવારાંધવાનું પાણી લેવામાં આવે તે સ્વચ્છ જ હોવાં જોઇએ. તેમાં પાંદડાં ન હોવાં જોઇએ. તેમાં ન્હવાય નહિ, તેમાં ઢોરોને ન્હવડાવાય નહિ, તેમાં લુગડાં ન ધોવાય. આમાં પણ થોડી મથામણની મહેનતનું જ કામ છે. કૂવો સાફ રાખવો એ તો સહજ વાત છે. તળાવ સાફ રાખવું તેથી જરા કઠિન છે. પણ લોકો કેળવણી પામે તો સહુ સહેલું છે. બગડેલું, મેલું, ગંધેલું પાણી પીતાં સુગ ચડે તો આપણે પાણીની સ્વચ્છતાના નિયમો સહેજે

બાળવી શકીએ. પાણી હંમેશાં જાડા અને સ્વચ્છ કપડામાં ગાળવું જોઇએ.

૧૪. એક ડોશી એક મેજ સાફ કરતી હતી. સાબુથી ધુવે અને મસોતાથી લૂછે, એટલે મેજ કેમે સાફ થાય જ નહિ. ડોશી સાબુ બદલે, મસોતાં બદલે પણ મેજ તેવો ને તેવો. કોઇએ કહ્યું 'ડોસી મા ! મસોતું બદલી સાફ કપડું લો તો હમણાં મેજ સાફ થાય.' ડોસી સમજ્યાં. તેમ જ આપણે મેલાં કપડાંથી ગાળીએ કે લૂછીએ તેના કરતાં ન જ ગાળીએ તોપણ ચાલે.

૧૫. શેરીઓમાં કચરો ન જ નંખાય એ નિયમ સમજાવવાનું હોય જ નહિ. કચરાનું પણ શાસ્ત્ર છે. કાચ લોઢું વિગેરે ઉંડા દટાય. છોડીઆં, દાતણની ચીરો ધોઇને સુકવાય અને બળતણમાં વપરાય. ચીંથરાં વેચાય. એઠું, શાકનાં છોલાં વિગેરે દટાય અને તેનું ખાતર બને. આમ બનેલા ખાતરના મેં ઢગલા જોયેલા છે. ચીંથરાંના કાગળો બને છે. ગામડામાં કચરો ઉપાડી જનાર કોઈ હોવાની જરૂર ન હોવી જોઇએ; કેમકે કચરો ઘણો ઓછો હોય છે અને તે મુખ્યત્વે ખાતર કરવા જેવો હોય છે.

૧૬. ગામની કે ઘરોની આસપાસ પાણી ભરાઇ રહે એવાં ખાડાખાબોચીયાં ન જ હોવાં જોઇએ. જ્યાં પાણી ભરાઇ રહેતું ન હોય, ત્યાં મચ્છરોની ઉત્પત્તિ ન થાય. જ્યાં મચ્છર ન હોય, ત્યાં મૅલેરિયા ઓછો થાય. દિલ્હીની આસપાસ પાણી ભરાઇ રહેતું તે પૂરાઈ ગયા પછી ત્યાં મચ્છરો પ્રમાણમાં ઘટયા અને મૅલેરિયા પણ ઘટયો.

૧૭. ઉપરના સ્વચ્છતાના નિયમોથી આ લેખ શું ચિતર્યો એમ કોઇ નહિ કહે એવી હું ઉમેદ રાખું છું. આ નિયમોના પાલનપર એકવીસ કરોડ ખેડુતોના આરોગ્યનો આધાર છે.

૧૮. જે સ્વયંસેવક પોતાના ગામડામાં આવા નિયમોની કેળવણી ખેડુતોને આપશે તે પોતાના ગામડાના રહેવાસીઓની આવરદા વધારશે, રોગો અટકાવવાનો મહા ઉપાય યોજશે. તેથી મુશ્કેલ આ કામ છે; કેમકે તેમાં રસ લેનાર થોડા છે. છતાં તે કોઇ

ક્હાડો પણ કર્યે છૂટકો છે. આ ધર્મના પાલનમાં ભૂલને અવકાશ નથી. જેટલો પળાય તેટલું ફળ દેશે. જેને શરૂ કરવું હોય તે કરીને એક વર્ષમાં પોતાના ગામડાની તંદુરસ્તી બદલાવી શકશે. સ્વયંસેવકોએ ઠેરઠેર શાળાઓ ક્હાડીને લોકોને સામાન્ય જ્ઞાન અને આરોગ્યતાના નિયમનું વિશેષ જ્ઞાન આપવું. બાલકો અને બાલિકાઓને અક્ષરજ્ઞાન અને સ્વચ્છ સુઘડ રહેવા જેટલું આરોગ્ય વિષે જ્ઞાન આપવું, અને મોટી વયના લોકોને ગામનું આરોગ્ય જાળવવાની અને રસ્તા, આઘેડ કૂવા, પાયખાનાં વિગેરે સાફસુફ રાખવાની તાલીમ આપવી. ( સ્યંસેવકો આટલું તો આરોગ્ય માટે સહેલાઇથી કરી શકે ? )

૧૯. "ખેડુતે તો ખાતર લઇને ધાન ઉગાડવાનું રહ્યું અને પછી તેઓ ભંગીઓનો કેમ તિરસ્કાર કરી શકે ? આપણે સત્ય યુગ દુનિયામાં લાવવો છે. તે કાંઇ આકાશમાંથી પડવાનો નથી. આપણે આપણાં સત્કર્મોથી તે મેળવવાનો છે. તે માટે બધાં ખરાબ વ્યસનો છોડવાં જોઇએ. દારૂ, તાડી, ગાંજો, અફીણ એવી વસ્તુનું સેવન કરીને જે માણસ ભાન ભૂલે તે ખેતર જેવી અમૂલ્ય વસ્તુ કેમ સંભાળી શકે ? તેઓ તો જમીનનું રક્ષણ કરનારા છે, દુનિયાને અન્ન પૂરૂં પાડનારા છે. હમણાં હું સરકારને માટે લૂંટારા, રાક્ષસ એવાં વિશેષણો વાપરૂં છું, પણ ખેડુતો જ પ્રજાને લૂંટે તો તેમને કેવા કહેવા ? તેઓ તેઓની ખાનદાની છોડી દે, વીરતા છોડી દે, સચ્ચાઇ છોડી દે, અને જગતના તાત કહેવાતા તેઓ પ્રજાને પીડે એ તો દરિયામાં આગના જેવું થયું. વકીલાત અપ્રિય થઇ પડવાથી પોતાને ખેડુત, વણકર અને ભંગી ગણનાર મારા જેવાને પછી કયાં જવું ? પણ મારો વિશ્વાસ છે કે તેઓ સારા છે અને તેથી જ હું ખેડુત બન્યો છું. ખેડુતનો તકીયો મોત છે. ખેડુત મોતને માથા તળે રાખીને સૂનારો છે. એને કોણ ડરાવી શકનાર હતું ? તેઓ તો બાદશાહ છે અને બાદશાહ રહે એ જ મારી માંગણી છે. જે બાદશાહ પ્રજાને લૂંટે છે તે પાપી છે. માટે તેઓ સદાચરણી થાય. આ ગાંધી ખેડુતનો બીજા ખેડુતોને જાઇને સંદેશો દેજો કે તેણે

ચોરી કરવા ના કહી છે, જુગાર રમવા ના કહી છે. તેઓને તો અનાજ પકાવીને વ્યાજબી દામે તે વેચવાનું છે. તેઓ ઓછે દામે ન આપે પણ કંજુસ વાણીઆની પેઠે અનાજના ભાવ ખાવાનો પણ ખેડુતનો ધર્મ નથી. એથી બચશે તો જ બરકત દેખાશે.

૨૦. "તમારે વેઠ કરવાની નથી. તમે તે ખેતરની વેઠ કરશો કે સરકારની અને લુચ્ચા અમલદારોની વેઠ કરશો ?" કહેજો તેમને કે અમે વેઠીઆ નથી, અમે તો ખેડુત છીએ.

૨૧. કોઇ પણ માણસ બજારના દરથી ઓછા દામ લઇને અધિકારીવર્ગની સેવા કરવા બંધાયેલો નથી અને કોઈ પણ અધિકારી જો લોકોની ઉપર દબાણ અથવા જુલમ કરશે તો તે સજાને પાત્ર થશે. અમે એ પણ સૂચવવા ઇચ્છીએ છીએ કે પ્રજાવર્ગ જયારે બજારદામ મળે, ત્યારે અધિકારીઓની યોગ્ય સેવા કરશે. સરકારી અમલદારો જયારે ફરવાને નિકળે તે વખતે તેમને સહાય કરી તેમની બરદાસી કરવી એ આપણી ફરજ છે. પ્રજાને મિત્ર ગણી તેના પાસેથી દમામથી નહિ, પણ વિવેકથી અને પૂરતા દામ આપીને કામ લેવુ. એ અમલદારોની ફરજ છે. ખોટી ખુશામત, હાજીહાપણું, ભીરુતા, એ સર્વથા ત્યાજય છે, પણ તેટલે જ દરજજે ઉદ્ધતાઇ અને અવિવેક પણ ત્યાજય છે.

૨૨. ખેડુત નિર્વ્યસની થાય, સંયમી થાય. સવારે ઉઠીને પ્રભુનું નામ લઈ પછી કામે ચડે. સાંજે હળ છોડયા પછી ગાળો ભાંડવી કે ગાળોનાં ગીત ગાવાં એ બરોબર નથી. રાતે ભજન ગવાય, હરિકીર્તન કરાય. અત્યારે વરસાદ નથી વરસતો, કારણકે રાજા પાપી બન્યો છે, પ્રજા પાપી બની છે. ઇશ્વર આપણો સમૂળ નાશ નથી કરતો, કારણકે તેને આપણી વધુ પરિક્ષા કરવી છે. માટે સદાચારી બનો, વ્યસનો છોડો, ભજનકીર્તન કરો. પછી જોશો કે માગ્યા મેહ વરસશે.

૨૩. (બધા ખેડુતો સ્વદેશી ધર્મ પાળે એમ હું ઇચ્છું છું.) મારો સ્વદેશી ધર્મ એ છે કે દરેક ગામડું પોતાની જરૂરીયાતની

ચીજો પોતે જ પેદા કરી લે. આ પ્રાચીન પ્રથાને જો આપણે પાછી લાવી શકીએ તો આ હિંદુસ્થાનની ઉપર કોઇ કુદૃષ્ટિ નાંખી શકનાર નથી.

૨૪. જે તાલુકો પોતાનું અનાજ પકાવી લેતો હોય, પોતાનું સૂતર કાંતી લેતો હોય, પોતાનું કાપડ વણી લેતો હોય અને પોતાની સ્વતંત્રતાની ખાતર દુઃખ સહન કરવા તૈયાર હોય તે સ્વરાજ્ય સ્થાપવાને માટે જરૂર તૈયાર છે, અને એક તાલુકો પણ આટલું કામ પાર ઉતારવા તૈયાર હશે તો જેમ એક દીવો આખા ઘરને અજવાળે છે તેમ તે આખા દેશને અજવાળશે.



# ૪. સ્થાનિક સ્વરાજ્ય.

૧. સ્થાનિક સ્વરાજ્યમાંથી રાષ્ટ્રીય સ્વરાજ્ય સહેજે પેદા કરી શકાય તેમ છે. બન્ને મેળવવાનાં સાધન તો એક જ છે. બન્નેની અસર પણ એક જ છે. સ્થાનિક સ્વરાજ્યમાં સ્થાનવાસીઓએ આહુતિ આપવી રહી, રાષ્ટ્રીય સ્વરાજ્યને સારૂ રાષ્ટ્રવાસીઓએ.

૨. સ્વદેશી ભાવનાનું પાલન કરતો હોવાથી હું દેશી સંસ્થાઓ ઉપર મારૂં લક્ષ આપું છું; એટલે હું ગ્રામ્ય પંચાયતોને જ વળગી રહું છું. હિંદ ખરેખર એક પ્રજાસત્તાક દેશ છે, અને તેને લઇને જ તે અત્યાર સુધી તેના ઉપર કરવામાં આવેલ દરેક પ્રહાર સામે ટકી શક્યું છે. રાજા અને અમીરો, પછી તેઓ હિંદી હો કે પરદેશી હો, તેઓ માત્ર કર ઉઘરાવવાના પ્રસંગ ઉપર, વિશાળ જનસમૂહના સંબંધમાં આવતા; અન્યથા તેવું ભાગ્યે જ બનતું. પ્રજા પણ રાજાને રાજાનો ભાગ આપી છૂટતી, અને પછી પોતાની રુચિમાં આવે તેવું ઘણુંયે કરતી.

૩. મ્યુનિસિપાલિટીઓ મારફત દેશનું ઘણું કાર્ય કરવાની મેં આશા રાખી છે. ૧૯૧૯ અને ૧૯૨૦ની માહાસભાના ઠરાવોમાં મ્યુનિસિપાલિટીને અસહકારમાં નથી ભેળવી તેનું કારણ એ જ છે. તેમાં સહકારની ગંધ છે; સ્પર્શ છે. પણ અત્યારે આપણી પાસે તો એક વસ્તુ પણ એવી નથી જેમાં સહકારનો સ્પર્શ ન હોય. એક ઘઉંનો દાણો ખાવામાં પણ સહકાર છે. અત્યારે આપણે તો એક બાળક પણ ઉંચકી શકે એવો અસહકાર કરીએ છીએ. જો આપણે તીવ્ર અસહકાર કરી શકીએ તો એ વસ્તુ તો એવી ચમત્કારી છે કે એક દિવસમાં સ્વરાજ્ય મેળવી શકીએ પણ મેં

તો દેશ જીરવી શકે તેટલો જ હળવો અસહકાર દેશ આગળ મૂકયો છે અને તેમાં દરેક મ્યુનિસિપાલિટી ભળી શકે છે. દેશની દરેક મ્યુનિસિપાલિટી આ વસ્તુ સમજી જાય અને પોતાની શક્તિ પ્રમાણે કાર્યની રચના કરી લે તો તે મારફત સ્વરાજ્ય સહેજે મેળવી શકાય એમ છે.

૪. આખી મ્યુનિસિપાલિટીને સ્વતંત્ર કરવી તેમાં તો જેલ વિગેરેનો ભય પણ નથી. તેમાં તો માત્ર યુક્તિના, આત્મવિશ્વાસ અને એકબીજાના વિશ્વાસની જરૂર છે. આપણાં પાયખાનાં, આપણા રસ્તા આપણે સાફ રાખીએ આપણા ગરીબોને આપણે સંભાળીએ આપણા માંદાની આપણે સેવા કરીએ, તેને સારૂ જોઇતા પૈસા આપણે એકઠા કરીએ અને તેનો શુદ્ધ વહીવટ રાખીએ. મહાજનનું બદનામ એટલે આજની મ્યુનિસિપાલિટી. સ્વાધીનતા વેચીને પરાધીનતા વહોરી લેવી એટલે સરકારની મ્યુનિસિપાલિટી.

૫. લોકો સરકારે રચેલી મ્યુનિસિપાલિટીને કર આપવાને બદલે પોતે સ્વતંત્રતાયે નીમેલા પ્રતિનિધિને જ કર આપે તો તેમાં નથી કંઈ ગેરકાયદેસર, નથી તેમાં કંઇ લડવાનું. લોકોના હાથમાં પોતાની મેળે જ સત્તા આવીને પડે તેમ છે. એના એ જ પ્રતિનિધિઓ, એના એ જ મકાનો, એના એ જ નોકર, ધારા પણ એના એ જ (રાખવા હોય તો); માત્ર સરકારની આણનો ઇનકાર કરવો રહ્યો. આનું નામ શાંત વિપ્લવ અથવા નવો જન્મ. માત્ર લોકોએ પોતાનાં હૃદયને જ તપાસવાં રહ્યાં.

૬. આજ સુધી જે મ્યુનિસિપાલિટીઓ ચાલી છે તેનો અર્થ જ એ છે કે લોકોએ ખરૂં જોતાં તેમાં રસ જ નથી લીધો. લોકોને નામે ગમે તે માણસો નીમાઇ જઇ પોતાનું અથવા સરકારનું કામ કરતા હતા. આનો અર્થ હું એમ નથી કરતો કે એવી મ્યુનિસિપાલિટીઓમાંથી લોકોને કશો લાભ જ નહોતો મળતો. દીવાબત્તી મળ્યાં છે. પાયખાનાં સાફ થયાં છે, દવા પણ મળી છે. છતાં લોકોમાં એવી ભાવના પેદા નથી થઈ કે આ

અમારૂં છે. શહેરના લોકો જેમ મહાજનની મિલ્કતને પોતાની માને તેમ મ્યુનિસિપાલિટીને પોતાની નહોતા માનતા. મ્યુનિસિપાલિટીની સભામાં લોકો ભાગ્યે જ રસ લેતા.

૭. આત્મવિશ્વાસ પૂરો આવ્યે લોકો બધા કારભારના માલેક થઈ શકે છે. તફાવત માત્ર એટલો કે આજે લોકો મ્યુનિસિપાલિટીનો કર ન ભરે તો લોકોની ઉપર કામ ચાલી શકે છે. જ્યારે સરકારની આણ તેની ઉપરથી ઉઠે, ત્યારે લોકો પોતાની ઇચ્છાએ જ કર ભરે. અને એમ ભરાયેલો કર એ જ ખરો મરજીઆત કર.

૮. એવી પ્રથાથી કંઇ આપણે અજાણ્યા નથી. આપણી ન્યાતોના લાગા આપણે આજ સુધી સુખેથી ભર્યા છે. આપણાં મહાજનોના કર આપણે સહુથી પહેલા આપીએ છીએ. માત્ર રાજ્યપ્રકરણી જાગ્રતિ આજ સુધી ન હતી. તેમાં લોકો રસ ન લેતા. તેમાં અઢારે વર્ણના વ્યવહારુ માણસો નહોતા પડયા. જ્યારે અઢારે વર્ણ તેમાં રસ લેતા થાય, ત્યારે આંખ સરખી ઉંચી કર્યા વિના અવશ્ય સ્વરાજ્ય છે. જ્યારે થોડા માણસો ઝાઝા ઉપર સત્તા ભોગવવા ઇચ્છે, ત્યારે જ બળાત્કાર થાય છે. આ સામાન્ય નિયમ છે. થોડાની ઉપર ઝાઝાને બળાત્કાર નથી કરવો પડતો અથવા ઝાઝાપણામાં જ જે સૂક્ષ્મ બળાત્કાર રહ્યો છે તે બસ હોય છે. એવો દેશ એક હિંદુસ્થાન જ છે કે જ્યાં ઝાઝા જાણતા થયા છે તે છતાં હજી પોતાને અપંગ માને છે!

૯. આ મ્યુનિસિપાલિટી શું ન કરી શકે? શું આપણે આપણાં શહેરોનાં દીવાબત્તી, તેના રસ્તા, પાયાખાનાં, અપંગખાનાં વિગેરેની દેખરેખ રાખવાને લાયક નથી? * ખાદીનગરનાં જાજરૂ કોણે સાફ રાખ્યાં; એ કોણે બાંધ્યું, તેમાં રસ્તા કોણે રચ્યા, તેમાં ખાવાની સગવડ કોણે કરી, દર્દીઓની સગવડ કોણે તૈયાર

*અમદાવાદ મહાસભા વખતે રચાયેલું ખાદીનગર.

કરી હતી, રાત્રે ઝુંપડાઓની ચોકી કોણે કરી? એટલી ગાડીઓના અવરજવરનો બંદોબસ્ત કોણે ચલાવ્યો હતો? એનો ગુણાકાર વખત, કામ અને માણસોની સંખ્યાના આંકડાથી કરો એટલે સ્વરાજ્યનો આંકડો મળી રહેશે. પોતે જ આપણે માની બેઠા છીએ કે આપણામાં શકિત નથી. તેનો ઇલાજ બીજો કોણ બતાવે?

૧૦. મારી ઉમેદ છે કે શહેરીઓ મ્યુનિસિપાલિટીના કામમાં પૂરો રસ લઇ પ્રતિનિધિઓને ઉત્તેજન આપી જય મેળવશે અને પોતાના શહેરોની સ્વતંત્રતા સિદ્ધ કરશે.

૧૧. કેળવણીના કાર્યને સંપૂર્ણતાયે શહેરીઓ પાર ઉતારે તો તેઓની સંપૂર્ણ જીત થયેલી હું તો માનીશ. તે કાર્યને પૂરૂં કર્યા પછી બીજી લડાઇમાં પડવું યોગ્ય ગણાશે. અત્યારે બીજી લડત ઉપાડતાં આ મોટામાં મોટા કાર્યને ધકકો પહોંચવાનો સંભવ છે. વળી બીજા કાર્યો ઉપાડતાં ઝેર વધવાનો સંભવ છે. કેળવણીનું કાર્ય પણ મીઠાશથી, ખળભળાટ થયા વિના ઉકેલી શકાય તેમાં શોભા છે. એ કારભાર સ્વતંત્ર રીતે શહેરીઓ ચલાવી શકે અને તેમાં કયાં યે બળાત્કારનો દશ્ય કે અદશ્ય રીતે ઉપયોગ કે દેખાવ ન થયો હોય તો એ દાખલો જેવો તેવો નહિ ગણાય.

૧૨. જો શહેરીઓ ઇચ્છે તો એક પણ બાળક કે બાળા સરકારી નિશાળમાં ન જ જાય. કેટલુંક કામ આપણી આળસે કે બેદરકારીએ બગડે છે. શહેરીઓ પોતાનાં બાળકોને વિષે તો બેદરકાર ન જ રહે એમ આપણે ઇચ્છીએ. તેમાં પૈસાનું અને સારી કેળવણીનું જ કામ છે. કેળવણીનો કાબુ પોતાના હાથમાં રાખે તો ઓછામાં ઓછે પૈસે સારામાં સારી કેળવણી બાળકોને આપી શકાય તેમ છે.

૧૩. જે માબાપોએ પોતાનાં છોકરાંને સરકારની શાળામાંથી ઉઠાડી લીધાં છે, જેઓએ પોતાનાં મકાન આપ્યાં છે અને જે શિક્ષકોએ સરકારી નોકરી છોડી છે તેઓને હું ધન્યવાદ આપું છું.

તેઓ આરંભેલું કામ પૂરૂં કરશે અને આગળ વધારશે એમ હું ઉમેદ રાખું છું.

૧૪. શહેરોનું અને ગામોનું રક્ષણ આજે આપણે કેમ ન કરી શકીએ? આ સવાલ હિંદુસ્થાનનાં સાડાસાત લાખ ગામડાં નથી પૂછતાં તેનું રક્ષણ સરકાર નથી કરતી. ગામડાં પોતે પોતાનું રક્ષણ કરી લે છે અને જે નથી કરી શકતાં તે આજે પણ લૂંટાય છે. અંદર અંદરના ઉપદ્રવોથી તો સરકારે પણ ગામડાનું રક્ષણ નથી કર્યું અને કોઈ ન જ કરી શકે. એ રક્ષણને સારૂ ગામડાંઓએ તૈયાર રહેવું કે થવું જ જોઇએ.

૧૫. એક લાખ ગોરા આપણી મદદ વગર આપણાં ગામડાંઓનો સાતમો ભાગ પણ પૂરો હાથ રાખી શકે નહિ. અને એક એકલા માણસને તે જાતે હાજર હોય તોપણ કોઈ પણ સ્થિતિમાં હિંદુસ્થાનના સામાન્યપણે ચારસો સ્ત્રીપુરુષ બાળકોવાળાં ગામડાંને હાથ રાખવું ભારે જ પડે.

૧૬. દરેક શહેરમાં અને ગામડાંમાંથી સ્વયંસેવકો નિકળવા જોઇએ કે જેમનું કામ લોકનું રક્ષણ કરવાનું હોય; જેઓ રાત્રિનો પહેરો ભરે. આમાં પણ આપણી સામે કોઈ થઇ શકે તેમ નથી. આ કામને સારૂ પ્રજા પોતે તૈયાર હોવી જોઇએ.

૧૭. આ કામને સારૂ હથિયારની જરૂર નથી, છાતીની જરૂર છે. જાગતાને લૂંટાવાનો ઓછો ભય છે. બધા રાત દિવસ ન જ જાગી શકે તેથી કેટલાકે રાતની ચોકી કરવા તૈયાર થવું જોઈએ. બત્તી અને પહેરો એ બે વસ્તુ શહેરોને સુરક્ષિત કરવાને સારૂ બસ છે.

૧૮. આ ઉપરાંત પણ સુધારાના ઇલાજો તો લેવા જ જોઇએ. ચોરને શોધી તેમને સજા કરવા કરતાં સમજાવવાનું કામ કરવું જોઈએ. ચોર મળી ગયા પછી તે ચોરી કરવાની હિમ્મત ઓછી કરશે. જેમણે ચોરીને ધંધો જ માન્યો છે એમના તરફથી મુશ્કેલી પડે. પણ આ સાર્વજનિક શુદ્ધિની અસર

તેઓની ઉપર પણ થાય જ. અને તેમાં વધારો કરવાનું કામ સાધુઓનું છે. સાધુઓમાં ખરી સાધુતા આવી જાય તો તેઓ આ કામને તો અવશ્ય પૂરૂં મહત્ત્વ આપે. જે ચોરી લૂંટ વિગેરેને પોતાનો ધંધો ગણે છે તે કોમોમાં સાધુઓએ પ્રવેશ કરી તેમને તેઓની આદતમાંથી છોડાવવા જોઇએ. તેઓએ તેઓને બીજે ધંધે ચડાવવા જોઇએ. મતલબમાં તેઓને પણ શત્રુ ગણવાને બદલે ભાઇ સમજી તેઓની સેવા કરવી જોઇએ.

૧૯. આપણી પાસે સરકારના કરતાં આવાં કામોને સારૂ ઘણાં બળવાન સાધનો છે, કેમકે તેને સારૂ સાધુઓનો અને ફકીરોનો સમાજ પડયો છે. એ સમાજ ખરી સાધુતા અથવા ફકીરી સંપાદન કરે તો આ કામમાં સંપૂર્ણ મદદ દઈ શકે છે. આને સારૂ સંઘ સંગઠનોની જરૂરીયાત કોઇએ ન માનવી. દરેક ગામ કે શહેર કે જ્યાં રાષ્ટ્રીય જાગ્રતિ થઇ છે, ત્યાં બીજાની વાટ જોયા વિના લોકોએ પોતાની રક્ષાનો અને સુધારાનો પ્રબંધ કરી લેવો જોઇએ.

૨૦. ચોરી કરવાની ટેવ એ પણ એક જાતનું દર્દ છે, અને એ માનસિક રોગ હોઈ વધારે મુશ્કેલ સમજી તેનાં નિદાન ચિકિત્સાનું કામ આપણે હાથ ધર્યું જ નથી. જે માણસને અપચો થાય, તાવ આવે, ઉલટી થાય, તેની દવા કરીએ છીએ. જે ચોરી કરે, જે જૂઠું બોલે, જે છેતરે, તેને પણ રોગી ગણી તેની દવા કેમ ન કરીએ ? તેને કેદમાં મોકલ્યા સિવાય બીજો ઈલાજ આપણે કાં ન શોધિએ ? શરીરે માંદાને આપણે કેમ દવાને બદલે દંડ નથી દેતા ? હું તો માનું છું કે બન્ને દયાપાત્ર છે અથવા બન્ને દંડને પાત્ર છે.



# ૫. નિઃશસ્ત્ર હિંદ.

૧. આપણામાં આપણું રક્ષણ કરવાની એટલે શસ્ત્ર ધારણ કરી લડવાની શક્તિ આવવી જોઇએ. જ્યાંસુધી આપણા રક્ષણનો આધાર કેવળ અંગ્રેજો ઉપર છે, જ્યાંસુધી આપણે સિપાઈ વર્ગથી ડરવાપણું છે, ત્યાંસુધી આપણે અંગ્રેજના બરોબરીઆ કહેવાઇએ જ નહિ. એટલે આપણે શસ્ત્રક્રિયા શીખી આપણું રક્ષણ કરવાની શક્તિ મેળવવી ઘટે છે.

૨. બરોબરીઆ જ ભાગીદાર થઈ શકે. ઉંદર ને બલાડીને સહિયારૂ ન હોય. કીડી અને હાથી વચ્ચે ભાગીદારી ન હોય. આપણને ગમે તે શરીરબળીઓ ડરાવી શકે, આવી સ્થિતિ હોય ત્યાંસુધી આપણે બીજાની સાથે કેવી રીતે સરખા થઇ શકીએ. કોઇ ઢેડ મળે તેને હું મારી સાથે બેસવાનું કહું, ખાવાનું કહું, છતાં પણ તે કંપે. તે પોતાના બળથી જ્યારે મારાથી ડરતો બંધ થાય, ત્યારે જ તે મારા સરખો થયો ગણાય. તે વિના તે એક સરખો છે એમ કહેવું એ દાઝયા ઉપર ડામ દેવા બરોબર છે.

૩. અંગ્રેજ પ્રજાને નામે અંગ્રેજ અધિકારીઓએ હિંદુસ્થાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારીવર્ગ નહિ ચેતે તો તેનાં બધાં પુણ્યને ધોઇ નાંખશે. ન કરે નારાયણ અને હિંદુસ્થાનને કાંઈ પણ ભારે ઇજા પહોંચે, હિંદુસ્થાન બીજી પ્રજાને હસ્તક જાય તો હિંદી પ્રજાની હાય અંગ્રેજ પ્રજાને એવી સખ્ત લાગશે કે તે પ્રજા જગતની આગળ ઝંખવાણી પડશે અને તેને તેત્રિશ કોટિ પ્રજાને નામર્દ બનાવવા સારૂ ધીટકાર લાગશે. અંગ્રેજ માત્રને હિંદુસ્થાનમાં પેસતાં જ આપણી

તરફ તિરસ્કારનું, પોતાની મોટાઈનું, આપણાથી અળગા રહેવાનું શિક્ષણ આપવામાં આવે છે. તેઓના વાતાવરણમાં એ રહ્યું છે. ઉચ્ચા અધિકારવાળા આ વાતાવરણમાંથી મુકત થવા અને નીચેનાને મુકત કરવા પ્રયત્ન કરે છે, પણ એકદમ સફળતા નથી મેળવી શકતા.

૪. આપણા અને અંગ્રેજોના પાછલા દોષો યાદ કરી અત્યારે થતો લાભ જતો કરવો એ વિચારવંતનું કામ નથી. ચાલુ સ્થિતિનો ખ્યાલ કરી કર્તવ્યની રેખા બાંધવી એ ડાહ્યા માણસનું કામ છે.

૫. આપણે લડાઇ કરવાની શકિત જ ખોઇ બેઠા છીએ, વીરતાનો નાશ થઈ ગયો છે. આપણી સ્ત્રીઓનું રક્ષણ કરવા જેટલી પણ આપણામાં શકિત નથી. ધર્મને નામે કર્મ (કર્તવ્ય) ભૂલ્યા છીએ. ધોળે દહાડે ગામડામાં ધાડ પડે છે તેની સામે પણ આપણે ઉભા રહી શકતા નથી. આપણે જે ગામમાં રહેતા હોઇએ તે ગામના આપણા શત્રુ પર ધાડ આવે અને તેથી આખા ગામને નુકસાન થવાનો સંભવ હોય તો આપણે શત્રુતાને ભૂલી જઈશું, અને આવી પડેલી ધાડ દૂર કરવા સારૂ શત્રુની વ્હારે ચડીશું, અને ધાડપાડુને હાંકી કહાડીશું.

૬. એક હજારની વસ્તીમાં આઠ માણસો આવી લૂંટફાટ કરી ચાલ્યા જઈ શકે એ દેખાવ આખી દુનિયામાં હિંદુસ્થાનમાં જ બની શકે છે. આ બનાવને જરા તપાસીએ. આઠ માણસને હઠાવી ન શકે એવા શરીરે તદ્દન દુર્બળ ગામડીઆ નથી. તેઓ ધારે તો જરૂર હઠાવી શકે. ત્યારે કેમ ધારતા નથી ? ધર્મ તો આડે નથી આવતો. તેઓ દયા લાવી બેસી રહે છે એવું તો નથી. બીજા કોઇ આવીને તેનો બચાવ કરે તો તેનો તેઓ સ્વીકાર કરે છે. કારણ એ છે કે તેઓને મરણનો ભારે ભય છે. એવી લડાઇમાં પડી પોતાનું શરીર કોણ જોખમમાં નાખે ? છોને લૂંટે.

સરકારનું કામ છે. એ ફોડી લેશે એમ વિચારી ઘરમાં ભરાઈ રહે છે. પાડોશીનું ઘર બળે, તેની લાજ લુંટાય, માલ જાય, તેની આ તત્ત્વજ્ઞાની મૂઢને પરવા નથી. જ્યાંસુધી આ તત્ત્વજ્ઞાન (અંધકાર) નો નાશ નથી થયો ત્યાંસુધી હિંદુસ્થાનમાં ખરી શાંતિ થવાની નથી. સરકારી કે બીજા સિપાઇ આવે ત્યારે જ આપણે ગામ બચાવી શકીએ એ સ્વમાન જાળવનારને સારૂ અસહ્ય સ્થિતિ છે.

૭. વળી ઇટાલીની જેમ હિંદને હથિયાર મળે ત્યારે હિંદ લડે, એ માન્યતા યોગ્ય નથી. અંગ્રેજ દારૂગોળે પૂરા છે તેથી કાંઇ ડર નથી લાગતો, પણ એમ તો જણાય કે તેનાં હથિયાર વતી તેની સાથે લડવું હશે તો હિંદને હથિયારબંધ કરવું જ જોઇશે. જો આ થઇ શકતું હોય તો તેને કેટલાં વર્ષો જોઇએ ? વળી હિંદી માત્રને હથિયારબંધ કરવા તે તો હિંદુસ્થાનને યુરોપની જેમ બનાવવા જેવું છે. તેમ થાય તો યુરોપના જે બેહાલ છે તે હિંદના થાય. ટૂંકામાં હિંદે યુરોપનો સુધારો ગ્રહણ કરવો. આમ જ થવાનું હોય તો સરસ વાત એ છે કે જેઓ એ સુધારામાં કુશળ છે તેને જ રહેવા દઇએ.

૮. પણ વાત તો એવી છે કે હિંદી પ્રજા કદિ હથિયાર ધારણ નહિ કરે. ન કરે એ ઠીક જ છે.

# ૬. આપણું રક્ષણ.



૧. આપણે ઉદ્યમની ટેવ ભૂલી ગયા છીએ અથવા જે તે ઉદ્યમમાં કાળક્ષેપ કરીએ છીએ તેથી આપણને પ્રજાસુખ કે પ્રજાસંગ્રહનું ભાન નથી. કુટુંબથી આગળ આપણી નજર પહોંચતી જ નથી. આપણો બધાનો ધર્મ તો આપણને એ જ શીખવે છે કે વ્યક્તિ કુટુંબને સારૂ, કુટુંબ ગામને સારૂ, ગામ તાલુકાને સારૂ, તાલુકો જીલ્લાને સારૂ, જીલ્લો પ્રાંતને સારૂ, પ્રાંત ભારતવર્ષને સારૂ, અને છેવટે ભારતવર્ષ જગત્‌ને સારૂ મરવા તૈયાર થાય. આ સ્વદેશાભિમાન સારૂ હું જીવું છું અને તે પ્રગટ થવા સારૂ મરવું મને જીવવા જેટલું જ પ્રિય લાગે છે. તે વિના જીવવું મૃત્યુ સમાન છે. સંસારમાં જો કંઇ પણ સુખ હોય તો તે પરદુઃખને સારૂ દુઃખી થવામાં અને બીજાને બચાવતાં પોતે મરવામાં જ છે. આમ કરનાર સહેજે સુખમાં મહાલે છે. આ બધું કરવામાં કંઈ ભારે કામ કરવાની જરૂર નથી. માત્ર હૃદયને પલટાવવાની જરૂર છે; જરા વિચાર કરવાની જરૂર છે. તેમાં વાર ન લાગવી જોઇએ, કેમકે આપણે પાડોશીને સારૂ મરવું એ આત્માનો જાતિ સ્વભાવ છે.

૨. ચારે વર્ણમાં ઓછાવત્તા પ્રમાણમાં તો ચારેના ગુણ હોવા જ જોઇએ. બ્રાહ્મણ-વાણિયાને શૌર્યની આવશ્યકતા ન હોય અથવા તેમાં વીરતા સંભવે જ નહિ એવું માનવું કેવળ અજ્ઞાન છે. બધાનામાં પોતાનું અને પોતાનાં બચ્ચાં અથવા આશ્રિતોનું રક્ષણ કરવાની શક્તિ હોવી જ જોઇએ મારીને રક્ષણ કરનાર પણ

મરવાનું જોખમ તો ખેડે જ છે. અને શૌર્યનું માપ જોખમના પ્રમાણમાં જ રહેલું છે.

૩. જ્યારે આપણે સરકારની સત્તાના રક્ષણમાંથી બચવા ઇચ્છીએ છીએ, ત્યારે આપણને વિચાર કરવાનું આવી જ પડે છે કે આપણે આપણું રક્ષણ કઇ રીતે કરીશું? આજ સુધી તો સરકારી પોલિસે, સરકારી લશ્કરે, સરકારી તોપે, સરકારી તલવારે આપણું રક્ષણ કર્યું છે. સરકાર જતે કોણ કરશે? ચોર, લૂંટારા વિગેરેના ભયથી આપણને કોણ બચાવશે? આ સવાલો જ્યાંસુધી પૂછાયા કરે ત્યાંસુધી આપણે નથી સ્વરાજ્યને સારૂ લાયક કે નથી મર્દ કહેવડાવવાને સારૂ લાયક.

૪. હિંદુ–મુસલમાન એકતા શું એવી મુડદાલ વસ્તુ છે કે અંગ્રેજો તેમની તોપતલવારો સમેત હિંદુસ્થાનનો કિનારો છોડશે તેની ઘડીએ આપણે એકબીજાનાં ગળાં કાપવાં બેસી જઇશું? શું સાઠ વરસ પહેલાં આપણે આજે છીએ તેના કરતાં આપણું પોતાનું રક્ષણ કરવાને ઓછા સમર્થ હતા? એટલું જ નહિ, પણ પાશ્ચાત્ય હિસાબે આજે આપણે જેટલા દુર્બળ છીએ તેટલા આગાઉ કદ નહોતા એ શુ સાચું નથી? હું અનેક વેળા કહી ગયો છું કે સ્વરાજ્યની સ્થિતિ જ આપણામાં સ્વરક્ષણની તાકાત સૂચવે છે અને જે પ્રજા પોતાનું રક્ષણ કરવાને સમર્થ નથી તે તુરતના અને સંપૂર્ણ સ્વરાજ્યને માટે પણ પાત્ર ન હોઈ શકે.

૫. 'આ સલ્તનત મટે તો હિંદુઓનું શું થાય?' એ પ્રશ્નના જવાબમાં હું તમને કહું છું કે તમારા તીર્થો પઠાણોને હાથે ભ્રષ્ટ થશે, તમારી ઓરતોની ઇજ્જત લૂંટાશે એવા ભયથી તમે જ્યાંસુધી ડરી રહ્યા છો, ત્યાંસુધી તમારાં હરદ્વારને દાટી દો, તમારી ઓરતોને જોહાર કરાવો. તમે પઠાણોને મારી ન શકો તોપણ તેમનાથી ભાગી જવાની નહિ, પણ તેમની સામે ઉભા રહી મરી જવાની તાકાત તો તમારામાં હોવી જ જોઇએ. અફઘાનથી ન ડરો, ન મુસલમાનથી ડરો; કેવળ ઇશ્વરનો ડર રાખો. પેગમ્બર સાહેબના જમાનામાં પણ

સામેથી આવતા ધાડાંઓને જોઇને કેટલાક ડરકણોએ કહ્યું હતું કે 'અમે એકલા જ છીએ. કેમ લડીશું?' પેગમ્બર સાહેબે જવાબ આપ્યો હતો; 'નહિં તમે એકલા નથી; તમારી સાથે ખુદા છે!' હું પણ તમને કહું છું કે તમે તમારી જાતને પામર ન માનો. તમે બહાદુર હશો તો તમારી સાથે અફ્ઘાન પણ પાક બનશે. હું અફ્ઘાનને ઓળખું છું. દક્ષિણ આફ્રિકામાં તેમનામાંના ઘણા મારા અસીલ હતા. તેમની ખાનદાનીની મને પિછાન છે. તેઓ ભૂરા હોય તોયે મને લાગે છે કે તેઓ ખુદાથી ડરનારા છે. જો મુસલમાનોને તમે ભાઇ સમજતા હો, જો તમારો તેમના ઉપર ઇતિબાર હોય તો પઠાણોની દહેશત પણ તમે ન જ રાખશો. જો પઠાણ આવે તો તેમની સામે પણ અસહકાર કરવાવાળો હું બેઠો છું, હિંદુસ્થાનનો એક પણ ટુકડો તેમને હાથ નહિ જવા દઉં મને ખુદા તે ઘડીએ તાકાત આપશે કે હું તેમને ટુકડો લેવા દેતાં પહેલાં હું મારી જીંદગી આપી દઉં. આપણે એક બીજાના ગેરવિશ્વાસથી ગુલામ બન્યા છીએ. જો મુસલમાનો ઇસ્લામને એબ આણશે, જો કરોડો મુસલમાનો દગો દેશે, તો ઇસ્લામ મટી જશે. આપણો અને તેમનો વાણીઆગતનો સંબંધ નથી, ખાનદાનીનો વ્યવહાર છે.

૬. પણ આખા હિંદુસ્થાનને સારૂ કોણ જવાબદાર થઇ શકે? આ સવાલમાં આપણી નિર્માલ્યતા છે. જો લોકો લૂંટફાટ કરે તો જેમ સરકારમાં તેને દબાવવાની શક્તિ છે, તેમ લોકોને અશાંતિ કરતા અટકાવવાની શક્તિ મેળવવામાં જ સ્વરાજ્યનો સંભવ રહ્યો છે. આપણામાં લોકો પર શાંતિ જાળવવા જેટલી અસર ઉપજાવવાની શક્તિ ન હોય તો આપણે સ્વરાજ્યનો ખ્યાલ જ છોડવો જોઇએ. લોકોની ઉપર આપણે અસર પાડી શકીએ છીએ એ શ્રદ્ધા ઉપર જ આપણી લડતનું આખું ચણતર છે. જો આપણે લોકોને શાંતિ જાળવવાનું ન શીખવી શકીએ તો આપણે કબુલ કરવું જ પડે કે આપણે સ્વરાજ્ય મેળવવા લાયક નથી બન્યા.

૭. પણ આપણે વિચાર કરવાનું કામ આળસને વશ થઇ છોડી દીધું છે, તેથી 'એકને ગોળ ને બીજાને થોર' નો કાયદો સનાતન છે એમ માની બેઠા છીએ. આપણે જ્યારે શાંતિમય અસહકારથી હિંદુસ્થાનનું સ્વરાજ્ય લેવા નીકળી પડયા છીએ તો આપણે ચોરી ઇત્યાદિ ભયોની દવા શાંતિને માર્ગે શોધવી પડશે અને તે છે જ.

૮. આજ સુધી પ્રજાએ એમ જ માન્યું છે કે લૂંટફાટ અટકાવવી એ સરકારનું કામ છે. પ્રજાની રક્ષા કરવાની સરકારની ફરજ તો અવશ્ય હોય જ છે, પણ જે પ્રજા હંમેશાં આવી બાબતમાં કેવળ સરકાર પર આધાર રાખે છે એ સ્વતંત્ર નથી બની શકતી. આવે અસહકારને વખતે પ્રજા જો સરકારનું રક્ષણ શોધે તો તેણે આત્મઘાત જ કર્યો કહેવાય. સરકારપક્ષ તરફથી તો હંમેશાં કહેવાયું છે કે પ્રજા પોતાની રક્ષા કરવા તૈયાર નથી, પ્રજામાં બહારના હૂમલાઓમાંથી બચવાની તાકાત જ નથી. આ વાત યથાર્થ નથી એમ તો સહજ વિચારે માલમ પડે એમ છે. આ સરકાર ન હતી, ત્યારે પણ હિંદુસ્થાનમાં નભવાની તાકાત હતી. જો હિંદુસ્થાનની પ્રજામાં સ્વરક્ષાની શકિત ન હોત તો પ્રજાનો કયારનો યે નાશ થયો હોત. હકીકત તો એવી છે કે ગમે તેવી પતિત છે તોપણ હિંદુસ્થાનની પ્રજા આજસુધી પોતાની સભ્યતા સહિત હયાત રહી શકી છે, જ્યારે રોમ, ઇજીપ્ત યૂનાન, ઇરાન વિગેરે નાશ પામ્યાં છે. પ્રાચીન ઇજીપ્ત તે અર્વાચિન ઇજીપ્ત નથી. પ્રાચિન હિંદ તેજ ઘણે ભાગે આજ પણ અર્વાચીન હિંદ છે. છતાં દલીલને ખાતર માની લઇએ કે જ્યારે અંગ્રેજી સત્તા દાખલ થઈ, ત્યારે હિંદ સ્વરક્ષા કરવા અશક્ત હતું, તો આજે તો તેના કરતાં પણ વધારે અશક્ત છે. અશક્તિનું મુખ્ય કારણ સરકાર જ છે. સરકારે પોતાનો પ્રથમ ધર્મ જ બજાવ્યો નથી. તેની ફરજ હતી કે આપણને ધીમે ધીમે સ્વરક્ષા કરવાને લાયક બનાવવા. તેને બદલે આજની આપણી દશા આપણને એવી ભાસે છે કે આપણે

બહારના તેમજ અંદરના આવા ઉપદ્રવોની સામે લડવા અશક્ત છીએ.

૯. આપણે અશક્ત છીએ એવો આપણને આભાસ આવે છે એમ મેં લખ્યું. હકીકતમાં સરકારે આપણને અશક્ત રાખવા અને વધારે અશક્ત બનાવવા ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો છે, તોપણ આપણે સ્વરક્ષણ કરવા કેવળ અશક્ત નથી બની ગયા.

૧૦. ઠગ, પીંઢારા, ભીલ વિગેરેનો ત્રાસ માત્ર નજીવો હતો. જો તેઓનો ત્રાસ ખરો જ હોત તો પ્રજા જડ મૂળથી કયારની નાશ પામી હત. વળી હાલની શાંતિ તે માત્ર નામની જ છે. હું એમ કહેવા માગું છું કે આપણે તે શાંતિથી નામર્દ, બાયલા, ભીરુ બની ગયા છીએ. ભીલ પીંઢારાનો સ્વભાવ અંગ્રેજે ફેરવ્યો છે એમ લેવાનું નથી. આપણને તેવી જાતની પીડા હોય તે સહન કરવા જેવું છે. પણ બીજો માણસ આપણને જે પીડામાંથી બચાવે તે તદ્દન હીણપત ઉપજાવનારૂં છે. આપણે અબળા બનીએ તેના કરતાં ભીલના તીરકામઠાથી મરવું તે મને વધારે પસંદ છે. તે સ્થિતિમાં જે હિંદ હતું તે હિંદ જૂદા જ જૂસ્સાનું હતું. મેકાલેએ હિંદીઓને નામર્દ ગણેલા તે તેની અધમ અજ્ઞાન દશા સૂચવે છે. હિંદી બાયલા કદિ હતા જ નહિ. જાણજો કે જે દેશમાં પહાડી લોકો વસે છે, જેમાં વાઘવરૂ વસે છે, તે દેશમાં રહેનારા માણસો ખરેખરા બીકણ હોય તો તેઓનો નાશ જ થાય. તમે કોઈ દિવસ ખેતરોમાં ગયા છો? તમને હું ખાત્રી પૂર્વક કહું છું કે ખેતરોમાં આપણા ખેડુતો નિર્ભય થઇને આજ પણ સૂએ છે, ત્યારે ત્યાં અંગ્રેજ અને તમે સૂવાની આનાકાની કરશો. બળ એ નિર્ભયતામાં રહેલું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી. એ તમે થોડોક ખ્યાલ કરશો તો જાણી શકશો. ભીલ, પીંઢારા અને ઠગ તે આપણા દેશી ભાઇ છે. તેને જીતવા તે તમારૂં અને અમારૂં કામ છે. તમારા જ ભાઇનો તમને જ્યારે ભય રહેશે, ત્યારે તમે ઠેકાણાસર પહોંચવાના નથી.

૧૧. ચોરોનો અને લૂંટારાનો ભય કેટલીક જગ્યાઓમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે. સ્વરાજ્ય મેળવવાનો અર્થ સ્વરક્ષા પણ છે. બીજા આપણી રક્ષા કરે અને આપણે સ્વરાજ્ય ભોગવીએ એ ન બને. લોકોમાં પોતાની રક્ષા કરવાની શક્તિ હોવી જોઇએ. એ શક્તિ બે રીતે આવે. એક તો ચોર લૂંટારાને ચોરવા અને લૂંટવા દઇને, એટલે કંઇ મિલકત ન રાખીને, અથવા તો ચોરલૂંટારાને દંડ દઇને. બધા માણસો પોતાની મિલકત ખોવા અથવા કંઇ મિલકત ન રાખવા તૈયાર નથી હોતા એટલે ચોર લૂંટારાને દંડ દઇ હઠાવવા યુક્તિઓ રચે છે. કોઇ ચોકીદાર રાખે છે અને કોઇ પોતે જ તેઓની સાથે લડી લે છે. બધા રાજાનું ચોર લૂંટારાથી પ્રજાની રક્ષા કરવાનું મુખ્ય કામ હોય છે. એ રક્ષા પ્રજા પોતાની મેળે કરતાં શીખે તો જ સ્વરાજ્ય હોય. એટલે આપણામાં એ શક્તિ આવવી જ જોઇએ. કામ મુશ્કેલ નથી. ગામોમાં અને શહેરોમાં લોકો પોતાના સ્વયંસેવકો તૈયાર કરે અને પહેરો ભરે. દરેક ગામમાં બત્તી હોવી જ જોઇએ. આટલું જ હોય તોપણ ઘણે ભાગે ચોરોનો ભય તો દૂર થાય જ.

૧૨. પણ આટલા કામની સાથે જ અને વધારે જોરથી તો સુધારણાનું કામ થવું જોઇએ. ચોરથી બચવું એ જેટલું જરૂરનું છે તેના કરતાં ચોરને તેના ધંધામાંથી બચાવી લેવો એ વધારે જરૂરનું છે. ચોરી લૂંટારાપણું એ એક જાતનો નૈતિક રોગ છે. રોગને દૂર કરવાના ઇલાજો આપણી પાસે હોવા જ જોઇએ. તેઓને પણ પ્રજાનું અંગ ગણી સુધારવાનો પ્રયત્ન થવો જોઇએ. તેમને મળવાથી, સમજાવવાથી, કેળવવાથી તે ન જ સમજે એમ માનવાનું કારણ નથી. તેઓની સાથે ધીરજ રાખવી જોઇએ. તેઓ પર પ્રેમ રાખવો જોઇએ. આ બન્ને કામ આપણે ઉપાડી લેવાની પૂરી જરૂર છે.

૧૩. પહેલો અને સીધો ઉપાય તો એ છે કે મકરાણી બલુચી અને ધારાળાને આપણા ભાઈ જાણી આપણે તેઓને સારા થવા

વિનવવું. તેઓ જો ભૂખને લીધે લૂંટ કરતા હોય તો તેઓની ભૂખ દૂર કરવી. તેઓને કેળવણી આપવી. તેઓની સારી ભાવનાઓ જાગ્રત કરવી, આપણને સ્વરાજ્ય હોય તો આપણે શું કરીએ? આપણું સ્વરાજ્ય વ્યવસ્થિત હોય તો અવશ્ય તેઓને સૂધારવાનો પ્રયત્ન કરીએ.

૧૪. [ઠાકરડાઓ ઉપર ચોરીનો આરોપ ઘણીવાર મૂકવામાં આવે છે. તેમને તો મારે એટલું જ કહેવાનું હોય કે] તમે ધારાળા નથી, પણ ઠાકરડા—નહિ ઠાકોર—છો. તમારે ઠાકોર બનવું હોય તો તમે નાના ચોર ન થઈ શકો. પાટીદાર પણ પોતાને ક્ષત્રિય કહેવડાવે છે. પણ એ ક્ષત્રિય નથી; કારણ કે એ ચોરીમાં પોતાનો ભાગ રાખે છે—એ ચોરીનો માલ લે છે. એ ક્ષાત્રધર્મ ભૂલી ગયા છે. પણ તમે તો ક્ષત્રિય જેવા જ લાગો છો, શસ્ત્ર રાખી ક્ષત્રિય હોવાનો દેખાવ કરો છો. હું તમને કહું છું કે તમે પ્રજાને રંજાડવા સારૂ ક્ષત્રિય નથી; પણ તેમનું રક્ષણ કરવા સારૂ છો. તમે દારૂ પીઓ, પ્રજાને દૂભવો, સ્ત્રીઓ પર કુદૃષ્ટિ કરો, કે કોઇને લૂંટો—એ તમારો ધર્મ નથી. એમ કરો તો લંપટ કહેવાઓ. લંપટને ક્ષત્રિય ન કહેવાય. હું ધારાળાઓને મારા ભાઈ સમજું છું. હું કહું છું કે પાટીદાર લંપટ બને તો તમે એને છોડજો. હું તમારામાંનો જ છું. પાટીદારમાંનો પણ છું; એમને ક્ષત્રિય જાણી હું એમની સાથે રહેવા આવ્યો. જ્યારે મેં સાંભળ્યું કે એ પાટીદારો લૂંટેલો માલ રાખે છે, ત્યારે મને શંકા થઇ કે નામર્દ તો નહિ હોય? જો તમે પાટીદાર કોમ મારફતે સ્વરાજ્યમાં હિસ્સો આપવા ઇચ્છતા હો તો તમે એ કામ ભૂલી જજો. ધારાળા ઠાકોર ત્યારે જ બનશે કે જ્યારે તે દેશનું રક્ષણ કરતા હશે.

૧૫. ધારાળાઓમાં કેટલાક જ્ઞાની અને વિવેકી આગેવાનો છે. તેમણે ધારાળાની સ્થિતિ સુધારવા સતત પ્રયત્ન કરવા જોઇએ.

૧૬. જો પાટીદારો ઉપર મૂકાયો છે એ આરોપ ખરો હોય તો તેઓએ અરસ્પરસનો દ્વેષ છોડવો જોઇએ. તેમજ અયોગ્ય

રીતે, ચોરીનો માલ ખરીદી પૈસો એકઠો કરવાની આદતને પાપ માનવું જોઇએ. પાટીદારો બહાદુર અને જ્ઞાની કોમ ગણાય. પાટીદાર કોમે ખેડાની લડત વેળા શૌર્ય, ચાતુરી, એકતા, સમજ વિગેરે ગુણોનું દર્શન આખા હિંદને કરાવ્યું હતું. એ કોમને માંહોમાંહે દ્વેષ અને અયોગ્ય રીતે કમાણીની ટેવ ન જ શોભે.

૧૭. આ સુધારણાનું કામ સાધુઓનું છે. પૂર્વે પણ આવાઓને બોધ સાધુઓ જ આપતા. સ્વામીનારાયણે પોતે સામાન્ય વર્ણો પર સારી અસર પાડી તેઓની બૂરી આદતો છોડાવી હતી. બધા સંપ્રદાયના સાધુફકીરોનો ધર્મ છે કે તેઓએ નિર્ભય બની આવી કોમોમાં પ્રવેશ કરવો અને પોતાના જાનને જોખમે પણ આ લોકોને તેમના અયોગ્ય ધંધામાંથી રોકવા પ્રયત્ન કરવો. સાધુઓ જો આ તેમનું આવશ્યક કાર્ય હાથમાં લે તો થોડી જ મુદતમાં મેં વર્ણવી છે એવી કોમો પર અસર કરે.

૧૮. સાધુ એજ કે જે એમનામાં ચાલ્યો જાય,—જે એમનો સંગ ન કરવા છતાં પદ્મ પત્ર માફક નિર્લેપ રહી એમને સમજાવવા જાય. હું સાધુ હોવાનો દાવો નથી કરતો; પણ ગૃહસ્થ હોવા છતાં કહું છું કે જો હું આ કામમાં ન રોકાયો હોત તો હું ભીલોમાં અને જંગલી જાતોમાં જઇને રહેત; તેમને શુદ્ધ, દયાવાન્, બહાદુર, સદાચારણી, અને સાચાબોલા થવાનો ઉપદેશ આપી એમની પાસે પ્રજાનું રક્ષણ કરાવત.

૧૯. સરકાર પણ એટલું તો શીખવે છે. તે દંડ દે છે તેમ મુક્તિફોજ જેવી સંસ્થાઓની મદદ લૂંટ ઇત્યાદિ કુકર્મો કરનારી કોમોને સુધારવાને સારૂ વત્તાઓછા પ્રમાણમાં લે છે. આપણી પાસે તો સરકાર કરતાં આવાં કામોને સારૂ ઘણાં બળવાન્ સાધનો છે, કેમકે તેને સારૂ સાધુઓનો અને ફકીરોનો સમાજ પડયો છે. એ સમાજ ખરી સાધુતા અથવા ફકીરી સંપાદન કરે તો આ કામમાં સંપૂર્ણ મદદ દઇ શકે છે. આને

સારૂ સંઘસંગઠનોની જરૂરીઆત કોઇએ ન માનવી. દરેક ગામ કે શહેર કે જ્યાં રાષ્ટ્રીય જાગ્રતિ થઇ છે, ત્યાં બીજાની વાટ જોયા વિના લોકોએ પોતાની રક્ષાનો અને સુધારાનો પ્રબંધ કરી લેવો જોઇએ. બેચાર ઠેકાણે પણ એ કામ બરોબર થઇ જશે તો બીજાં ગામોમાં એ પ્રથા પોતાની મેળે દાખલ થઇ જશે.

૨૦. ઉપરના બધા પ્રયત્નો એકબીજાના મદદગાર છે, પણ માનીએ કે એ બધા પ્રયત્ન નિષ્ફળ જાય, તો હું જરૂર સલાહ આપું કે આપણે એવા લૂંટારા ચોર ઇત્યાદિની સામે થવાની શક્તિ મેળવવી. એ શકિત હથિયારો જતાં છતાં હોઇ શકે. દરેક ગામના થોડા પુરુષોમાં પોતાની જાતને જોખમમાં મૂકવાની શકિત આવે તો તેઓએ રક્ષક બની જવું જોઇએ અને ગામની ચોકી કરવી જોઇએ. જ્યારે કોઇ પણ ગામ લૂંટવાને ચોર વિગેરે આવે, ત્યારે સૌ માણસો જાગ્રત રહે, ડરે નહિ અને લડવા તૈયાર થઇ જાય તો લૂંટારા જરૂર ભાગે. લૂંટારાઓ પાસે બંદુકો વિગેરે હોય છે એવું મેં સાંભળ્યુ છે. તેથી શું? બંદુકદાર સામે પણ બહાદુર માણસ તો જરૂર લડી શકે છે. બંદુકવાળાને મ્હાત કરનારા પણ ઘણાને મેં સાંભળ્યા છે. એ કંઈ અસ્વાભાવિક બીના નથી. બંદુક ફોડનાર પણ હંમેશાં કંઇ પોતાનું હથિયાર સાથે નથી રાખતો. છતાં કોઇ વેળા તેનો ભેટો બંદુકવાળાની સાથે પણ થઇ જાય છે. ત્યારે તે પાછો ન હઠતાં ઝૂઝે છે. શૌર્યનું માપ હંમેશાં મરવાની શકિતમાં જ રહેલું છે, એટલે શૌર્ય શરીરે નબળામાંયે હોઈ શકે. પોતાની જાતને બચાવવા જેટલું શૌર્ય દરેકમાં હોવું જોઇએ. અને દરેકે એટલી કેળવણી લઇ જ લેવી જોઇએ. એ કેળવણી અટાપટાથી નથી આવતી પણ મનને કઠણ કરવાથી આવે છે, મોતનો ડર મૂકવાથી આવે છે. લાઠી વિગેરેના પ્રયોગો એવી શકિત મેળવવામાં અવશ્ય સહાયક હોય છે, અને જેમનામાં અહિંસા ધર્મ નથી વ્યાપ્યો, જેઓ મરણીઆ નથી થયા અને જેઓ મારીને પણ પોતાનો બચાવ કરવા ઉત્સુક છે તેવાઓએ

અવશ્ય અટાપટાની તાલીમ લઇને પણ • સ્વરક્ષા કરવાનું બળ પ્રાપ્ત કરી લેવું જોઇએ.

૨૧. દુઃખની વાત તો એ છે કે આપણે પોતાનો પાડોશીનો બચાવ કરવા અશકત છીએ એમ જ માની લીધું છે. આપણે શરીરે બળિયા છતાં જો એક જ ચોર આવ્યો છે તો તેને લૂંટવા દીધો છે અને આપણે સૂતા રહ્યા છીએ. આપણે પાડોશીધર્મને પિછાન્યો નથી, પાળ્યો તો કયાંથી જ હોય ? આ દશામાંથી આપણે તુરત નીકળી જ જવું જોઇએ. દરેક ગામમાં બહાદુરમાં બહાદુર માણસોએ સ્વયંસેવક બની લોકરક્ષા કરવાની જવાબદારી માથે લઇ લેવી જોઇએ. ચોર ઇત્યાદિ વર્ગ જ્યારે સમજશે કે ગામડીયાઓ પોતાની રક્ષા કરી લેવાના છે, ત્યારે તેઓ ચોરી કરતાં ડરશે. ઉત્તમ રીત તો મેં પ્રથમ બતાવી એ જ છે. ચોરોને પણ સાહુકાર બનાવતાં આપણે શીખવવું. કનિષ્ઠ રસ્તો ચોરોને દંડ દેવાનો છે. ચોરોથી ડરીને સંતાઈ જવું એ બચાવનો રસ્તો નથી, એ તો ચોકખી નામર્દાઇ છે. આજની સ્થિતિને પહોંચી વળવા વ્યવહારમાં બધા રસ્તા સાથે લેવાવા જોઇએ.

૨૨. સહનશક્તિ બળિયો જ બતાવી શકે; નબળાથી તેમાં નહિ પડી શકાય, તેથી એટલું બળ આવે ત્યાંસુધી તો જૂલમ વર્તાવવા આવનારને લોકોએ પશુબળથી પણ હઠાવ્યે જ છૂટકો રહ્યો. જ્યારે કોઈ પોલિસનો માણસ પરહેજ કરવા નહિ પણ કોઇને રંજાડવાનો જ નિર્ધાર કરીને આવે, ત્યારે એ પોતાની સત્તાની હદ ઓળંગીને આગળ ચાલ્યો જાય છે. એવા શખ્સને ચોકખા લૂંટારા તરીકે ગણીને તે મુજબ તેની સાથે વર્તવાનો ગામના હરકોઈ માણસને સંપૂર્ણ હક્ક છે. તેણે તેને લૂંટતો અટકાવવાને જોઇતું શરીરબળ બેલાશક વાપરવું એટલું જ નહિ, પણ પોતાના સ્ત્રીવર્ગની લાજનું રક્ષણ કરવાની સ્થિતિ ઉભી થઇ હોય ત્યાં તો તેણે શરીરબળ વાપરતાં બિલકુલ આંચકો ખાવો નહિ. અહિંસાધર્મ કંઇ નામર્દ અને બાયલાઓને માટે નથી.

શૂરવીર અને સમર્થને માટે જ એ ધર્મ છે. જે વીરશિરોમણિ છે તે જ આપબળે કરીને પોતાના પ્રાણની આહુતિ આપશે; સામાના પ્રાણ લેશે નહિ. એ ઘા ઝીલશે, ઘા કરશે નહિ. કારણ એ જાણે છે કે ઇશ્વરની સૃષ્ટિને ઇજા કરવી એ અધર્મ છે.

૨૩. આપણામાંના મોટામોટાની ફરજ છે કે તે પોલિસને સમજાવે. હું બધા પોલિસને કહેવા માગું છું કે તમે મારા ભાઇ છો, તમે ગામડીઆઓના પણ ભાઇ છો, તો તમને કહું છું કે સરકાર તમને ગંદું કામ સોંપે તો તે તમારાથી ન જ થઈ શકે. અમને પણ તમે તમારા ભાઇ સમજો તો અમારૂં કામ તમે કરો, પણ રંજાડો નહિ. સરકારના તમે નોકર છો તો સરકાર અમારી નોકર છે, અને તેથી તમારી ફરજ નથી કે સરકાર તમને કાંઈ ગંદું કામ ઉઠાવવાનું કહે તે ઉઠાવો. સરકારનો પોલિસ વગર હુકમે ઘર લૂંટે, બીજાઓ પાસે લૂંટ કરાવે સ્ત્રી ઉપર જૂલમ કરે તેમાં સરકારની કાંઇ તકસીર નથી. પણ પોલિસ પોતાની મરજીથી જ શિરજોરી કરે છે. આનો રસ્તો એ છે કે સારા સારા માણસો પોલિસને જઇને સમજાવે કે તમારી લાલ પાઘડી રૈયતના રક્ષણ માટે છે, ભક્ષણ માટે નથી. ગામડાનાં માણસો પણ તમારાં છે એમ સમજી તમે તેમને તમારાં કરો.

૨૪. શરાબી ભલે શરાબ ન છોડે, ખિતાબી ભલે ખિતાબને વળગી રહે, અમલદાર ભલે ઉદ્ધતાઈ વાપરે, સિપાઈ ભલે આપણને મારે તેમ છતાં આપણે મૂંગે મ્હોડે એ બધું સહન કરીએ, શાંતિ ન છોડીએ. સરકારના દોષોનો જ વિચાર કરવાને બદલે આપણા દોષો જોતાં—આપણી નબળાઇઓ તપાસતાં શીખવું અને તે કહાડવાના ઉપાયો યોજવા.

૨૫. પણ શાંતિનો ઇલાજ કરતો છતાં હું એમ નથી ઇચ્છતો કે હિંદુસ્થાનની રૈયત નામર્દ બની જાય, પરાધીન બની જાય, અને સ્ત્રીઓની રક્ષા માટે પણ નાતાકાત રહે. શું હિંદુસ્થાનના લોક એટલા નામર્દ બની ગયા છે કે પોતાના માલ

અને સ્ત્રીઓનું પણ રક્ષણ ન કરી શકે? શું ચોરની સામે રક્ષણ કરવાની આપણામાં તાકાત નથી? ચોર લૂંટી જાય અને આપણે ભાગી જવું એ શું સત્યાગ્રહ છે? તમે તમારૂં ધન ચોરને લૂંટાવી દો તે જૂદી વાત છે. તમારે ન આપવું હોય તો તેને તમે સમજાવી શકો છો; ન સમજે તો તમે તેને મારી પણ શકો છો. પોલિસ અત્યાચાર કરવાને તૈયાર થાય તેની સામે મરવાને તૈયાર થાઓ તો તમે સત્યાગ્રહી છો, બહાદુર છો એમ કહું. પણ તમે ઉભા ઉભા બેઇજ્જતી થવા દો તેના કરતાં તેને મારીને હઠાવો એ સારૂં. સત્યાગ્રહનો અર્થ એ નથી કે સ્ત્રીઓને મૂકીને ભાગી જવું, સ્ત્રીઓને પોતાની સમક્ષ નાગી કરાતી જોવી.

૨૬. આપણો ધર્મ નથી શીખવતો કે નામર્દ બનવું, અત્યાચાર સહન કર્યા કરવા. ધર્મ શીખવે છે કે અત્યાચારીનું ખૂન લેવા કરતાં તેને ખૂન આપવા તૈયાર થવું એ સરસ છે. આપણે એવી રીતે ખૂન આપવા તૈયાર થઇએ તો તો આપણે દેવ બની ગયા; પણ અન્યાય જોઇને પલાયન કરીએ તો તો આપણે પશુથી પણ નપાવટ થયા. આપણે પશુમાંથી મનુષ્ય થયા છીએ. પશુના ધર્મો તો મનુષ્ય કરતો જ જન્મે છે, સમજ આવે છે એટલે તેનામાં મનુષ્યત્વ આવતું જાય છે. મનુષ્યત્વ આવતું જાય છે એટલે પશુબળનો આશ્રય તજી આત્મબળ ઉપર આધાર રાખતાં આપણે શીખીએ છીએ, પણ કોઇ પશુબળ આપણી સામે વાપરવા આવ્યો તેની સામે આત્મબળથી ઉભા રહેવાનું તો ઘેર ગયું, પણ તેનાથી ભાગી જઇએ તો તો આપણે નથી રહ્યા પશુ કે નથી રહ્યા મનુષ્ય. આપણે બાયલા–નામર્દ–બની ગયા. કુતરો જૂઓને, તે પણ સત્યાગ્રહ નથી કરતો છતાં ભાગતો યે નથી; હેરાન કરનાર સામે ભસે છે, લડી લે છે. હિંદુસ્થાન મનુષ્યત્વ ન બતાવી શકે તો પોતાનું પશુબળ તો જરૂર બતાવી શકે છે.

૨૭. પણ તમે મને બરાબર સમજી લો. બધીએ વેળા મારવા તૈયાર થવાનું હું તમને નથી શીખવતો. પોલિસ વૉરંટ

લઇને આવે, સમન્સ લઇને આવે ત્યારે તમે લડવા નીકળો એ તો તમારી નામર્દાઈ સૂચવે. આપણે ૫૦ માણસ ઉભા હોઇએ અને એક સિપાઇ હૂકુમ આપવા આવ્યો હોય તેને આપણે મારી શકીએ એમાં નવાઇ શી? તો પણ તે હૂકુમને માનવો એમાં જ આપણી મર્દાનગી છે. પોલિસનું તો પકડવાનું કામ છે. તેનું વૉરંટ અયોગ્ય હોય તોપણ પોલિસના હાથમાંથી આપણે કોઇને છોડાવી નથી શકતા. પોલિસ પકડતાં તમને મારે, ગાળો દે, તો તે પણ તમારે સાંભળી લેવી જોઇએ. પણ તમારા ઘરમાં પોલિસ આવે, તમારાં ઢોરઢાંખર લૂંટવા આવે, તમારૂં ધન લૂંટવા આવે, તો તમે જરૂર તેની સામે થજો અને લાઠી વાપરજો—જો તમે તમારો પ્રાણ આપવા તૈયાર ન હો તો. પણ વળી બીજી શરત કરૂં. તમને આવે પ્રસંગે મારવાનું કહું છું તેથી કાંઇ એમ નથી કહેતો કે તમે કોઈ ચોર આવે તેને જાનથી મારી નાંખજો. લડાઇનો પણ કાંઇ કાયદો હોય છે ના?. લાઠીની સામે તલવાર ખેંચવી એ ધર્મ નથી, લાઠીની સામે મુક્કો મારવો એ ધર્મ છે. એક માણસની સામે ૫૦ માણસનું સૈન્ય લઇને જવું એ ધર્મ નથી, નામર્દાઇ છે. લાઠીની સામે તલવાર ખેંચવાથી, એકની સામે ૫૦ જવાથી, આપણે નામર્દ બન્યા છીએ. તમે ડરપોક ન બનો; નામર્દ કદિ ન થાઓ; છતાં કોઇનું ખૂન ન કરો એ હું ઇચ્છું છું.

૨૮. 'આપ ભલા તો જગ ભલા' એ કહેવતમાં ભારે સિદ્ધાંત છૂપાયેલો છે. આપણે મેલા અને બ્હીકણ હોવાથી દરેક અમલદારને અને પોલિસને આપણો દુશ્મન માનીએ છીએ. આપણે જો બ્હીક મેલીએ તો છૂપી કે ઉઘાડી પોલિસથી ન ડરીએ અને કોઈના ભમાવ્યા ન ભમીએ. આપણે કેવળ અંતરબળથી જ ઝૂઝવા માગીએ છીએ, અને તે બળ કોઇનું આપ્યું મળે તેમ નથી. તે તો ઇશ્વરની પાસેથી જ મળે આપણી નબળાઇઓને જીત્યા એટલે સ્વરાજ્ય મળ્યું.

૨૯ હું બધા દુઃખોનું નિવારણ સત્યાગ્રહ છે એમ કહી રહ્યો છું.

આ સલ્તનત મિટાવવાનો છતાં શાંતિનો ઇલાજ બતાવી રહ્યો છું.

૩૦. હિન્દુસ્થાનના વાયવ્ય ખુણામાં આવેલી સરહદ પર કેટલીક જંગલી જાતો વસે છે. તેઓ મુસલમાન છે અને લૂંટફાટ તથા માણસોનાં હરણ કરી પોતાનું ભરણપોષણ કરે છે, તાજેતરમાં તેઓએ એક અંગ્રેજ છોકરી પકડી લીધેલી અને તેને છોડાવવાનો દંડ મળ્યો ત્યારે જ તેને છોડી. આમ જ તેઓ પાસેના ગામડાઓમાં રહેતા હિન્દુઓને લૂંટે છે, તેઓને પકડી જાય છે અને જ્યારે પૈસા મળે ત્યારે તેઓને છોડે છે. આ પ્રમાણે મુસલમાનોને પણ તેઓ રંજાડે છે. એટલે આ લૂંટફાટ મુસલમાનો કેવળ હિન્દુની જ કરે છે એવું નથી. છતાં હાલ હિન્દુ—મુસલમાનની એકતાનો મધુર પવન વાઇ રહ્યો છે, તેથી કેટલાક હિન્દુઓ એ એકતા ઉપર જોર મૂકી કહે છે કે જો મુસલમાનો ખરા હોય તો તેઓએ ઈલાજ લઈ આ લૂંટફાટ અટકાવવી જોઇએ. મારી ખાત્રી છે કે આ વચન અજ્ઞાનનું છે. હિન્દના મુસલમાનો સરહદની જંગલી કોમો ઉપર કંઇ જ અસર નથી ધરાવતા. વળી તેઓ પોતે પણ લૂંટાય છે એ હું બતાવી ગયો છું. છતાં આપણે આ પીડાનો ઈલાજ શોધ્યે જ છૂટકો છે. જેઓ લૂંટાય છે, જેઓ પકડાય છે તેઓને મદદ મળવી જોઇએ. આ કાર્ય સરકારનું છે. જો સરકાર આટલી રક્ષા ન કરી શકે તો તેની રક્ષા કરવાની જે મહાશકિત ગણાય છે તેનું શું? હું પોતે એ શકિત ઉપર બહુ મોહિત નથી રહ્યો. ગુન્હો થયા પછી ગુન્હેગારને દંડ દેવાની જેટલી શકિત સરકાર ધરાવે છે, તેટલી ગુન્હાને અટકાવવાની નથી ધરાવતી. તેમાં સરકારનો ખાસ દોષ પણ હું તો ન કાઢું. માણસ પોતાનો સ્વભાવ ન બદલે ત્યાં સુધી ગુન્હા તો થયા જ કરશે. દંડના ભયથી જેટલા રોકી શકાય તેટલા રાજ્યસત્તા ઓછાવત્તા પ્રમાણમાં રોકે છે.

૩૧. સારો અને ખરો ઉપાય તો લોકોના હાથમાં હોવો જોઇએ. સરહદ ઉપર શું કે બીજી જગ્યાએ વસતા લોકોમાં શું, લોકોનામાં

પોતામાં પોતાનો બચાવ કરવાની શક્તિ આવવી જોઇએ. ન હોય તો કેળવવી જોઇએ. એક પાડોશીને પ્રેમભાવથી જીતી લેવાની અને બીજી ભયથી રોકવાની. સામાન્ય રીતે મિશ્ર ક્રિયાનો પ્રયોગ કરવામાં આવે છે. લોકો પોતાના બચાવજોગી શરીર શકિત મેળવી લે છે, અને પાડોશીની સાથે મહોબત રાખવા પણ મથે છે. સરહદનાં ગામડાંના લોકો આ બન્ને ક્રિયાનો પ્રયોગ કરી શકે છે. પોતે એકઠા થઈ લૂંટારાની ટોળીની સામે લડવાની તૈયારી રાખી શકે છે, તેમજ તેઓની સાથે શાંતિને સમયે મસલત પણ કરી શકે છે. સરહદ પરની કોમો ભૂખે મરતી હોય તો પાડોશી જાણી તેઓને શરતો કરી સહાય આપી શકે છે. સરકાર પોતે પણ એમ જ કરે છે.

૩૨. અને આવા ઇલાજોની સાથે જે મુસલમાનો સરહદની કોમો સાથે જરા પણ સંબંધ રાખે છે તેઓ આ કોમોને સંદેશા મોકલાવી તેઓને લૂંટફાટ કરતાં રોકી શકે છે. આમ બધા ઇલાજો, સરકાર તરફથી લોકો તરફથી અને ખાસ મુસલમાનો તરફથી એક સાથે લેવાય તો આ ઉપદ્રવોમાંથી બચી જવાય. મુસલમાનો કંઇ નથી કરતા એમ માની બેસી રહેવાથી કશું વળવાનું નથી, અને તેવો વિચાર તેઓને ગેરઇન્સાફ કરનારો ગણાય.

૩૩. (ચોરીનું એક મૂળ રેલ્વે ગણાય છે.) રેલ્વેમાં ચોરીની અને લાંચની બધી બૂમો અને ફરિયાદો ખરી હોય તો આપણને શરમાવાનું કારણ છે. દેશ આખામાં આત્મશુદ્ધિની પ્રવૃત્તિ ચાલી રહી હોય તે વેળા કોઇ પણ જગ્યાએ લાંચ કે ચોરીની ફરિયાદ હોય તો દુઃખ થયા વિના ન જ રહે. રેલ્વેમાં ચોરી થાય છે તેમાં સરકારનો હાથ તો નથી જ. તેમાં તો જવાબદારી કેવળ આપણી છે. મારા સાંભળવામાં ત્યાંસુધી આવ્યું છે કે રેલ્વેમાં દુષ્કાળ સમયે ઘાસ જોઇએ તોપણ લાંચ આપવી પડે! ગમે તે સામાનની બેંગી કરો તો તેમાંથી જરા પણ તે બેંગી તોડાય એવી હોય તો ચોરી થાય જ.

૩૪. રેલ્વેના નોકરોના જોવામાં જો આ લખાણુ આવે તો મારી વિનંતિ છે કે તેઓએ પ્રજાનો વિચાર રાખવો અને પૈસા પૂરા ન થતા હોય તો કમાણીનાં પ્રામાણિક સાધનો શોધવાં. રેલ્વેનાં મંડળ ચલાવનારાઓને મારી સલાહ છે કે તેમણે રેલ્વેના નોકરોના હક્કની રખેવાળી કરવા જેટલો જ પ્રયત્ન તેમની પાસે તેમની ફરજ બજાવવા તરફ કરવો. સ્વરાજ્ય મળ્યે જો આ ફરીયાદો રહી ગઇ તો અપણું તંત્ર જેટલું આજે મોઘું છે તેટલું જ રહેવાનું. સ્વરાજ્ય ત્યાં જ જાળવી શકાય કે જ્યાં ઘણાં માણસો સાચાં અને સ્વદેશાભિમાની એટલે પ્રજાના હિતમાં પોતાનું હિત સમજનારાં હોય અને થોડાં જ લાલચુ સ્વાર્થી અને અપ્રામાણિક હોય. સ્વરાજ્યનો એક અર્થ તો એ છે જ કે 'ઘણાનું રાજ્ય.' એ ઘણા જો અનીતિમાન્ અથવા સ્વાર્થી હોય તો રાજ્યમાં અંધાધુંધી જ હોય એ ચોકખું છે. હું આ ચળવળમાં પડ્યો છું તે એવી માન્યતાથી કે તેમાં ઘણા સાચા અને સારા છે. પણ તેઓ ભીરુ બેદરકાર અને અજ્ઞાની હોઇ પોતાની તાકાત ઓળખતા નથી અને જ્યારે ઓળખતા થઇ જશે ત્યારે તેઓ પોતાનું સાચું એટલે આત્મબળ અજમાવશે અને સફળતા મેળવશે.



# ૭. રક્ષણનો ઉપાય.

૧. ચંપારણના દેહાંતીઓ જેવા અનાથ અને બ્હીકણ લોકો બીજા કોઇ પણ પ્રદેશના ગાંમડાંઓમાં મેં જોયા નથી. પોલિસના નામથી જ તેઓ ફડકી ઉઠે છે અને તેમને દેખતાંની સાથે તો ગામ છોડી ભાગવા માંડે છે! પોલિસ પણ ત્યાં એટલી જ નીતિભ્રષ્ટ બની ગઇ છે. લાંચરૂશ્વતનો તેમનામાં પાર નથી; અને જ્યારે જ્યારે લોકોએ પોલિસના જૂલમની સામે થવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે ત્યારે ડાયરના નામને રાખે એવા સ્થાનિક અમલદારો–જેમાં ન્યાય આપનાર મેજીસ્ટ્રેટોનો વર્ગ ઓછો સામેલ નથી હોતો–અને હાથે જૂલમ અને અત્યાચારના મારા હેઠળ તેમને પણ વધારે જ છૂંદાવું પડયું છે; વધારે અનાથ અને નિરાધાર થવું પડયું છે.

૨. કોઈ કોઇ વાર મૅજીસ્ટ્રેટોએ અગર સરકારે પોલિસને ધમકાવી છે. પણ એવી ધમકીઓને કોણ ગાંઠે? નીચેના અમલદારોને તો એવા સરકારી ઠપકાની જાણ સરખી નથી થતી; અને થાય તોપણ તેમને મન એનું કશું જ નથી હોતું. જૂલમ અને અત્યાચાર જેવાંને તેવાં ચાલુ રહે છે; ઉલટી એમને ભરતી આવે છે.

૩. આવી સ્થિતિમાં લોકરક્ષણનો ઈલાજ શું? આ બગાડો, આ અધોગતિ ખસેડવી કેમ કરીને? સરકાર પાસે તપાસ કરવાની માગણી કરીને? નહિ જ નહિ. એથી તો પોલિસ જ વધુ જોરાવર બનશે. પોલીસ તો અગાઉથી જ પાણી પહેલી પાળ બાંધી રહી છે. ત્યારે શું દેહાંતીઓએ અદાલતોનો આશ્રય લઇને? કદાપિ નહિ. મારી તો ખાત્રી થઇ ચૂકી છે–અને વર્ષોનાં વર્ષ સુધીના આવા કેસોનો

અભ્યાસ કર્યા પછી મેં મારો આ અભિપ્રાય બાંધ્યો છે–કે આવા ઝગડાઓમાં નવાણું ટકા લોક અંતે પૈસામાં તેમજ બળમાં બન્નેમાં ખુવાર જ થયા છે. વકીલો અને રૂશ્વતખોરોનાં ઘર ભરીભરીને બહુ બહુ તો કોઇ રડયાખડયા દાખલામાં એકાદ નિર્દોષ માણસને તેઓ છોડવી લાવી શકયા હશે ?

૪. એટલે આ ઇલાજો આ બાબતમાં નિરર્થક છે. ખરો ઇલાજ તો એ છે કે આ પોલિસ જે મુખ્યત્વે કરીને આપણા લોકોની બનેલી છે તેમને સુધારવી; તેમને અપ્રતિકારથી જીતવી. એમની દયા ખાવી છોડીને નાહક આપણે આટલા દિવસ એમની નાલેશી કરી છે. એઓ તો એક નીતિભ્રષ્ટ અને કલંકરૂપ પ્રથાનાં ભોગ થઇ પડેલાં જંતુ માત્ર છે. હિંદી પોલિસ સ્વભાવે કરીનેજ દુષ્ટ છે અને સરકાર તેમને સુધારવાને અસમર્થ છે એમ માનવાની હું ના પાડું છું. ઉલટું સરકારની અત્યારની પ્રથા જ એવી છે કે એની હેઠળ પ્રામાણિકમાં પ્રામાણિક માણસ પણ અપ્રામાણિક બન્યા વગર ન રહે. દોષ અને અપજશ ગમે તેમ થઇ જાય તો પણ પોતાને માથે ન લેવાં એ તરફ જ રાતદિવસ એના બધા પ્રયત્નોનો ઓઘ રહે છે. પ્રતિષ્ઠા અને મોભાને એણે સાતમે આસમાન ચડાવી બેસાડ્યાં છે અને પોતાની જાતને તે ઇશ્વરના જેટલી અભ્રાન્ત અને દોષરહિત માને છે.

૫. મતલબ કે પ્રજાની સ્થિતિનો ઇલાજ એજ રહ્યો કે દરેક સ્થળે વસ્તીના લોકોએ પોલિસ જોડે ભાઇચારો કરવો અને એવો ભાઇચારો પેદા કરવાનો સારામાં સારો રસ્તો એજ છે કે તેમનાથી અગર તેમના હાથમાંની સત્તાથી ડરવાનું છોડી દેવું.

૬. ચંપારણના દેહાંતીઓ તો કાળો ડગલો દેખે છે ત્યાંથી નહાસવા માંડે છે. તેઓ તો જો કાયદાથી ન ધ્રુજતા હોય તો આજે પોલિસને મારે કે તેની જાન પણ લે. તેઓ પોલિસની સામા ન થવામાં કશું જ પુણ્ય નથી કમાતાં; ઉલટું નામર્દાઇ અને બાયલાપણાની નામોશી તેમને વરે છે. સરકારની નજરમાં અને દુનિયાની નજરમાં તેઓ સરખા જ હડધૂત થાય છે.

૭. (શુદ્ધ નામર્દાઇ બતાવવા કરતાં તો શરીરબળ વાપરવું એ સારૂં છે, પરંતુ) જરૂર કરતાં વધારે શરીરબળ વાપરવું એ તો ચોકખી નામર્દાઈ છે; બહાદુર માણસ ચોરને મારી નથી નાંખતો; પકડીને માત્ર પોલિસને સોંપી દે છે. એના કરતાં પણ શૂરો હશે તે માત્ર એને પકડીને ઘર બહાર મૂકી આવશે અને એની વાત સરખી ભૂલી જશે. સાથી શૂરો છે તે તો ચોરની દયા ખાશે, તેને સમજાવવાનો પ્રયત્ન કરશે, તેનાં ગાળ તમાચો ખાઇ લેશે, એને હાથે મરી પણ લેશે—પણ સામો નહિ મારે.

૮. આટલી અધોગતિએ પહોંચેલા પ્રાંતમાં કામ કરનારાઓને તો મારે આકરી ચેતવણી આપી મૂકવી ઘટે. નાનામાં નાની અને નજીવીમાં નજીવી બાબતમાં પણ લોકોને ચડાવવાની દિશાએ તેઓ જે કંઈ કરે, જે કંઈ પગલું લે, જે કંઈ સલાહ લોકોને આપે, તેમાં તેમણે ખૂબ સાવધાન રહેવું જોઇશે. જો તેઓ પોલિસને તેમની કાયદેસર ફરજ બજાવવામાં સામે થશે તો તેમનું કામ બગડશે. પોલિસ ગેરકાયદે કામ કરી રહી છે એવું પણ તેમને કેટલીકવાર ઘડીભરને માટે લાગશે, છતાં તેમણે અવિચાર ન જ કરવો જોઇએ. દાખલા તરીકે પોલિસ વગર વારંટે કોઇને પકડે; તો તેવા દાખલાઓમાં પણ લોકોએ પોલિસની સામે ન થવું જોઇએ. તેમણે કાયદો પોતાના હાથમાં ન લેતાં તેનો જે કંઈ અમલ કરવામાં આવે તેને તત્કાળને માટે તાબે થવું જોઇએ. તેમણે યાદ રાખવું જોઇએ કે ગમે તેવા કારણસર પણ અદાલતનો આશ્રય ન લેવાના નિશ્ચયમાં જ્યાંસુધી આપણે મક્કમ રહીશું ત્યાંસુધી કાયદાની ધાર આપણને વાગી શકવાની નથી. વળી આપણા પોલિસ અમલદારો અને તેમના હાથ નીચેના માણસો પાસે જ આપણે ઈન્સાફ લેવા માંગીએ છીએ. પોલિસ આપણા ભાઈ છે, તે લોકો રૈયતનું રક્ષણ કરે ભક્ષણ ન કરે એ તેની ફરજ છે.

# ૮. શાંતિમય ક્ષાત્રબળનું દૃષ્ટાંત.

૧. શીખ કોમ ઘણી જોરાવર છે, તેનામાં તનનું મનનું એમ બન્ને બળ છે. તલવારે શૂરા છે. મનોબળ પણ ઠીક છે.

૨. તેઓની સંખ્યા ત્રીશ લાખની ગણાય છે. આજસુધી મેં શીખને હિંદુધર્મનો જ એક સંપ્રદાય માન્યો હતો. પણ શીખના આગેવાનો શીખધર્મને નોખો જ ધર્મ માને છે. ગુરુ નાનક તેના જન્મદાતા હતા. ગુરુ ગોવિંદસિંગ તેના રક્ષક હતા. બધા મળીને દશ ગુરુને શીખો માને છે. ગુરુ નાનક પોતે તો હિંદુ હતા જ, પણ તેમણે નવો ધર્મ પ્રવર્તાવ્યો એમ શીખ આગેવાનો માને છે. તેઓની સંજ્ઞા પાંચ 'ક' માં રહેલી છે. તે પાંચ વસ્તુ કેશ, કંગન કડા, કચ્છ ને કરપાન છે. ડાઢી તેમજ ચોટી તેઓ મુંડાવતા જ નથી તેથી કંગી (કાંસકી) ની જરૂર તો રહી જ છે. કાંડા પર લોખંડનું કડું પહેરે છે તે સંયમની નિશાની છે. કચ્છ સહેલથી સમજાય છે. કરપાન એ જમ્મૈયો છે. તે ધર્મની રક્ષા કરવાની શક્તિની નિશાની અને શત્રુને ત્રાસ પમાડનારી વસ્તુ રૂપે તેઓમાં મનાય છે. આ પાંચ વસ્તુ ઉપર ઘણાં વર્ષો પૂર્વે ભાર દેવામાં નહોતો આવતો, પણ હવે તેની ઉપર નૌજવાન શીખો ખૂબ ભાર મૂકે છે. અને જેઓ પોતાને શીખ મનાવતા છતાં આ પાંચ ચિન્હો નથી રાખતા તેમને સુધારકો શીખ માનતા જ નથી. સુધારકો સ્ત્રીઓ પાસે પણ કરપાન ધારણ કરાવી રહ્યા છે.

૩. તેમનામાંના એક બુઝર્ગને મળતાં તેમણે મને જણાવ્યું કે શીખ વર્ણાશ્રમને માનતા નથી, તેઓમાં ઉચ્ચ નીચ નથી; અસ્પૃશ્યતા

નથી. તેઓ મૂર્તિપૂજાને પાપ માને છે. રામકૃષ્ણાદિને માન આપે છે પણ તેમને જે સ્થાન હિંદુધર્મમાં છે તે નથી આપતા. ગૌરક્ષાને તેઓ માનતા નથી જો કે ગૌમાંસ ભક્ષણ નથી કરતા. તેઓ પુનર્જન્મ તથા મુક્તિને માને છે. વેદને કે બીજા હિંદુ શાસ્ત્રોને તેઓ વિશેષ માન આપતા નથી. તેમનો ધર્મગ્રંથ ગુરુઓની વાણી છે. તેનાથી બીજા કોઇ શાસ્ત્રોને તેઓ ધર્મશાસ્ત્રો તરીકે નથી માનતા. તેઓમાં શરાબ અને તમાકુનો નિષેધ ગણ્યો છે.

૪. શીખોના મંદિર ગુરૂદ્વારા નામે ઓળખાય છે. આ ગુરુદ્વારામાં સુધારકોની માન્યતા પ્રમાણે આચાર મંદ થયો છે અને તેમાં રહેલા મહંતો ઘણી વેળા ધર્મરહિત પાખંડી હોય છે. કેટલાક ગુરુદ્વારા ઐતિહાસિક છે. આવા બધા ગુરુદ્વારાનો કબજો લઇ લેવો તેને સુધારકો ઇષ્ટ માને છે. તેમાં ફેરફારો દાખલ કરવાની અને તેને એક સમિતિની સત્તા તળે મૂકવાની આ હિલચાલ છે. કેટલાંક વર્ષો થયાં તે ચાલુ છે. તેમાં મોટા શીખો પણ સામેલ છે. અસહકાર પછી આ પ્રવૃત્તિએ વધારે ઉગ્ર રૂપ પકડયું છે. ગુરુદ્વારાઓનો કબજો શીખોનાં મંડળો લેતાં જાય છે. આ મંડળો અકાલી જથા અથવા અકાલી દલને નામે ઓળખાય છે. આવા દલો ઠેકઠેકાણે ફેલાઈ ગયા છે. તેમનું મથક અમૃતસર છે. તેઓ ઉપર વર્ણવેલી પાંચ સંજ્ઞાઓ ધારણ કરનારા છે એટલું જ નહિ, પણ તેઓ કાળી પાઘડી બાંધે છે, કાળો પટો ખભે રાખે છે, અને સાથે એક નાની ફરસી વાળી મોટી ડાંગ પણ રાખે છે. કોઇકોઇની ડાંગમાં ફરસી નથી હોતી. આવી ટુકડીઓમાંના પચાસ કે સો માણસો જઇ ગુરુદ્વારાઓનો કબજો લે છે. તેઓનું કહેવું એવું છે કે આ ટુકડીઓનો ઇરાદો જબરદસ્તીથી કબજો લેવાનો નથી હોતો; પોતે માર ખાય છે પણ કોઇને મારતા નથી. આમ છતાં પચાસ કે વધારે માણસોના ટોળાનું ઉપર વર્ણવેલા રૂપે કોઈ જગ્યાએ જવું એ એક પ્રકારનો શસ્ત્રબળનો દેખાવ તો છે જ. અને તેથી ગુરુદ્વારાના રખેવાળો ડરે એ સહેજ છે.

૫. આ પ્રવૃત્તિમાં જબરદસ્તીનો દેખાવ હોય યા ન હો પણ તેથી તેઓનાં મોટામાં મોટા ગુરુદ્વારા અકાલી જથાના કબજામાં આવી ગયાં છે અને તે કબજો લેતાં તેઓને લગભગ ૧૬૦ માણસો ખોવાં પડયાં છે.

૬. તેમાંનો મુખ્ય મરો તેઓના સર્વથી શ્રેષ્ઠ ગુરુદ્વારાનો કબજો લેવામાં થયો છે. ગુરુદ્વારાનું નામ નાનકાના સાહેબ કહેવાય છે. તે લાહોરથી ૪૦ માઈલ દૂર છે. રેલ્વેસ્ટેશન પણ તેજ નામનું છે. આ ગુરુદ્વારા ગુરુ નાનક સાહેબની યાદીમાં સ્થપાયેલું છે. નાનકાનામાં એક નહિ, પણ પાંચ ગુરુદ્વારા છે. તેમાં એક એ જગ્યા છે કે જ્યાં ગુરુ નાનકને સર્પે નિર્દોષ ભાવે પોતાની ફેણુ પાથરી છાયા આપી હતી એમ કહેવાય છે. આ ગુરુદ્વારાનો કબજો મહંત નારણુદાસને હાથ હતો. એમ કહેવાય છે કે તે વિષયી હતો. જો કે ઉદાસી કહેવાય છતાં તેણે એક બાઇને રાખેલી. તેની આવક વર્ષે પાંચ લાખ રૂપિયાની હશે એમ ગણાય છે. આ ગુરુદ્વારાની ઉપર અકાલી દલની નજર હતી જ. તેમનો વિચાર ત્રીજી ચોથી માર્ચ ૧૯૨૧ ના રોજે કંઈક પગલું લેવાનો હતો; પણ સ્વ. સરદાર લછમનસિંગ અને સ્વ. સરદાર દલીપસિંગ થોભી ન શકયા. આ બન્ને સરદાર લખપતિ હતા. તેઓમાંના પહેલાએ નાનકાના સાહેબ પાસે જવાનો નિશ્ચય કર્યો. તેઓની સાથે લગભગ બસો માણસ હશે. સરદાર દલીપસિંગે સરદાર લછમનસિંગને વાર્યા, પણ તેણે કહ્યું "હું પ્રતિજ્ઞા લઇને નીકળ્યો છું કે 'મારે ગ્રંથસાહેબની પાસે માથું ઝુકાવવું. તેમ કરતાં નશીબે મરવાનું હશે તો મરીશ.'—આગલી રાતે સરદાર દલીપસિંગ મારી સાથે બીજા શીખ ભાઇઓની સમક્ષ વાતો કરતા હતા. મોત તેમને નાનકાના લઇ ગયું. સરદાર દલીપસિંગ મિત્રને એકલા કેમ જવા દે? તે પણ સાથે ચાલ્યા. ૨૦ મી ફેબ્રુઆરી ને રવિવારનું પરોઢીયું હતું. શીખ દલ આવી પહોંચ્યું [illegible]

૭. નારણુદાસને ગુરુદ્વારાપર હૂમલો થવાનો ભય કેટલાક માસથી હતો. તેણે તૈયારીઓ કરી રાખી હતી. હથિયાર-દારૂગોળો એકઠાં કર્યાં હતાં. આસપાસ કોટડીઓ બાંધી કોટ જેવી દિવાલ કરી મૂકી હતી. કોટડીઓમાં બંદુકોના બાર કરવાનાં બાકોરાં કર્યાં હતાં. મુખ્ય દરવાજાને લેખંડનાં જાડાં પતરાં જડયાં હતાં. માંહે ગયેલો જીવતો ન આવી શકે અને દરવાજો બંધ હોય તો બહારનો એકાએક અંદર પ્રવેશ ન કરી શકે એવો બંદોબસ્ત કર્યો હતો. દેવળ કોટડીઓની હારોની લગભગ વચ્ચે છે. અંદર આરસ બિછાવેલ છે.

૮. રવિવારે લછમનસિંગ અને તેની ટુકડીએ મંદિરમાં પ્રવેશ કર્યો. એમ કહેવાય છે કે તેમણે કેવળ દર્શન કરવાના જ હેતુથી પ્રવેશ કરેલો. તેમનો ઇરાદો આજે કબજો લેવાનો નહોતો. નારણુદાસ તો ભયભીત હતો. ગુન્હો રાંક હોય છે. તે ગાંડો બન્યો હતો. અકાલી દલને પોતાનો શત્રુ ગણતો હતો. લછમનસિંગે ગ્રંથસાહેબની પાસે માથું ઝૂકાવ્યું તે જ ઘડીએ નારણુદાસના મારાઓએ ગોળીના બાર શરૂ કર્યા. મારાઓ કોટડીઓની અગાસીપર હતા એમ કહેવાય છે. ગ્રંથસાહેબની ઉપર અને આરસની છત્રીના સ્થંભો ઉપર મેં ગોળીની નિશાનીઓ જોઈ. લછમનસિંગ પડયા. કોઈ કહે છે તેમને ઘવાયેલા અને લોહીથી નીતરતા પણ જીવતા ઘસડી જવામાં આવ્યા, નજીકને ઝાડે બાંધ્યા અને બાળ્યા! બળેલું થડ તો મેં જોયું. લોહીના લીસોટા પણ જોયા.

૯. બીજાઓએ છુપાવાની કોટડીઓ શોધી. કોઈ કયાં ને કોઈ કયાં એમ જીવ બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા, પણ મહંત તો ગાંડો બન્યો હતો. તેની પાસે ખૂનીઓ હતા. બધાને ઠાર• મારવાનો નિશ્ચય કર્યો. કોટડીઓમાં તે જ્યાં જ્યાં ભરાયા હતા ત્યાં ત્યાં આ સુધારક વીરોને માર્યા. અધમૂઆ કર્યા પછી તેઓના હાથ કાન વિગેરે કાપ્યાં! ક્ષણભર આ પવિત્ર ભૂમિપર મનુષ્ય રાક્ષસ બન્યો. તેણે ડાયરને આંટયો. આટલું યે બસ ન હતું. કેમ જાણે પોતાની

નિર્દયતાથી તે શરમાયો ન હોય અથવા પોતાનો એક માણસ મર્યો નથી એ શરમને ઢાંકવા માગતો ન હોય તેમ આ વિકાળ મહંતે મુડદાંઓને ઘાસલેટ છાંટી બાળ્યાં ! મંદિરમાં પેઠેલો એક પણ માણસ જીવતો બહાર ન જઇ શકયો. અકાલી દલ તરફથી જોનારો સાક્ષી એક પણ હજુ તો નથી મળ્યો. દલીપસિંગ બહાર રહી ગયેલ. કહેવાય છે કે તેણે મહંતને સમજાવ્યો, વાર્યો. એ કંઈ વાર્યો વળવાનો હતો ? તેણે દલિપસિંગના પણ પ્રાણ લીધા અને તેને બહાર બળાવ્યો !

૧૦. આમ ધર્મને અર્થે, ધર્મને નામે, દોઢસોથી વધારે શીખોએ પ્રાણ આપી ગુરુદ્વારાની પોતાની માલેકી સિદ્ધ કરી. મેં એક સરદારને પૂછ્યું : 'તમે આ બલિદાનની કિંમત હિંદુસ્થાનને સારૂ શી આંકો છો ?' તેમણે કહ્યું 'આ બલિદાનથી કંઇ એકલા શીખની તાકાત નથી વધી, આખા હિંદુસ્થાનની વધી છે. પણ સ્વરાજ્ય મળતાં પહેલાં આવાં બલિદાન આપણને ઘણાં યે આપવાં પડે તો નવાઈ નથી. આ બલિદાને દુનિયાને બતાવ્યું છે કે હિંદુસ્થાનમાં કેવા બળિયા માણસો પડયા છે.' આ સરદારની વાત ખરી છે.

૧૧. મૌલાના અબદુલકલામ આઝાદ અને હું બન્ને જે દહાડે આ શહીદોને અગ્નિસંસ્કાર અપાતો હતો તે દહાડે એક શીખ સભામાં હાજર હતા. ત્યાં તેમણે એક વાકય ભારે કહ્યું. "એક શીખ ગુરુદ્વારાને દોઢસો શહીદોના રુધિરે શુદ્ધ કર્યો છે. હિંદુસ્થાન રૂપી ગુરુદ્વારાને શુદ્ધ કરવા સારૂ આપણે બધાએ શહીદ થવું પડે તો શી નવાઇ છે ?"

૧૨. આ ભાઈઓના ભોગને જરા તપાસીએ. જો તેઓએ ગુરુદ્વારાનો કબજો બળનો દેખાવ કરી લેવા ધારેલો હોય તો તેમાં હેતુ શુદ્ધ હતો, પણ સાધન મલિન ગણાય. એમ છતાં તેઓ જ મૂઆ તેથી જગત્ તેમની બહાદુરીને તો હંમેશાં વખાણશે જ.

૧૩. જો તેઓ કેવળ દર્શનના જ હેતુથી ગયા હોય પણ પોતાનો બચાવ કરતા મૂઆ હોય તોપણ જગત્ તેમની બહાદુરીને

સ્તુત્ય ગણશે અને તેમનાં સાધનો વિષે શંકા નહિ કરાય, પણ જો તેઓ કેવળ દર્શનના હેતુથી ગયા હોય અને તેઓ મૂંગે મ્હોડે હથિયાર હોવા છતાં તે ઉગામ્યા વિના મરણને ભેટયા હોય તો આધુનિક સમયમાં કોઈએ નથી બતાવ્યો એવો શાંતિમય ક્ષાત્રબળનો દાખલો તેમણે જગતની આગળ રજુ કર્યો ગણાશે. એવું બન્યું હોય તો આ જમાનામાં કેવળ હિંદુસ્થાનમાં જ એ બની શકે. સંતોષજનક તો એ છે કે જે જે શીખોની સાથે મેં આ વિષે વાત કરી છે તેમાંના લગભગ અપવાદ વિના દરેકને મેં એમ જ માનનારા જોયા કે આ દોઢસો વીરો દર્શન ખાતર જ ગયેલા અને હથિયાર ઉગામી શકે તેવી સ્થિતિ હતી છતાં તેઓ શાંતિથી જ કામ લેવાની પ્રતિજ્ઞા કરી ગયેલા તેથી હથિયાર ખેંચ્યા વિના મૂઆ.

૧૪. આ વાત બરોબર હોય તો અહિંસાત્મક અસહકારનો આ સંપૂર્ણ દાખલો છે અને મારી દૃઢ માન્યતા છે કે તેની અસર સ્વરાજ્યની પ્રવૃત્તિ ઉપર ભારે પડવાની છે.

૧૫. આ ખબર સરકારને લાહોરમાં મળતાં ખાસ ટ્રેનથી લશ્કર મોકલ્યું અને મહંતને તથા તેના સાથીઓ જે ગુરુદ્વારામાં હાથ આવ્યા તેને પકડી કેદ કર્યા. બીજે કે ત્રીજે દહાડે ગુરૂદ્વારાનો કબજો અકાલી દલની કમિટીને સોંપ્યો. છતાં શીખ ભાઇઓને સરકારનો વિશ્વાસ નથી. તેઓ માને છે કે મહંતની તૈયારીઓ સરકારના અમલદારોની જાણ બહાર ન હોઈ શકે. પણ આ સ્થળે હું સરકારનો દોષ વિચારવા નથી માગતો.

૧૬. આપણને આમાંથી શી શીખામણ મળે છે એ જ જોવાની જરૂર છે. આપણે મરીને આપણી તાકાત એટલી વધારી શકીએ છીએ કે તેની સીમા નથી બાંધી શકતાં. જો શીખોએ મહંતને અને તેના સાથીઓને મારી નાંખ્યા હોત અથવા તેઓને ઈજા કરી હોત, અગર તો બન્ને પક્ષના સરખા મૂઆ હોત, તો આજે જે જોર અકાલી દલમાં આવ્યું છે તે કદિ ન આવત. જો કે

મૂઆ શીખ છતાં ટરી રહ્યા મહંતો અને બીજાઓ જેઓના કબજામાં ગુરુદ્વારા રહ્યા. અને જેઓએ તેનો કબજો પોતાના સ્વાર્થને સારૂ ટકાવી રાખવા માંગ્યો.

૧૭. નાનકાના સાહેબમાં આ બે ભાઇઓએ જ્યારે ભારેમાં ભારે ખાનદાનીનું કામ કર્યું, ત્યારે માલેગાંવનિવાસીઓએ તેટલી જ હેવાનિયત દેખાડી. સબ ઇન્સ્પેકટર ગમે તેટલી ગાળો દે ગમે તેટલા ઘોંચપરોણા કરે તોપણ મહાસભાને જે માન આપતો હોય તેનાથી તેને મારી નાંખવાનું ઘોર કૃત્ય ન જ કરાય. મહાસભાના અનુયાયીઓની દૃઢ પ્રતિજ્ઞા છે કે હિંદને આઝાદ કરવા અમે કોઇને મારીશું નહિ જ; પણ પોતે મરીશું. ત્યાં નારણદાસે ઓછી ગાળો દીધી હતી ? માલેગાંવમાં આપણા ભાઇઓએ માણસાઇનો ત્યાગ કર્યો. એ રીતે કાંઇ સ્વરાજ્ય ન મળે. હું વકીલ તરીકે નહિ પણ એક હિંદી તરીકે બોલી રહ્યો છું. શાંતિનો આપણો દાવો આવાં કૃત્યો બંધ કરીને જ્યારે આપણે સિદ્ધ કરીશું, ત્યારે જ સ્વરાજ્ય મેળવીશું, પંજાબનો ઇન્સાફ લઇશું, ખિલાફતનો ફેંસલો કરાવીશું, અને આજે ન્યાયને નામે ચાલતા અત્યાચારો દૂર કરીશું. ત્યારે દુનિયા જોશે કે આપણી શાંતિની તાકાત સામે મોટા વજીરોને પોતાનું કહેલું રદ કરવું પડયું છે, ઓડવાયર અને ડાયરનાં પેનશનો બંધ કરવાં પડયાં છે. ત્યારે તે સમજશે કે આપણી તાકાત નથી આયર્લાંડમાં, કે નથી રશિયા કે ઇજીપ્તમાં, આપણી અને તેમની સરખામણી જ ન હોય. તેઓના અસહકારમાં મિશ્રિત પ્રવૃત્તિ રહેલી છે. આપણો આધાર છળ અને ગાળ નહિ, પણ સચ્ચાઇ છે. આપણે હમણાં કર આપવાનું બંધ કેમ નથી કરતા ? કેમકે માલેગાંવમાં રહેલા પાગલ જેવા બીજા પણ પાગલો હિંદમાં હજી પડેલા છે. જેઓ માનતા હોય કે આ 'શાંતિ'થી પણ ઉંચુ શસ્ત્ર આપણી પાસે પડેલું છે તેમને હું દૂર રહેવા અરજ કરૂં છું. ઓછામાં ઓછું તેઓ આ હીલચાલની પ્રગતિમાં ડખલ તો ન જ કરે.



# ૯. શૂરા શીખોને.



૧. હજી મરી છૂટેલા વીરપુરુષોનું ખરૂં મૂલ્ય આંકવાનો સમય નથી આવ્યો. હાલ તરત શાં શાં પગલાં લેવાવાં જોઇએ એ વિચારી લેવું અત્યારે તો વધારે અગત્યનું છે. હું પોતે તો નાનકાનાના ભીષણ હત્યાકાંડના બનાવને સમસ્ત હિંદના રાષ્ટ્રીય પ્રશ્ન જેટલું મહત્ત્વ આપું છું. બતાવવામાં આવેલી વીરતાનો જશ એકલા શીખોને જ નહિ, પણ આખી પ્રજાને છે. અને માટે જ શીખ ભાઇઓને મારી સલાહ એ જ હોઇ શકે કે તમે તમારૂં ભવિષ્યનું વર્તન આખી પ્રજાની જરૂરીઆતને વિચારી લઇને પછી જ ઠરાવજો. ખૂનીઓ વિરુદ્ધ ન્યાય મેળવવાની સૌથી વિશુદ્ધ રીત એ છે કે ન્યાય મેળવવો જ નહિ. ખૂન કરનારાઓ શીખ હશે, પઠાણ હશે કે હિંદુ હશે તે બધા આપણા દેશબંધુઓ છે. તેમને સજા થવાથી ગયાં તે કંઈ પાછા આવનાર નથી. જેઓનાં હૈયાં ઘવાયાં છે તેમને મારી વિનંતિ છે કે તમે માફી આપો; તમારામાં વેર લેવાનું સામર્થ્ય નથી એટલા માટે નહિ—કારણ કે ધારો તો ખૂનીઓને તમે શિક્ષા કરાવી શકો તેમ છો—પણ તમારામાં અમાપ બળ રહેલું છે એ બતાવી આપવા માટે. બળવાન્ હોય તેજ ક્ષમાવાન્ થઇ શકે. વેર જતું કરીને ક્ષમા દાખવશો તો તમે તમારાં શૂરવીર વહાલાંઓની* સુવર્ણસમી કીર્તિમાં સુગંધ ભેળવશો.

૨. વિશેષમાં, અસહકારીઓથી તો ખૂનીઓને સજા કરાવવા ખાતર પણ અંગ્રેજી અદાલતોનો આશ્રય લઇ ન શકાય. જો આપણે સ્વરાજ્ય લેવા માગતા હોઇએ, તો આપણું પોતાનું મન માને તેવું અને

ન્યાયરક્ષા કરી શકે તેવું રાજ્યતંત્ર આપણે સ્થાપીએ ત્યાંસુધી ખૂની લોકોને પણ મોકળા ફરવા દેવાની આપણામાં હિમ્મત હોવી જોઇએ.

૩. શીખભાઇઓ, સાવધાન રહેજો. સરકાર તો બેશક તમને એમ જ બતાવશે કે ગુન્હેગારોને સજા તો પોતે જ કરી શકનારી છે અને એમ તમને ફસાવીને પોતાના પક્ષમાં ખેંચશે. કાયદાને નામે ચાલતા રાજ્યતંત્રની કોર્ટો એ તો જાળ છે. ગાફેલ રહ્યા તે અજાણતાં જ તેમાં સપડાય છે.

૪. પરંતુ હજુ પણ જો આપણને આપણા ઉપર અમલ ચલાવતી રાજ્યપદ્ધતિની અધમતાનો સાક્ષાત્કાર થવો બાકી રહ્યો હોય, અને તેથી આવે કસોટીને પ્રસંગે સરકારી કોર્ટો ત્યાગવા આપણે તૈયાર ન હોઈએ, તોપણ એવી ભૂલમાં તો આપણે ન જ ફસાઇએ કે સરકાર તરફથી તપાસની કમિટી નીમાય તે સાથે આપણે આપણી પણ એક જૂદી કમિટી નીમીએ. કાં તો આપણે આપણી ખામીઓ અને આપણી નબળાઇઓ ખુલ્લી રીતે સ્વીકારી લઇને સરકારી કોર્ટનો આશ્રય લઈએ, અથવા તો હિમ્મત રાખીને ખૂની લોકોને આપણી ઉપર છૂટા છોડવામાં આવે એવી સ્થિતિ માટે પણ તૈયાર થઇએ. આપણી નિર્બળતા છૂપાવવામાં જોખમ છે, પણ એથી યે વિશેષ જોખમ હિમ્મતનો ખોટો ડોળ કરવામાં રહેલું છે.

૫. બધાના જાણવામાં હતું કે મહંત ઘણા વખતથી ખુલ્લી લડાઇ કરવાની તૈયારીઓ કરતો હતો. તેની પાસે હથિયાર હતાં. તેણે દારૂગોળો એકઠો કર્યો હતો. તોફાની લોકોની ટોળી જમાવી હતી. સરકારી અધિકારીઓને આ બધી તૈયારીઓની આખો વખત ગંધ પણ ન હોય એ કેમ સંભવે ? આ સ્થિતિમાં આપણને સ્વાભાવિક રીતે જ વહેમ જાય કે મોટા અધિકારીઓ, આ નીચ કૃત્યમાં ઉત્તેજન આપવામાં નહિ હોય તોપણ, થાય છે તે ઠીક થાય છે એમ માનનારા તો હોવા જ જોઇએ. સંપૂર્ણ

સત્ય શું છે એ જાણવા તમે ઇંતેજાર છો. એક ક્ષણવાર વિચાર કરી જોતાં જ તમારી ખાત્રી થઇ જશે કે ધારો કે કેટલાક સરકારી અમલદારોનો આ કામમાં હાથ હતો એમ તપાસ કરતાં માલુમ પડ્યું, તોપણ એ માહિતી આ જ છો તેના કરતાં તમને પોતાને કે હિંદુસ્થાનને એક તસુ પણ આગળ થોડી જ લઇ જનાર છે. તમે પોતે અને આખું હિંદુસ્થાન ઇચ્છો છો કે જે પદ્ધતિથી સરકાર આજે રાજ્ય ચલાવે છે તેમાં જડમૂળના ફેરફારો ન કરાવી શકાય તો તે આખી સરકારને જ જમીનદોસ્ત કરવી. દેશની સામે જે મુખ્ય અને એક પૂરો સવાલ આજે ખડો છે, તેની ઉપરથી અત્યારે પ્રજાના કોઇપણ અંશનું લક્ષ ચળાવવું અને બીજી મેર દોરવું એ પાપ છે. આટલી વાત તો એ શોકજનક ઘટના વિષે.

૬. ગુરુદ્વારાઓને લગતી આખી હિલચાલમાં ઘણો ફેરફાર થવાની જરૂર છે. ગુરુદ્વારાનો કબજો લેવા માટે એક મોટી ટુકડી તેની ઉપર ધસારો કરે એમાં જબરાઇ કરવાનો ઇરાદો ભલે ન હોય તોપણ તેમાં જબરાઇનો દેખાવ તો રહેલો જ છે એ દેખીતું છે. વળી સુવ્યવસ્થિત સમાજમાં તો કોઈ પણ શખ્સ પાસેથી, ધારાધોરણમાં નક્કી થયેલી રીતને છોડી જબરાઈ કરીને અથવા તો બીજા કોઇ પણ પ્રકારનું દબાણ આણીને ખુલ્લી રીતે તેના તાબામાં રહેલી દેવાલય જેવી જાહેર મિલકત કહાડી લેવાની છૂટ કોઇને જ ન હોઇ શકે, પછી પેલો માણુસ ભલે ગમે તેટલો દુષ્ટ હોય. જો વ્યક્તિઓને આવું કરવાની છૂટ આપવામાં આવે તો આખા રાજ્યતંત્રનો અંત આવે અને નિર્બળનો રક્ષણનો હક્ક ડૂબે. માટે તમે જો આવું કંઇ કરશો તો ખાલસા ધર્મનું ઉલ્લંઘન થશે. કારણકે ખાલસા ધર્મની બુનિયાદ નિર્બળનું રક્ષણ છે. જે સુધારા આપણે દાખલ કરવા માગીએ છીએ તેને ઝાંખપ આણે એવા ઉપાયો વડે તે આપણે ન જ કરીએ.

તમારી સામે બે રસ્તા ખુલ્લા છે:—

૧. બધા ગુરુદ્વારાઓનો અને ગુરૂદ્વારા કહેવાતાં દેવમંદિરોનો કબજો કોનો હોવો જોઇએ એનો નિકાલ લાવવા માટે પંચો નિમવાં.

૨. આ સવાલ સ્વરાજ્ય મળતાં સુધી મુલ્તવી રાખવો.

૭. નાનકાનામાં થયેલા વીરયજ્ઞને તમારે સુફલદાયી થવા દેવો હોય, તો તમારે આત્મસંયમની અને ગુરુદ્વારાનો કબજો કશા પણ જબરાઈના ઇલાજેથી મેળવવાની હિલચાલ બંધ પાડવાની અત્યંત જરૂર છે. (તમે મને પૂછશો કે સરકાર સાથે અમારે કેવી રીતે વર્તવું તો હું તમને જરૂર કહીશ કે) તમે હિંદુસ્થાની હોવાનો દાવો કરતા હો, ધર્મને આઝાદ રાખવા ચાહતા હો, તો મને લાગે છે કે નામિલવર્તન સિવાય બીજો કોઈ ઉપાય નથી. નામિલવર્તન બહુ ભારે શબ્દ છે. જો તમે એનો ખરો પ્રયોગ કરવા ચાહતા હો તો તમારે બે શરતો પાળવી જોઇએ. એક શરત એ કે તમારે ફિસાદટંટાને વેગળાં મૂકવાં જોઇએ. આ લડતમાં તલવારને અવકાશ નથી—તલવારમાં દંડ ઇત્યાદિ આવી જાય છે એટલુંજ નહિ, પણ કોઈ ભાઇને જબરાઇ કરીને બોલતો રોકવો એ પણ ફિસાદ છે. તમે નાનક પંથિઓ 'નામિલવર્તન' બરોબર ચાહતા હો તો તમારે તલવારને મ્યાનમાં રાખવી જોઇએ.

૮. શીખોએ તલવાર સરસ રીતે વાપરી છે. મુસલમાનોએ પણ સરસ રીતે વાપરી છે, પણ તલવાર ચલાવવાનો પણ ઢંગ હોય છે. એટલે તમોને પ્રાર્થના કરૂં છું કે તમે તમારા જુસ્સાને રોકજો. પાણી પાયા વિનાની તલવાર પાણીદાર કહી શકાતી નથી, તેમ જે આદમી પોતાના જોશને રોકી શકતો નથી, તે પાણીદાર કહેવાતો નથી. જુસ્સામાં આવીને જે માણસ વખત કવખતે ગુસ્સો બતાવી દે છે તેને માટે અસહકારની લડત જ નથી. જો હિંદુસ્થાનમાં તલવાર ખેંચવાને કોઈ કાબેલ હોય તો તે મુસલમાન તો છે જ. પણ તેમના ધર્મમાં પણ એવું તો છે જ કે તલવાર વિના કામ સાધી શકાય તો તલવાર ઉઠાવવી બરોબર નથી

એટલે તે લોકોએ 'તર્કેમવાલાત'× પસંદ કર્યું છે. તમે પણ તલવાર મ્યાનમાં રાખીને જ કામ લઈ શકવાના છો.

૯. 'તમારે ત્યાં આજે ગુરુ નાનક અને ગુરુ ગોવિંદસિંગ જેવા ગુરુઓ છે? તમે તલવાર ખેંચવા માંગતા હો તો ગુરુ ગોવિંદસિંગ અને ગુરુ નાનકને પેદા કરો. કામ, ક્રોધ, મદ, મોહ, મત્સરને જીતશો તો જ તમે એવા થઇ શકવાના છો. એ ગુરુઓ વિના તલવારને આજે અવકાશજ રહ્યો નથી. આજે તો તમારે તમારા આવેશને દબાવવા કુરબાની કરતાં શીખવું, તમારો પરદેશી લેબાસ છોડવો, તમારાં ઘરેણાં તજવાં અને નાનકનાં ભજન ગાતાં ગાતાં નામિલવર્તન કરવું એ જ તમારી ફરજ છે.'

૧૦. નામિલવર્તનની ફતેહની બીજી શરત એક બીજા વચ્ચે સહકારની છે. આપણે અત્યાર સુધી ગુલામ કેમ રહ્યા છીએ? આપણને એક બીજામાં વિશ્વાસ નહોતો, આપણે એક બીજાને શંકાની દૃષ્ટિથી જોતા આવ્યા હતા. હિંદુઓ માનતા હતા કે મુસલમાનોને મારીને ગાયને બચાવી શકાય, પણ તેઓ પોતાની ભૂલ સમજ્યા. તેમને એમ લાગ્યું કે મુસલમાનની સાથે ભાઈચારા વિના ગાયનો વધ અટકાવવો અશકય છે. શીખો એમ માનતા કે તેમના શૂરાતનનો ઇતિહાસ અખંડ તો ત્યારે જ રહે કે જ્યારે તેઓ અંગ્રેજોની સાથે સહકાર ચાલુ રાખે. એ સહકારથી તમે શું મેળવ્યું છે.? પંજાબમાં જે બન્યું છે, જે સરકારે આપણને નામોશી લગાડી છે અને અપમાન કર્યું છે તેની સાથે સહકાર હરામ છે. આપસ આપસમાં લડાઈ કરવાથી તો આપણે પ્રજા તરીકે મટી જઇશું, પણ જો એક બીજા સાથે ઐકય સાધી શકીશું તો તો એક લાખ અંગ્રેજો ત્રીશ કરોડની ફુંકથી પણ ચાલ્યા જશે, અથવા હિંદુસ્તાનના સેવકો થઇને હિંદુસ્થાનમાં રહેશે.

× 'અસહકાર'.

# ૧૦. શૂરવીરોનું સ્વાતંત્ર્ય.



૧. આયર્લાંડને જે સ્વતંત્રતા મળ્યાનું જણાય છે તે આયરીશ પ્રજાએ સામાનું જે લોહી રેડયું છે તેને પરિણામે નહિ, પણ તેણે પોતે પોતાનું જ ધોધબંધ લોહી સ્વતંત્રતાની કિંમત તરીકે રાજી થઇને આપ્યું તેને જ પ્રતાપે મળી છે. અને ઇંગ્લાંડે પણ કચવાતા અંતઃકરણે આજે જે કંઈ આપવા કહાડયું છે તે પોતાના થોડાંક વધુ માણસો ખોવાં પડે એ બીહીકે નહિ, પણ સ્વતંત્રતાને કોઈ પણ વસ્તુ કરતાં પ્યારી સમજનારી એક વીર પ્રજા પર હવે વધુ વખત ત્રાસ અને કેર વર્તાવવામાં રહેલી શરમને લીધે જ છે, એ નિઃસંદેહ છે. આયરીશ પ્રજાની કુરબાની જ આ સમાધાનીમાં સર્વોપરી નીવડી છે.

૨. બોઅર પ્રજાના મર્હુમ પ્રેસીડન્ટ ક્રુગરે * જયારે પોતાના ખોબા જેટલો બીનતાલીમના દેશી ભાઇઓના બળ ઉપર બ્રિટિશ સલ્તનતને નોટીસ મોકલી, ત્યારે તેણે કહેલું કે 'હું આખી દુનિયાને દંગ કરી મેલીશ' એની મતલબ એ હતી કે હું એકેએક બોઅર સ્ત્રીપુરુષ અને બાળકની તમને ભેટ ચડાવીશ અને એક પણ બોઅર દિલને નમાવવાને સારૂ રહેવા નહિ દઉં અને બોઅર શહીદોનાં લોહીથી લથબથતી એ ઉજડ વેરાન દક્ષિણ

---

* પોલ ક્રુગર—(૧૮૨૫–૧૯૦૪) ૧૮૮૧ થી ૧૯૦૦ સુધી ટ્રાન્સવાલ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ ઈંગ્લાંડ સાથેની તેની રાજ્યનીતિમાં જકડીપણું અને દીર્ઘદષ્ટિનો અભાવ હતો અને તેથી ઈંગ્લાંડ સાથેનાં વિગ્રહમાં ટ્રાન્સવાલ ઈંગ્લાંડની હકુમત નીચે આવ્યું.

આફ્રિકાની ભૂમિ અંગ્રેજોને મનમાન્યું રવડવાને સારૂ મોકળી મૂકીશ.

૩. અને જ્યારે ઇંગ્લાંડ જૂદા જૂદા બોઅર પ્રદેશોને ચોમેરથી ઘેરા ઘાલી વચ્ચે ઘેરાયેલા બોઅર સ્ત્રીપુરુષ બાળકોને પોતાના ભરડામાં લઇ માખીઓની પેરે મારી મારીને થાકયું, અને જ્યારે બોઅરોએ પોતાના લોહીની એટલી તો ઉજાણીઓ પર ઉજાણીઓ આપી કે ઇંગ્લાંડનું ગળું આવી ગયું, ત્યારે તે નમ્યું.*

૪. અને એજ રીતે આયર્લાંડ† પણ વર્ષોના વર્ષ સુધી પોતાની કુરબાનીઓથી દુનિયાને દંગ કરી રહ્યું ત્યારે જ ઇંગ્લાંડ નમ્યું અને તે પણ જ્યારે હજારો આયરીશ નસોમાંથી ઉડતી લોહીની છોળો તેનાથી દેખી ન ખમાઇ ત્યારે. મારી તો ખાત્રી છે કે આપણને પણ કાયદાની બારીકીઓ, ન્યાયના સિદ્ધાંતોની ચર્ચાઓ અગર તો કાઉન્સિલો કે ધારાસભાઓના ઠરાવોથી કશું જ મળવાનું નથી. દક્ષિણ આફ્રિકાને અને આયર્લાંડને કરવું પડયું તેમ આપણે પણ આપણા બલિદાનથી અને કુરબાનીઓથી દુનિયાને દંગ કરી મેલવી પડશે. તફાવત એટલો છે કે અસહકારીઓ ઉપલી બે જાતિઓના જીવંત ઇતિહાસથી સામાનું લોહી રેડયા વગર માત્ર પોતીકું જ લોહી આપી દેવાની કળા શીખી રહ્યા છે. જો તેઓ આટલું કરી શકશે તો થોડા વખતની અંદર સ્વરાજ્ય લઇને બેસી જશે.

---

* ટ્રાન્સવાલમાં બોઅર લોકો ઉપર બ્રિટિશ સત્તા તરફથી જૂલમ ગુજારવામાં આવતો હતો; તેથી તેઓએ તા૦ ૧૧ મી ઓકટોબર ૧૮૯૯ ને દીવસે પોતાની સ્વતંત્રતા જાહેર કરી, બ્રિટિશો સામે લડાઇ શરૂ કરી. તેઓના બલિદાન અને શૌર્યે વડે તેમની જીત થઈ, અને તા૦ ૩૧મી મે ૧૯૦૨ ને દીવસે લડાઇ બંધ પડી; અને તેઓની સ્વતંત્રતા કબૂલ રાખવામાં આવી.

† ઇંગ્લાંડ અને આયર્લાંડની રાજસભાઓ સને ૧૮૦૧ મા જોડી દેવામાં આવી ત્યારથી આયર્લાંડને અનહદ અસંતોષ થયેલો અને ગ્રેટબ્રિટનથી તદ્દન સ્વતંત્ર થવા માટે સને ૧૯૨૦ સુધી ખૂનામરકીવાળી લડાઈ ચાલુ રાખી અને છેવટે બ્રિટિશ સત્તા હટાવી અને તે સાલમાં પાર્લામેંટની ઢબવાળું રાજ્યબંધારણ તેને બક્ષવામાં આવ્યું.

૫. પણ જો તેઓ ગુલામીભર્યું અનુકરણ કરીને દક્ષિણ આફ્રિકા કે આયર્લાંડની નરી નકલ જ કરવા નિકળશે, તો તો પછી માત્ર ઈશ્વર જ એક હિંદુસ્થાનનો તારણહાર છે! એ રસ્તે તો પછી આ પેઢી દરમિયાન સ્વરાજ્યની આશાને વીંટી જ મૂકવી. અને હું એ પણ જાણું છું, કે બ્રિટિશ સત્તાએ આપવા કહાડેલું સ્વરાજ્ય પણ—તેમના હેતુઓ ચાહે તેવા શુદ્ધ અને નિખાલસ હો—હાલના જેવું માયાવી અને જાળ સમાન નીવડવાનું. ધારાસભાઓ કંઈ શૂરવીરો પકવવાનાં કારખાનાં નથી, અને જેની પાછળ રક્ષા કરનારા શૂરવીરો ઉભા નથી તે સ્વાતંત્ર્ય પણ ઝેરી હવા જેવું છે.



# ૧૧. નેતાઓ પ્રતિ માન.



૧. જે પગથિયે આપણે આવ્યા છીએ તે પગથિયાને પાટું ન મારવું એ ડહાપણ છે. જો તે પગથિયું કહાડી નાંખીએ તો આખી સીડી પડી જાય એ યાદ રાખવાનું છે. આપણે બચપણમાંથી જુવાનીમાં આવીએ છીએ ત્યારે બચપણનો તિરસ્કાર નથી કરતાં પણ તે દહાડા પ્યારથી સંભારીએ છીએ. ઘણાં વર્ષ સુધી અભ્યાસ કરી મને કોઈ શીખવે તે ઉપરથી હું જરા વધારે જાણી લઉં તો મારા શિક્ષક કરતાં વધારે જ્ઞાની હું નહિ ગણાઉં. મારા શિક્ષકને તો મારે માન આપવું જ ઘટશે.

૨. જે જુવાનીઆ પોતાના માબાપની ઠંડી પ્રકૃતિથી કંટાળે અને તેઓ પોતાની સાથે ન દોડે તો ગુસ્સે થાય તેઓ પોતાના માબાપનો અનાદર કરે છે એમ આપણે માનીએ છીએ. તેમ જ દેશનેતાઓનું સમજવાનું છે. તેઓ આપણી સાથે નહિ દોડે તેથી શું થયું? સ્વરાજ્ય ભોગવવા ઇચ્છતી પ્રજા પોતાના વડીલોનો તિરસ્કાર કરી શકતી નથી. આપણામાંથી માન આપવાની ટેવ જાય, ત્યારે આપણે નકામા થઈ પડવાના. સ્વરાજ્ય એ પીઢ માણસો ભોગવી શકે છે, નહિ કે ઉચ્છૃંખલ માણસો.

૩. દેશનો પ્રવાહ અત્યારે એટલા વેગથી ચાલે છે કે તેને આપણા નેતાઓ સહન કરી શકતા નથી. એવે સમયે. આપણને દુ:ખ થાય છતાં આપણે આગળ વધ્યે જ છૂટકો છે. હિંદુસ્થાન પાસે આવો સમય પાછો સૈકામાં ફરી નથી આવવાનો. એ અવસરને આપણે છોડી ન શકીએ. એટલી જ ઉમેદ રાખીએ કે નેતાવર્ગ જ્યારે પ્રજાના વેગનું મહત્ત્વ સમજશે ત્યારે તેઓ તે વેગમાં જોડાયા વિના

નહિ રહે. દરમિયાન આપણી ફરજ એ છે કે આપણે વિનયપૂર્વક આપણો માર્ગ સાધવો, નેતાઓના મતભેદને સહન કરવો, તેમની અદબ રાખવી, પણ તેમના મતભેદથી ગભરાયા વિના દૃઢતા, શાંતિ અને નીતિપૂર્વક આગળ વધ્યે જવું, સાચને આંચ આવવાની જ નથી.

૪. [નેતાઓ તો શું પણ અંગ્રેજો તરફ પણ આપણે માનની નજરે જોવું પડશે.] અંગ્રેજ માત્ર ખરાબ એમ હું તો માનીશ નહિ. ઘણા અંગ્રેજ હિંદને સ્વરાજ્ય મળે એવું ઇચ્છે છે. એ પ્રજામાં સ્વાર્થ વધારે પડતો છે એ વાત બરોબર છે. પણ તેથી દરેક અંગ્રેજ ખરાબ છે એમ સાબિત થતું નથી. જેઓ હક્ક, ન્યાય માગે છે તેમણે બધાની તરફ ન્યાય કરવો પડશે. આપણે ન્યાયની વૃત્તિથી કામ લઈશું તો હિંદનો છૂટકારો વહેલો થશે. તમે એમ પણ જોશો કે અંગ્રેજ માત્રનો દ્વેષ કરીશું તેથી સ્વરાજ્ય છેટું જશે. પણ જો તેઓને પણ ન્યાય કરીશું તો સ્વરાજ્યમાં તેઓની મદદ મળશે.



# ૧૨. લોકમાન્ય તિલક.



૧. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે બે ખરા મિત્ર પણ જ્યાં સુધી જીવે છે ત્યાંસુધી દેહે તો ભિન્ન જ છે. એકબીજામાં કંઈક ભેદ પણ જુએ. જો તે ખરા મિત્ર હોય તો જે મરે છે તે ભેદને ભાંગતો જાય છે. મૂએલો જીવતાના શરીરમાં જીવે છે. જીવતાને મન તે મૂઓ જ નથી. તેમ તિલક મહારાજ * આજે લાખોના શરીરમાં જીવે છે. શનિવારે† તો વિશેષે પોતાના જ શરીરમાં જીવતા હતા.

૨. આવું મૃત્યુ આજસુધી આ જમાનામાં કોઈ લોકનાયકને ભાગે નથી આવ્યું. દાદાભાઇ ગયા, ફીરોજશાહ ગયા, ગોખલે પણ ગયા. બધાની પાછળ હજારો શ્મશાને ગયા હતા, પણ તિલકે અવધિ વાળી! તેમની પાછળ તો આખું જગત્ ગયું. મુંબઇ રવિવારે ઘેલું થઈ ગયું હતું.

૩. આ શો ચમત્કાર? જગતમાં ચમત્કાર જેવી વસ્તુ નથી, અથવા તો જગત્ એ જ એક ચમત્કૃતિ છે. કારણ વિના કાર્ય બનતું નથી એ અપવાદ વિનાનો સિદ્ધાંત છે. લોકમાન્યનો હિંદુસ્થાન પરનો પ્રેમ મર્યાદારહિત હતો તેથી લોકપ્રેમ પણ મર્યાદારહિત હતો. સ્વરાજ્યનો મંત્ર જેટલે દરજ્જે તેમણે જપ્યો તેટલે દરજ્જે બીજા કોઇએ નથી જપ્યો. સ્વરાજ્યને સારૂ હિંદ હવે લાયક થશે એમ જ્યારે બીજાઓએ અંતઃકરણપૂર્વક માન્યું ત્યારે લોકમાન્યે અંતઃકરણપૂર્વક માન્યું કે હિંદ આજે જ તૈયાર

* જન્મ ૨૩-૭-૧૮૫૬. અવસાન ૧-૮-૧૯૨૦.

† તા૦ ૩૧-૭-૧૯૨૦.

છે. આ માન્યતાએ લોકોના મન હરી લીધાં. એમ માનીને તેઓ બેસી ન રહ્યા, પણ તેનો અમલ આખી જીંદગીભર કર્યા કર્યો; તેથી પ્રજામાં એક નવો જુસ્સો પેદા થયો. સ્વરાજ્ય મેળવવાની પોતાની અધીરાઇનો ચેપ તેમણે પ્રજાને લગાડયો અને જેમ તે લાગતો ગયો તેમ તેમ પ્રજા તેમની તરફ દોરવાતી ગઈ.

૪. પોતાની ઉપર ગમે તેવાં જોખમો આવ્યાં, ગમે તેટલાં દુ:ખ પડયાં પણ આ મંત્રનું રટણ તો તેમણે છોડયું જ નહિ. એમ તેઓ કઠિન પરીક્ષામાં પણ પસાર થયા, તેથી પ્રજાને તેમની ઉપર ભારે વિશ્વાસ બેઠો અને તેમનું વચન કાયદો ગણાયું.

૫. આવું મહાન્ જીવન દેહ જતાં પૂરૂં થતું જ નથી. દેહ જતાં તો શરૂઆત થાય છે. કોઇપણ વ્યક્તિના સ્મરણને ખરા આદરભાવથી કાયમ કરવાનો માર્ગ એક જ છે અને તે એ કે તેના જીવનના ધ્યેયને સિદ્ધ કરવું. જેને આખા હિંદુસ્થાને 'લોકમાન્ય' કરીને સ્થાપ્યા અને આજે પણ જેને પ્રજા 'લોકમાન્ય' એ એક જ નામથી ઓળખવા માગે છે, તેમનું સ્મરણ તેમના સમગ્ર જીવનના એક માત્ર ધ્રુવલક્ષ્ય 'સ્વરાજ્ય'ની સ્થાપના સિવાય બીજું કયું હોઈ શકે ?

૬. જેની આપણે પૂજા કરતા હોઇએ તેના સદ્ગુણોનું અનુકરણ કરવું એ જ ખરી પૂજા છે. તેથી હડતાળ પાળવાના કરતાં કંઇ અમલી કામ કરવું મને તો વધારે પ્રિય છે. હડતાળ પાડવી, અપવાસ કરવો વિગેરે જરૂરનું છે, પણ વિશેષતા તો અનુકરણમાં જ હોય. તેઓ અત્યંત સાદા હતા; તેમના સ્મરણાર્થે આપણે સાદાઈ ગ્રહણ કરીએ, આપણને કંઇક અગવડ પડે એટલે દરજ્જે વસ્તુઓનો ત્યાગ આદરીએ. તેઓ બહાદુર હતા; આપણે તેમની નિર્ભયતાનું અનુકરણ કરી મન સાક્ષી પૂરતું હોય તે જ કરીએ, પોતાનું ધાર્યું કરતાં ન જ હઠીએ. તેઓ વિચારશીલ હતા; આપણે બોલવામાં અને કરવામાં પૂરો વિચાર કરીને જ બોલીએ અને કરીએ. તેઓ વિદ્વાન્ હતા, માતૃભાષા અને સંસ્કૃત ઉપર તેમને

ભારે કાબુ હતો; આપણે તેમના જેવા વિદ્વાન્ થવાનો આગ્રહ રાખીએ. પરભાષાનો આપણા વ્યવહારમાં ત્યાગ કરી માતૃભાષાનું સારૂં જ્ઞાન મેળવી તેમાં આપણા બધા વિચારો બતાવતાં શીખીએ. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી આપણા ધર્મની ખૂબીઓ જે આપણાં શાસ્ત્રોમાં છૂપેલી છે તેને ખોળી કાઢીએ. તેઓ સ્વદેશીના શોખી હતા; આપણે સ્વદેશીનો અર્થ સમજી સ્વદેશીનું આચરણ કરીએ. તેમનો દેશ પ્રત્યે અગાધ પ્રેમ હતો; આપણો પણ તેવો પ્રેમ આપણા જીવનમાં ખીલવીએ અને યથાશક્તિ દિનપ્રતિદિન દેશસેવામાં વધારે અને વધારે પરાયણ થઇએ. આમ કરીને જ તેમની ખરી પૂજા કરાય. જેનાથી એટલું પણ ન થઈ શકે તે એક પૈસાથી માંડી ગમે તેટલું નાણું તેમના સ્મરણ અર્થે આપે અને તેનો રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળાઓ સ્થાપવામાં, લાયક વિદ્યાર્થીને લાયક શિક્ષણ લેવા સારૂ શિક્ષા વૃત્તિઓ આપવામાં કે એવાં બીજાં સાર્વજનિક કાર્યોમાં ઉપયોગ કરાય.

૭. લોકમાન્ય ચાલુ રાજ્યમંડળના કટ્ટા શત્રુ હતા, પણ તેમને અંગ્રેજોનો અણગમો હતો એવી માન્યતા કેટલાકમાં રહેલી છે તે ખોટી છે. તેમને જ મુખેથી મેં અંગ્રેજોનાં વખાણ ઘણી વેળા સાંભળ્યાં છે. તેમને અંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ સર્વથા અનિષ્ઠ હતો એમ ન હતું; પણ તેઓ અંગ્રેજોના બરોબરીઆ તરીકે પોતાને અને પ્રજાને ઓળખાવવા માગતા હતા. અંગ્રેજને કે કોઇને પણ તાબે રહેવું તેમને જરા યે પસંદ ન હતું.

૮. આવા પ્રૌઢ દેશભકતનો સ્વર્ગવાસ આપણે ઉજવીએ છીએ. જે દેહમાં આપણે તેમને જાણ્યા હતા તે જ દેહમાં એઓ હજુ રહ્યા હત તો આપણને લાભ હતો એ તો નિર્વિવાદિત છે; પણ આવી વ્યક્તિ દેહ રહો યા નહિ તોપણ દેશની સેવા કર્યા જ કરે છે. દેશને દોર્યા કરે છે. જેણે પોતાની કાર્યરેખા ઘડી લીધી છે, જેણે તે પ્રમાણે પિસ્તાલીસ વર્ષ સુધી અમલ કર્યો છે, જેણે પોતાના દેહને દેશસેવામાં જ નીચોવી નાંખ્યો છે, તે પોતાના

દેહનો ત્યાગ કરી ભૂલાતા નથી, મરતા નથી. તેથી લોકમાન્ય તિલક મરીને પણ આપણને જીવવાનો મંત્ર આપી ગયા છે એમ માનીએ.

૯. અધિકાર વિના કરેલું કાર્ય ફળે નહિ. ધોબી હજામત કરવા બેસે તો લોહી કહાડે. વકીલ વૈદું કરવા બેસે તો નખોદ વાળે. નાગો મંદિરે જઇને દેવની પ્રસાદી ન મેળવે. વજૂ વિનાની નમાજ ખુદા કબૂલ ન કરે.

૧૦. તેમજ તિલક મહારાજની પૂજા અધિકાર વિના કરીએ તો ને કબૂલ ન જ રહે. જેને હિંદુસ્થાન ગમે જ નહિ, જે હિંદુસ્થાનની હવાથી અકળાય, જેને હિંદુસ્થાનના રીતરીવાજો જંગલી લાગે, હિંદુસ્થાનનો ખોરાક જોઈ જે મોં મરડે, હિંદુસ્થાનનો પોષાક જેને કરડવા ધાય,–તે તિલક મહારાજની પૂજા શું કરવાના? એની પૂજા તિલક મહારાજનો આત્મા કબૂલ રાખે? પત્ર, પુષ્પ, ફળ, પાણી પણ જે ભક્તિપૂર્વક ચડાવે તેને જ દેવ પ્રસન્ન થાય, અને ભક્તિ એટલે ભાવપૂર્વક અનુકરણ.

૧૧. પૂજારીની પરીક્ષાની વેળા આવી પહોંચી છે લોકમાન્યની આકાંક્ષાને આપણે કઇ રીતે અનુસરીશું? સ્વરાજ્ય આ ક્ષણે જ ળવવાનો દૃઢ નિશ્ચય કરીશું? પરદેશી શણગાર ઉતારીશું?

૧૨. જે ફરજ ન જાણે તેને હક્ક મળતા નથી; ફરજ ન ભરે તે મુક્તિપત્ર કેમ માગી શકે? જેમ સ્વરાજ્ય એ જન્મસિદ્ધ હક્ક છે તેમ સ્વદેશી એ જન્મનિર્મિત ફરજ છે. સ્વદેશી વિના સ્વરાજ્ય ન હોય સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક્ક છે એ તિલકગીતાનો પૂર્વાર્ધ છે; સ્વદેશી અમારી જન્મનિર્મિત ફરજ છે એ ઉત્તરાર્ધ છે.

૧૩. એટલે લોકમાન્યને પૂજવા ઇચ્છતા હોઇએ તો આપણે ને સ્વદેશીવ્રત લઇને જ પૂજી શકીએ. પરદેશી કાપડનો સર્વથા

ત્યાગ કર્યા વિના સ્વદેશી મંત્ર જપાય નહિ. પરદેશી કાપડ એ મેલ છે. એ મેલ કહાડયા વિના આપણે સ્વચ્છ નથી અને સ્વચ્છ થવા વિના સ્વરાજ્ય મંદિરમાં પ્રવેશ કરવાનો આપણને અધિકાર નથી.



# ૧૩. ગોખલેજીનો જીવન સંદેશો.

૧. "જે કરે ભોગવે જેહ જે હોમે દે જ દાન જે,
જે તપે તપ કૌંતેય, તે મને અર્પ સર્વ તું."

"હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારૂં જીવ્યું સફળ તવ લેખું રે,
મુકતાનંદનો નાથ વિહારી રે,
ઓધા જીવન દોરી અમારી રે."

જે શબ્દો શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા તે કેમ જાણે હિંદ દેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા અને તેમણે ઉચકી લીધા હોય નહિ, તેવું વર્તન સદ્દગત મહાત્માનું હતુ. તેણે જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યાં તે બધું હિંદમાતાને અર્પ્યું હતું એ સર્વમાન્ય વાર્તા છે.

૨. જે દશા ઓદ્ધવની* મુકતાનંદે શ્રીકૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા સદ્દગત ગોખલેની હિન્દ પ્રત્યે હતી.

૩. આવા જીવનનો સંદેશો શો હતો? તેમનો વારસો શો છે? મહાત્માએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમના અવસાન સમયે હિંદ સેવક સમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યા:—

---

* ઓદ્ધવ— યાદવ, કૃષ્ણના કાકા અને પરમભકત. જ્યારે કૃષ્ણને અક્રૂર મથુરાં લઈ ગયા ત્યારે ગોકુળના નગરવાસીઓએ તેમને પાછા લાવવા માટે ઓદ્ધવને વિનંતી કરી. કૃષ્ણ ઉપર તે બહુ પ્રેમ રાખતા હતા. યાદવ કુળનો અનિવાર્ય નાશ સમીપ આવતો જોઇને તે કૃષ્ણ પાસે ગયા અને હવે મારે શું કરવું એમ પૂછ્યું. કૃષ્ણે કહ્યું કે સ્વર્ગની પ્રાપ્તિ માટે બદ્રિકાશ્રમમાં જઈ તપ કરો. 'ઉદ્ધવ દૂત' અને 'ઉદ્ધવ સંદેશ' નામનાં બે કાવ્યો એમને વિષે રચાયેલાં છે.

"મારૂં જીવનવૃત્તાંત કરવામાં તમે ન રોકાશો, મારાં બાવલાં ઉભાં કરવામાં તમે કાળ ન ગાળશો, તમે હિંદના ખરા સેવકો હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં એટલે હિંદની સેવામાં તમારૂં જીવન રેડજો."

૪. તેમણે સેવકસમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે હિંદના સેવકોનું કર્તવ્ય હિંદનું રાજકીય જીવન ધાર્મિક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પૂરે છે.

૫. જે પુરુષ સાધુ જીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તોપણ ધર્માત્મા છે. આવા પુરુષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીશ વર્ષના તેમની સાથેના મારા અનુભવમાં જોઇ શકયો હતો.

૬. ૧૮૯૬ ના સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઇ રહેલું. ત્યારે જ મારા હૃદયમાં તેમણે મારા રાજગુરુ તરીકે નિવાસ કર્યો. રાજદ્વારી ક્ષેત્રમાં મેં એમનું શિષ્યપદ સ્વીકાર્યું અને હિંદી લોકો તરફથી હું એમને હંમેશાં રાજગુરુના નામથી જ સંબોધુ છું. ઇ. સ. ૧૮૯૬ માં પ્રથમ તે પ્રમાણે મેં જાહેર કર્યું હતું, અને ગુરુ તરીકે તેમની પસંદગી કરવા માટે આજસુધીમાં મને જરા યે પશ્ચાત્તાપ થયો નથી. સાચા દેશપ્રેમી હિંદીનું ધ્યેય સુંદર ભાષામાં માતૃભૂમિનું વર્ણન કરવાનું નહિ પરંતુ દેશની રાજકીય સંસ્થાઓ તથા રાજદ્વારી જીવનમાં આધ્યાત્મિક સંસ્કારો ઉતારવાનું હોવું જોઇએ એવું હું તેમની પાસેથી શીખ્યો છું. તેમના તરફથી જ શરૂઆતમાં મને પ્રેરણા મળી હતી, અને હજુ પણ તે મળ્યા જ કરે છે. જીવનને પવિત્ર બનાવવાની તથા તેમાં આધ્યાત્મિકતાનો પાસ બેસાડવાની મારી

ઇચ્છા છે. તે આદર્શને વ્યવહારુ બનાવવા માટે મેં મારૂં આખું જીવન સમર્પી દીધું છે. કદાચ હું તેમાં નિષ્ફળ પણ નીવડું, પરંતુ હું જેટલા પ્રમાણમાં નિષ્ફળ નીવડીશ, તેટલા પ્રમાણમાં હું મને મારા ગુરુનો નાલાયક શિષ્ય ગણીશ.

૭. દેશના જાહેર જીવનમાં આધ્યાત્મિકતા લાવવાનુ કહેવામાં આવે છે, તેનો શું અર્થ હોઇ શકે? જીવનને આધ્યાત્મિક બનાવવું એટલે શું? આ પ્રશ્નો મારા આગળ વારંવાર ઉપસ્થિત થાય છે. જૂદા જૂદા માણસોને એનો અર્થ જૂદો લાગે એ બનવા જોગ છે, જેઓ દેશ પ્રતિ પ્રેમ રાખવા માગે છે, જેઓ માતૃભૂમિની સેવા કરવા ઇચ્છા રાખે છે, જેઓ દેશની પૂજા કરવા તલસે છે, તેમના આગળ આ ગંભીર સવાલ વારંવાર ઉપસ્થિત થાય છે. અને તેનો નિર્ણય કરતાં ઘણી મુશ્કેલીઓ આવી પડે છે. જાહેર જીવન ખાનગી જીવનને અનુરૂપ હોવું જોઇએ એવું મારૂં માનવું છે, અને તેમાંએ કોઇ પણ પ્રકારના છૂટા છેડા જેવું તો ન જ સંભવી શકે.

૮. જનરલ બોથા* અને જનરલ સ્મટ્સને† જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રીટોરીઆમાં મળ્યા ત્યારે તેને સારૂ તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી. મુલાકાતની આગલી તારીખે મિ. કેલનબેકની અને મારી પૂરી

---

* જનરલ લૂઈ બોથા—(૧૮૬૩—૧૯૧૯) છેલ્લી બોઅર લડાઈનો બહાદુર સેનાપતિ. ૧૯૦૭ માં જ્યારે પાર્લામેંટની ઢબવાળું રાજ્યબંધારણ બ્રિટિશ સત્તા તરફથી નાતાલને આપવામાં આવ્યું ત્યારે તે પ્રજાસત્તાક રાજ્યનો પ્રથમ મુખ્ય પ્રધાન થયો. ૧૯૧૦ માં દક્ષિણ આફ્રિકાના યુનિયન સરકારનો વડો પ્રધાન નીમાયો. ૧૯૧૪ માં યુરોપીય મહાન્ વિગ્રહ શરૂ થયા પછી યુનિયન સરકારના લશ્કર વડે આફ્રિકામાં આવેલા જર્મન મુલકનો ઘણોખરો ભાગ તેણે જીતી લીધો. ૧૯૧૯ માં થયેલી સુલેહમાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો.

† જનરલ જૅન ક્રિશ્ચિયન સ્મટસ્—(જન્મ ૧૮૭૦) ૧૯૧૯ થી દક્ષિણ આફ્રિકાના મુખ્ય પ્રધાન; બોઅર લડાઇ વખતે કેપ કોલોનીમાં તેને સંપૂર્ણ લશ્કરી સત્તા આપવામાં આવી હતી.

હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગે ઉઠ્યા. અમને બન્નેને ઉઠાડ્યા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઉલટ તપાસ કરવી હતી અને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિ એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે "આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઈ નહિ મળે તો અમે લડી લેશું, પણ અમારી સગવડને સારૂ અમે આપનો ભોગ આપવા નથી માગતા." પણ જે પુરુષે પોતાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે? તેમની ઉલટ તપાસનું હું શું વર્ણન કરૂં? તેમની કાળજીનાં શાં વખાણ કરૂં? આવી મહેનતનું એક જ પરિણામ આવે. પ્રધાનમંડળે સદ્‌ગત ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબૂલ રાખનારો કાયદો મુલાકાત પછીની ત્યાંની પાર્લામેન્ટની આવતી બેઠકમાં લાવવામાં આવશે અને ગીરમીટીઆ પરનો ત્રણ પાઉંડનો વાર્ષિક કર રદ થશે.

૯. એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી સદ્‌ગત ગોખલે ચૂપ બેસી રહ્યા? ક્ષણ વાર નહિ. દક્ષિણ આફ્રિકાના સવાલની ફીકરમાં તેઓ ખાટલાવશ થયા. તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા અને તે જ ક્ષણે વાંચતા. જવાબો તે જ ક્ષણે ઘડતા, તે જ ક્ષણે લૉર્ડ હાર્ડિંજ પર તાર જતા, અને તે જ ક્ષણે છાપાઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સૂવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવતો. આવી અનન્ય નિઃસ્વાર્થ ભક્તિ તો ધર્માત્મા હોય તે જ કરી શકે.

૧૦ સદ્‌ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રૅંડના ખૂન પછી પુનામાં ત્રાસ છૂટ્યો હતો. આ વેળા સદ્‌ગત

ગોખલે વિલાયતમાં હતા. તેમણે પુનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબિત થઇ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજી સિપાઇઓ જેની ઉપર આક્ષેપો કર્યા હતા તેમની માફી માગી. તે માફીથી હિંદુસ્થાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો. મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઇએ. ભીરુતાનો આરોપ મૂકતાં પણ કોઇક અજ્ઞાન હિંદી અચકાયા નહિ. આ બધાને તેમણે એક જ જવાબ બહુ ગંભીર અને મીઠી ભાષામાં આપ્યોઃ ‘જે (દેશસેવાનું) કાર્ય મેં કોઇના હૂકમથી માથે લીધું નથી તે હું કોઇના હૂકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારૂ, પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તો સારૂં જ હશે.’

૧૧. કરવું એ તેમણે ધર્મ માન્યો. કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થ દૃષ્ટિએ કદિ કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર સૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે, હસમુખે ચ્હેરે કરવાની તેમનામાં શક્તિ હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારૂ સૂળી ઉપર ચડવું એ જે દશામાંથી તેઓ નિકળી ચૂકયા તેમાં રહેવા કરતાં ઘણું સહેલ હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી, પણ તેમણે પાછી પાની કરી જ નથી.

૧૨. આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે જો આપણે આ મહાન્ દેશભક્તના જીવનમાંથી કંઈ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાન્ માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા,

અડગતા વિગેરે ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. રાજકીય જીવન ધર્મમય કરવું એ મહા વાક્યનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હંમેશાં સૂઝી રહેશે.

૧૩. ખરો શિષ્ય તો એ કે જે ગુરુમાં શમી જાય એટલે એ ટીકાકાર તો હોય જ નહિ. દો જુએ એ ભક્તિ જ નથી, અને ગુણદોષનું પૃથક્કરણ ન કરી શકે એવા લેખક પાસેથી પ્રજા જન કાંઈ પણ સ્તુતિનો અંગીકાર ન કરે તો ફરિયાદને અવકાશ નથી. શિષ્યનું આચરણ એજ તેની ગુરુ ઉપરની ટીકા છે. ગોખલેજી મારા રાજગુરુ હતા એમ મેં ઘણી યે વાર કહ્યું છે. એટલે એમને વિષે લખવા હું મને અસમર્થ ગણું છું, જે લખું તે મને ન્યૂન જ લાગે. મને લાગે છે કે ગુરુ શિષ્ય વચ્ચેનો સંબંધ કેવળ આધ્યાત્મિક છે. એ ગણિતશાસ્ત્રના ધોરણ ઉપર રચાતો નથી. એક ક્ષણની અંદર જાણ્યેઅજાણ્યે થયો હોયની તેમ એ સંબંધ બંધાય છે અને બંધાયા પછી કદિ તૂટી શકતો નથી.

૧૪. મહાશય ગોખલેનો સ્વર્ગવાસ થવા છતાં તેમના અંતરાત્માને આપણા હૃદયમાં આપણે સ્થાન આપી શકીએ છીએ, તેમજ તેમના અંતરાત્માની ઇચ્છા અનુસાર આચરણ પણ કરી શકીએ છીએ. જે માર્ગે તેમણે માતૃભૂમિની સેવા કરી, જે ભક્તિભાવથી રાત દિવસ સતત મંડયા રહ્યા, તે બધું આપણે કરી શકીએ તેમ છીએ.



# ૧૪. અલી બિરાદરો.



૧. મારા અને અલીભાઇઓના સંબંધ વિષે હું બે શબ્દ કહેવા માગું છું. અમારો સંબંધ કોઈ પણ માજણ્યા ભાઈ વચ્ચેના સંબંધથી ઉતરતો નહિ હોય. હું ૧૯૧૫ માં દિલ્હી ગયો ત્યારથી મેં એ બન્નેને જાણ્યા છે; તે દિવસથી મેં એમને નથી છોડ્યા તેમજ એમણે મને નથી છોડ્યો. તેઓ ધર્મચુસ્ત મુસલમાન છે, હું ધર્મચુસ્ત હિંદુ હોવાનો દાવો કરૂં છું. એ નથી ઇચ્છતા કે હું મારો ધર્મ બગાડું, હું નથી ઇચ્છતો કે એ એમનો ધર્મ બગાડે. પોતપોતાનો ધર્મ પાળવા છતાં અમે એટલી સ્થિતિએ પહોંચ્યા છીએ કે એકી સાથે ફાંસીએ ચડી ખાખ થઇએ. હિંદુધર્મ અને ઇસ્લામ બન્નેમાં એટલી ખાનદાની જરૂર રહેલી છે.

૨. અલીબિરાદરોને હું પૂરા ખાનદાન, ઇમાનદાર અને પોતાની જબાન ઉપર કાયમ રહેનારા ગૃહસ્થો માનું છું. તેઓ અસહકારની લડતમાં છે ત્યાંસુધી અહિંસાધર્મ પાળવાની પ્રતિજ્ઞાનો અમલ કરે છે એટલું મારે માટે બસ છે. હિંદુસ્થાનમાં અંગ્રેજોના રાજ્યને બદલે અફઘાનોનું રાજ્ય થવા દેવાની સામે તેઓ છે.

૩. અલીભાઇઓએ સ્વરાજ્ય મેળવવા પોતાથી જેટલો થઇ શકે તેટલો પ્રયાસ કર્યો. તેમનું બલિદાન પવિત્ર છે, એવી મારી દૃઢ માન્યતા છે. તેઓએ પોતાની શાંતિની પ્રતિજ્ઞાનું સંપૂર્ણ પાલન કર્યું છે. આનો અર્થ એવો નથી કે તેમના ભાષણોમાં તીખાશ કે કટુતા નહોતી પણ તેમણે અશાંતિને રોકી અને અશાંતિને રોકવી એટલે ખરી હકીકત છૂપાવવી અને લોકોને શાંત રાખવા એમ નહિ, પણ સરકારની અસભ્યતાનું

જ્ઞાન થાય છતાં પણ શાંત રહેવું એ અશાંતિની ખરી રોક.

૪. તે ભાઇઓએ પોતાનો ગુસ્સો જાહેર કર્યો; તેઓએ સરકારનાં કાળાં કૃત્યોને આબેહૂબ ચીતર્યાં અને તેમ છતાં દલીલોથી અને પોતાના કાર્યથી લોકોને શાંત રહેવા શીખવ્યું.

૫. તેઓની શાંતિ સમાયાનુસારી છે. તેઓ મારા જેવાની જેમ સર્વ કાળે, સર્વ પ્રસંગે, શાંતિ જાળવવાનો ધર્મ નથી માનતા; પણ આ કાળે આ પ્રસંગે શાંતિ એ જ પરમ ધર્મ છે, એમ માને છે અને તેઓએ બીજાઓને મનાવ્યું છે. જો તેઓ ધારે તો ભલે પોતે મરે પણ કોઇનાં ખૂન કરે અને કરાવી શકે. તેઓએ મરણનો ભય તો તજ્યો જ છે. પણ તેઓ વ્યવહારકુશળ અને ધર્મપરાયણ હોઇ તેઓએ જોયું કે ગુસ્સાના જ આવેશમાં ખૂન કરવું એ ગુન્હો છે; અને તેમ કરવાની ઇસ્લામ મનાઈ કરે છે. હિંસા કરવાના પ્રસંગો ઇસ્લામમાં છે, તેમાં આજનો પ્રસંગ નથી સમાતો એમ તેઓએ ચોક્કસ જોયું અને બીજાઓને પોતે સરસ રીતે બતાવી શકયા.

૬. અલીભાઇઓએ જ્યારે જોયું કે તેઓનાં ભાષણમાંનાં કેટલાંક વાકયોમાં જોઇએ તેનાં કરતાં વધારે ગરમી છે અને તેનો અર્થ મિત્રોએ એવો કર્યો છે કે તેથી ખૂનામરકીને ઉત્તેજન મળે, ત્યારે તરત જ તેઓ તેને સારૂ પ્રજા આગળ માફી માગવા તૈયાર થયા અને તેમ કરીને પ્રજાની આગળ ભારે નમ્રતાનો અને બહાદુરીનો નમૂનો તેમણે રજૂ કર્યો. તેઓ જો માફી ન માગત તો તેઓની ઉપર ખૂનામરકીને ઉત્તેજન આપવાનું તહોમત મૂકી શકાત અને તેઓની શાંતિની પ્રતિજ્ઞાને ઝાંખપ લાગત. તેઓ માફી માગીને આવી કફોડી સ્થિતિમાંથી ઉગર્યા. તેઓએ લડતની નિર્મળતા અને મહત્ત્વ વધાર્યાં અને લડતનું સાચું સ્વરૂપ આખી દુનિયાને બતાવી આપ્યું.

૭. તેથી હું કહું છું કે તેઓએ પોતાની શાંતિની પ્રતિજ્ઞાનું પૂરૂં પાલન કર્યું છે, અને તેમ છતાં તેઓ બહાદુર, . નિર્ભય છે. તેઓની ધર્મસેવા અને લોકસેવાને વિષે કોઇથી શંકા લાવી જ ન શકાય.

જ્યાં નિર્ભયતા, શૌર્ય અને સેવાનો સંગમ હોય ત્યાં બલિદાનની અવધિ ગણાય. બલિદાનનું પરિણામ હંમેશાં મનવાંચ્છિત ફળ રહ્યું છે.

૮. હિંદુ-મુસલમાન એકતાની કિંમત અલીભાઈઓને હૈયે જેવી બેઠી હતી તેવી આપણામાંના થોડાને જ હૈયે બેઠી હશે અને એઓ આપણી વચ્ચે છે ત્યાંસુધી હિંદુ-મુસલમાન એકતાની બાબતમાં હું સાવ નચિંત રહું છું.

૯. મૌ. શૌકતઅલીના જેવી નિર્દોષતા આપણામાં સ્વરાજ્ય માટે અવશ્ય હોવી જોઇએ. એ માણસનું મન બાળક જેટલું સ્વચ્છ, કોમળ છે. તે કોઇનું બૂરૂં નથી ઇચ્છતા. તેને ડર માત્ર ઇશ્વરનો, ખુદાનો છે. તેની પાસેથી નિર્દોષતા શીખો મેં નિર્દોષતા અભ્યાસથી કેળવી છે. મેં કાંકરે કાંકરે પાળ બાંધી છે. મારૂં સરોવર ટીપે ટીપે ભરાયેલું છે, છતાં તે તો અધુરૂં છે. મૌ. શૌકતઅલીએ તો અનેક મોજશોખ ભોગવ્યા છતાં તેનામાં તાકાત છે કે તે અત્યારે સૂળીએ ચડી શકે. ખાદી એ મારો તો ભોગવિલાસ છે. રેશમ મારે શરીરે અડકાડવું એ મારા શરીર ઉપર અત્યાચાર કરવા સમાન છે. જ્યારે મલમલ અને રેશમ શૌકતઅલીને તો બહુ પસંદ છે. છતાં તે જ્યારે ખાદી પહેરે ત્યારે ચમત્કાર સમજવો જોઇએ. તેમણે ઇસ્લામ ખાતર ફકીરી ગ્રહણ કરી છે.

૧૦. જે અનુભવ મને ભાઈ શૌકતઅલીનો થયો તે બધી નિરાશાને મટાડનારો છે. તેમની દૃઢતા, સરળતા, તેમની સચ્ચાઈ, તેમનું ઇમાન, તેમનો પોતાને વિષે અને લોકોને વિષેનો અનન્ય વિશ્વાસ, તેમની ઉદારતા, તેમનો સખીભાવ, તેમનું શૌર્ય, તેમની નમ્રતા–આ બધાં તેમના જીવનમાં પ્રકાશી નીકળે છે. હિંદુસ્થાન ઉપરનો તેમનો પ્રેમ ઘણો છે એમ માનું છું. હિંદુ-મુસલમાન હંમેશાંને સારૂ સગા ભાઈ બનીને રહે એમ તે ઇચ્છે છે. મુસલમાનોને હંમેશાં

ખાનગી તેમ જ જાહેરમાં કહે છે કે તેઓએ હિંદુઓને રીઝવવા જેટલી કુરબાની કરી શકાય તેટલી કરવી. હિંદુએ મુસલમાનનું દિલ દુખાવ્યું હોય તોપણ તેણે હરગીઝ અદાલતોમાં ન ચડવું પણ પંચની મારફતે નીકાલ કરાવવો.

૧૧. શંકાશીલ ન રહેવું એ મિત્રતાનું એક લક્ષણ છે. પરંતુ જે પોતાના મિત્રની નબળાઇઓ ન જાણે તે ખોટો મિત્ર કહેવાય. હું અલીભાઇઓની નબળાઇઓ જાણું છું, પરંતુ હું પોતે નબળાઇઓથી ભરેલો રહ્યો એટલે તેમની નબળાઇઓ પ્રત્યે મારી કોમળ વૃત્તિ રહે છે.

૧૨. અમારી વચ્ચે એક મતભેદ રહેલો તે અમે પ્રથમથી જ જાણીએ છીએ. જાણુતા છતાં અમે સગા ભાઇની જેમ સાથે રહી શકીએ છીએ, તેનું કારણ એ છે કે અમે બન્ને એકબીજા તરફ તેમજ અમારા આદર્શ તરફ સંપૂર્ણતાએ વફાદાર છીએ. તેઓ માને છે કે શત્રુને મારી શકાય અને મારવા સારૂ ભેદ પણ રમી શકાય. હું માનું છું કે શત્રુને મારવો એ મનુષ્યસ્વભાવનું પતન છે, એમાં હીણપત છે; અને કોઇ પણ પ્રસંગે ભેદ રમવાથી ખરો લાભ થતો જ નથી. ભેદ રમનારનો આત્મા હણાય છે. છતાં અમે સાથે મળ્યા છીએ, કેમકે તેઓ સમજી ગયા છે કે પ્રજાની પાસે હથિયારબળ છે નહિ; પ્રજામાં એકતા, દૃઢતા, શૌર્ય, આત્મભોગ ઇત્યાદિ ગુણો નથી; અને જ્યાંસુધી આ ગુણો નથી ત્યાંસુધી પ્રજાથી તલવાર ચલાવી શકાય જ નહિ. તેઓ કહે છે કે જ્યારે તેમની મોટરને સારૂ સારા રસ્તા જોઇએ ત્યારે મારૂં ગાડું તો દરેક સ્થિતિમાં ચાલી શકે; તેથી તેમણે મારો રસ્તો હાલ તો પસંદ કર્યો છે. બન્ને રસ્તા લેતાં અમુક સામગ્રીની આવશ્યક્તા છે, એથી મારો રસ્તો લેતાં તે અચકાયા નથી, એટલું જ નહિ પણ લીધા પછી તે રસ્તે જતાં સફળતા મેળવવા સારૂ જે યોગ્યતા જોઇએ તે તેઓ મેળવી રહેલ છે અને લોકોને સમજાવી રહેલ છે. તેમનામાં પ્રપંચ હું જોઈ શકતો નથી. . નિષ્કપટપણે તેઓ લોકોને કહે છે કે અત્યારે ગાંધીનો રસ્તો લેવો એ જ તેઓને સારૂ

સરસમાં સરસ ઉપાય છે, અને તેમની દૃઢતાથી જ મુસલમાનો સુલેહ જાળવી રહ્યા છે.

૧૩. અલીબિરાદરોની વાત તો સાવ સીધી અને ચોકખી છે. ચોકસ સંજોગોમાં તલવારથી કામ લેવામાં તેઓ અધર્મ નથી માનતા. મૌ. મહમદઅલી ઘણી જગાએ કહે છે કે 'લડાઇ અવશ્ય બૂરી ચીજ છે પણ એથી પણ બૂરી વસ્તુઓ સંસારમાં છે.' હું તો કહું છું કે અલીબિરાદરોના કરતાં વધારે દાના દુશ્મન અંગ્રેજ સરકારને બીજા કોઇ નહિ હોય. બૂરાઇની એમની લડાઇ નથી. તેઓ નિખાલસપણે પણ અવિશ્રાંત ઉદ્યમપૂર્વક શાંતિથી પોતાની લડતનો ફડચો કરવા માગે છે. છતાં જો તે તેમનો પ્રયાસ સરકારની અગર લોકોની ઉદાસીનતાને લીધે નિષ્ફળ નીવડે તો તે વેળાએ ધર્મચુસ્ત ઈસ્લામીઓ તરીકે તેમણે તેમના હાથની વાત હોય તેટલે દરજ્જે લડાઈ પણ પોકારવી જ રહી. પણ હું એમ માનું છું કે જેમ જેમ વખત જતો જશે તેમ તેમ તેઓ જોતા થશે કે શરીરબળથી હિંદુસ્થાન કદિ પણ ઓછામાં ઓછું એક પેઢી સુધી તો નહિ જ—સ્વતંત્ર થઈ શકે એમ નથી.

૧૪. મુસલમાનો પર તેમની અસર જોરાવર છે. તેમના પ્રત્યે મુસલમાનોનો ભાવ નિર્મળ અને અલૌકિક છે. તે મુસલમાનોનું જીવન છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી લાગતી. પોતાની સાદાઇથી, નમ્રતાથી અને પોતાની પારાવાર કાર્યશક્તિથી આખી ઇસ્લામી આલમને અલીબિરાદરોએ જેટલી ચેતવી મૂકી તેટલી બીજા કોઇ મુસલમાને નથી ચેતવી.

૧૫. સરકાર આવા પુરુષને પોતાના દુશ્મનની જેમ ગણી પોતાની કમનસીબી સિદ્ધ કરે છે. તેમણે સરકારની નોકરી સત્તર વર્ષ સુધી કરી છે. ઘણા અંગ્રેજોના પ્રસંગમાં તેઓ તે વેળા આવેલા. આવા બહાદુર માણસને સરકાર ન સંઘરી શકી એ સરકાર કેવી હોવી જોઇએ. ? તેમના મનમાં

સરકાર તરફ વેરને ખાતર વેર નથી. સરકાર વેંત નમે તો તેઓ વાંભ નમે તેવા છે. માત્ર પોતાના દીનનું કે પોતાની કોમનું અપમાન તેમનાથી સહન થતું નથી. પાખંડથી તે દૂર ભાગે છે. જો તેઓ હિંદુસ્થાનની બહાર હોત તો હરકોઈ રાજ્યમાં સેનાધિપતિ હોઈ શકત.



# ૧૫. હિંદુ-મુસલમાન એકતા.



૧. ‘સંપ સાચું બળ છે’ એ કેવળ બાળકોને શીખામણનું બોધવચન જ નથી પણ જીવનનો એ એક અતૂટ નિયમ છે. એ વાત હિંદુ-મુસલમાન એકતાના સવાલથી જેટલી સ્પષ્ટપણે સાબિત થાય છે તેટલી બીજા કશાથી જ નથી થતી. કુસંપ કરીને છૂટા શેરડીના ભારા પેઠે આપણે એકેએક ભાંગી જઇએ એ દેખીતું છે. જ્યાંસુધી આપણે હિંદુ અને મુસલમાન એકબીજાનાં ગળાં કાપવા તૈયાર હોઇએ ત્યાંસુધી કોઈપણ ત્રાહિત સત્તા આવીને હિંદુસ્થાનને સહેજે ગુલામ બનાવી શકે એમાં શી નવાઈ છે?

૨. વળી હિંદુ-મુસલમાનનું ઐકય એટલે કેવળ હિંદુ અને મુસલમાન કોમ વચ્ચેનું જ ઐકય નહિ, પણ જે જે કોઇ લોકો-પછી તે ચાહે તે ધર્મને માનતા હોય-હિંદુસ્થાનને પોતાનું ઘર માની આ દેશમાં વસે છે તે બધા વચ્ચેનું ઐકય.

૩. નેલોરમાં * આ સવાલ કશા પડદા વગર તેના ચોકખા સ્થૂલ સ્વરૂપમાં મારી આગળ ખડો થયો અને એ બાબતને લગતી ઝાંખપ જતી રહી. ત્યાં બે કોમ વચ્ચે એખલાસ નહોતો. મને નજીવી લાગી એવી એક બાબત ઉપર બે વર્ષ ઉપર બન્ને કોમો લડી પડેલી. મસ્જીદ આગળ થઇને પસાર થતી વેળાએ વાજાં વગાડવાં કે નહિ એ જરીપુરાણો સવાલ જ અહીં પણ ઉઠેલો.

૪. મને લાગે છે કે હરકોઇ નજીવી બાબતને મોટું રૂપ આપી દઇને કેમ જાણે એના ઉપર જ હિંદુ કે મુસલમાન કોમના ધર્મનો

* મદ્રાસ ઇલાકામાં એક શહેર છે.

બચાવ કે નાશ લટકી રહ્યો હોય એવી નાદાનીની અવસ્થામાંથી હરેક ભોગે હવે તો ઉગરી ગયે જ આપણો છૂટકો છે. આપણને સારાસારનો વિચાર હોવો જ જોઇએ. મસ્જીદ આગળથી પસાર થતાં વાજાં વગાડવાનો આગ્રહ ધરવામાં અને પોતાના ગામમાં અગર બીજી કોઇ જગ્યાઓએ અગાઉ તેમ કર્યાના દાખલા ટાંકી બતાવવામાં હિંદુઓ કંઇ ભારે સિદ્ધિ મેળવી લેવાના છે કે તેટલા સારૂ તેમણે પોતાના ભાઇઓ જોડે વિખવાદ કરવા તૈયાર થવું ?

૫. મસ્જીદ આગળ થઇને પસાર થતી વેળાએ વાજાં વગાડવાં જ જોઇએ એવી કોઇ જાતની શાસ્ત્રાજ્ઞા કે ધર્માજ્ઞા નથી. બીજી બાજૂએ મસ્જીદ જેવી જગાની આસપાસ ચોવીશે કલાક પવિત્ર શાંતિ વર્તતી રહે એ મુસલમાનોની લાગણી સહેજે સમજી શકાય તેવી છે. હિંદુને મન જે વસ્તુ આવશ્યક ન હોય તે મુસલમાનને આવશ્યક છે; અને ખાસ અગત્યની ન હોય એવી બધી બાબતોમાં બન્ને કોમોએ એક બીજાને નમતું આપવું જ જોઇએ. નજીવી બાબતો માટે લડવું એ મૂર્ખતા છે; એ ગુન્હો છે.

૬. જો આપણે એક બીજા પ્રત્યે ઉદારતાભરી સહનશકિત અને બધી બીનઅગત્યની બાબતોમાં સહેજે નમતું મૂકવાની વૃત્તિ કેળવીશું તો જ જે એકતા આપણે બન્ને કોમો વચ્ચે કાયમ કરવા ઉમેદ રાખીએ છીએ તે કાયમ કરી શકીશું. હિંદુને ગાય પ્રાણસમાન પ્રિય છે. એટલે મુસલમાને પણ એ બાબતમાં રાજી થઇને પોતાના હિંદુભાઇની સગવડ સાચવવી જોઇએ. નિમાજને વખતે શાંતિ એ મુસલમાનને મન કિંમતી વસ્તુ છે, એટલે દરેક હિંદુએ પોતાના મુસલમાન ભાઇની લાગણીને રાજી થઇને માન આપવું જોઈએ.

૭. પણ આ તો આદર્શ હિંદુ—મુસલમાનને લગતી સલાહ થઈ. આપણી વચ્ચે તો હજુ યે વા જોડે વઢનારા હિંદુઓ તેમ જ મુસલમાનો નથી પડયા એમ નથી. એવાઓને માટે આપણે સંપૂર્ણ શુદ્ધ નીયતવાળા અને સૌ કોઇના વિશ્વાસપાત્ર એવા માણસોની પંચાયતો

સ્થાપવી જોઇએ. એ પંચાયતોના ચુકાદા માન્ય કરવાને બન્ને પક્ષ બંધાએલા રહે. આવી પંચાયતોના ચુકાદાના નિષ્પક્ષપાતપણા વિષે તેમજ તે માન્ય રાખવાની તરફેણમાં પ્રજામત એટલો કેળવાવો જોઇએ કે એ વિષે કોઇને કશું જ કહેવાપણું ન રહે.

૮. હું જાણું છું કે હિંદુ–મુસલમાન બન્ને કોમોમાં હજુ યે એકબીજા પ્રત્યે પુષ્કળ—અતિશય–અણવિશ્વાસ રહેલો છે. ઘણા હિંદુઓને મુસલમાનોની ઇમાનદારી વિષે સંદેહ રહ્યા કરે છે. સ્વરાજ્ય એટલે તો તેમની નજરમાં મુસલમાની રાજ્ય જ દેખાય છે. એમની દલીલ એ હોય છે કે અંગ્રેજોની પછવાડે હિંદી મુસલમાનો દુનિયાનાં મુસલમાની રાજ્યોને હિંદુસ્થાનમાં મુસલમાન સામ્રાજ્ય જમાવવામાં મદદ કરશે.

૯. બીજી બાજુ મુસલમાનોને એ ભય રહ્યા કરે છે કે મુસલમાનોના કરતાં હિંદુસ્થાનમાં હિંદુઓની સંખ્યા ઘણી જ મોટી હોવાને લીધે હિંદુઓ તેમને સંખ્યાબળથી દરેક બાબતમાં કચડી નાખશે. મારે કહેવું પડે છે કે આ વૃત્તિ બન્ને પક્ષની કેવળ નબળાઇની જ નિશાની છે. ઉદારતા નહિ તો છેવટ સુખશાંતિમાં રહેવાની સ્વાભાવિક ઇચ્છા પણ હિંદુ–મુસલમાનોને એક બીજા પ્રત્યે વિશ્વાસ અને સહનશીલતા નભાવવાની ફરજ શીખવશે.

૧૦. મને તો આ બન્ને કોમને કાયમને માટે એકબીજાથી અલગ રાખે એવું બન્નેમાંથી એકેના ધર્મમાં કશું જ જડયું નથી. બળાત્કારે વટલાવવાના દિવસો હવે ગયા છે. મુસલમાનો સાથે લડી પડવાને હિંદુઓને ગૌવધ સિવાય બીજું કશું યે જરાપણ વજૂદવાળું કારણ જડે એવું નથી રહ્યું. મુસલમાનોને પણ તેમનો ધર્મ કંઈ ગૌવધ કરવાની ફરજ નથી પાડતો.

૧૧. હકીકત તો એ છે કે અત્યાર અગાઉ કદિપણ આપણે એક બીજા સાથે ભળવાનો, આપસના ઝગડા પતવી દેવાનો અને એક જ પવિત્ર ભૂમિના ફરજંદોની પેઠે ભાઇભાઈ બનીને મહોબતની

ગાંઠથી બંધાયેલા રહેવાનો ખરો પ્રયત્ન જ કર્યો નથી. હિંદુઓને જો મુસલમાનો સાથે કાયમની મિત્રતા કરી લઇ કાયમને માટે તેમને કાચે તાંતણે બાંધી લેવા હોય તો તેમણે ઇસ્લામના માનનું રક્ષણ કરવાના મુસલમાનોના પ્રયત્નમાં તેમની સાથે જાનિસારી કરવા તૈયાર થવું જોઇએ.

૧૨. મેં તો ઘણા વર્ષોથી નિશ્ચય કર્યો છે કે હિંદુસ્થાનનું ભલું હિંદુ-મુસલમાનની હાર્દિક એકતામાં જ રહેલું છે. તેથી જ હિંદુ-મુસલમાન એકતા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

૧૩. અંગ્રેજી સલ્તનતની સાથેના સંબંધ કરતાં હિંદુ-મુસલમાનની એકતાને હું ઘણું વધારે મહત્વ આપું છું. અંગ્રેજી સલ્તનતનો સંબંધ હિંદુસ્થાનની આબાદીને સારૂ અનિવાર્ય નથી. પણ હિંદુસ્થાનનું શ્રેય હિંદુ-મુસલમાનના ઐક્ય વિના અસંભવિત છે. હિંદુસ્થાનના ત્રણ ભાગ ચોથા ભાગની સાથે વેર રાખી કદી સ્વતંત્રતા ન જ ભોગવી શકે. સાત કરોડ મુસલમાનોનું નિકંદન પણ તેટલું જ અસંભવિત છે.

૧૪. ઘણા હિંદુ માને છે કે અંગ્રેજી રાજ્યથી હિંદુધર્મની તો રક્ષા થાય છે, તેથી અંગ્રેજી સલ્તનતથી ગમે તેટલું બીજું નુકસાન થાય છતાં હિંદુ ધર્મની રક્ષા થાય છે એટલો બદલો બસ છે. આના કરતાં હિંદુને લજ્જાસ્પદ બીજો વિચાર મને તો લાગતો નથી. જો ત્રેવીશ કરોડ હિંદુ સાત કરોડ મુસલમાનોની સામે પોતાનો બચાવ કરવા તાકાત ન ધરાવતા હોય તો કાં તો હિંદુધર્મ જ ખોટો છે અથવા તે ધર્મના માનનારા નામર્દ અને અધર્મી હોવા જોઇએ.

૧૫. હિંદુ—મુસલમાન વચ્ચે કૃત્રિમ સુલેહ પોતાની તલવાર વતી અંગ્રેજ સરકાર જાળવે તેના કરતાં હિંદુ—મુસલમાન તલવારથી મુકાબલો કરી હિસાબ ચોકખો કરી લે એ હું વધારે પસંદ કરૂં છું. પરંતુ જેમ આપણે અંગ્રેજનું ગળું નથી ઉડાવવા માગતા તેવી જ રીતે આપણે એક બીજાનાં ગળાં પણ નથી ઉડાવવા માગતા. આપણે ભાઇઓ થઇને રહેવું છે. સેતાન હંમેશાં છિદ્રોનો લાભ લે છે. માટે છિદ્રો પૂરવાં એ આપણું કામ છે.

૧૬. પણ જો આપણે હિંદુઓ મુસલમાનો સાથે તલવારથી મુકાબલો ન કરવા ઇચ્છતા હોઇએ, જો આપણે તેઓની સાથે સગા ભાઇની માફક રહેવા માગતા હોઇએ, જો આપણે તેઓનાં દિલ ચોરી લઇને મિત્રભાવે ગાયની, આપણા મંદિરોની અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવા ઇચ્છીએ તો આજે ઐક્યતાનો પ્રાપ્ત થયેલો સુયોગ આપણે વધાવી લેવો જોઇએ.

૧૭. મિયાં અને મહાદેવને કદિ ન જ બને એવું માનવું અયોગ્ય છે. મુસલમાનના અન્યાયના દાખલા જરૂર તવારીખમાં મળશે. પણ મુસલમાન ધર્મ ખાનદાન ધર્મ છે. મુસલમાનો ખાનદાન છે. તેમનામાં બીજાઓ પ્રત્યે માન અને દયા નથી એવું હું માનતો નથી. તેમની ઉપર થયેલા ઉપકારનો બદલો વાળતાં તેઓને આવડે છે. એટલે હું તો દરેક હિંદુને સલાહ આપું છું કે તેણે મુસલમાન ભાઇઓનો પૂરો વિશ્વાસ કરવો. મનુષ્યમાત્ર સ્વભાવે નિર્મળ હોય છે; મુસલમાનનો સ્વભાવ તે કાયદાના અપવાદરૂપે નથી.

૧૮. આજસુધી આપણે એકતા મેળવવાના ખાનદાન પ્રયત્ન કર્યા નથી. ખાનદાન પ્રયત્નમાં બદલાની આશા ન હોય. ખાનદાની કંઈ વાણિયાનો હિસાબ નથી. મુસલમાનોની સાથે શરતો કરીને તેમને મદદ આપવી એ ન આપવા બરોબર છે. સાત કરોડનું દિલ શરતોથી ન બદલી શકાય. તેમનો વિશ્વાસ, તેમનું માન તો તેમને અણીને સમયે મદદ કરીને જ મેળવી શકાય. બદલો કેવળ ઇશ્વર પાસે જ માગવો જોઇએ.

૧૯. મારો હિંદુધર્મ મને શીખવે છે કે મારે સારૂં કરતાં ફળની આશા ન કરવી, પણ સારાનું પરિણામ સારૂં જ હોય એવો વિશ્વાસ રાખવો. એ અનિવાર્ય કાયદો છે એમ સમજી કોઇ દૃષ્ટાંત તેનાથી વિરુદ્ધ આપણને મળી આવે તો આપણી ઓછી સમજને લીધે તેનો આપણે ઉકેલ નથી કરી શકતા એમ માનવું. તે અપવાદરૂપે છે એમ માનવાનું કશું કારણ નથી. ઇશ્વર હંમેશાં માણસની ભારે કસોટી

કરે છે. જે ખરી ભીડમાં તેને ભૂલતો નથી એટલે સત્યનો વિશ્વાસ કરે છે તેને જ ઇશ્વર સહાય કરે છે. તેથી જ તે નિર્બળનો બેલી મનાયો છે.

૨૦. પણ માનો કે હિંદુએ પોતાની ખાનદાની બતાવી છતાં મુસલમાને દગો દીધો તો શું હિંદુ નામર્દ રહેવાના? પોતાના ધર્મનો બચાવ કરવાની તેમની તાકાત નથી? જો હિંદુ પોતાના ધર્મનો બચાવ કરવાની શક્તિ મેળવવા માગતા હોય તો તે શક્તિ પણ તેઓ મુસલમાનોને સહાય આપતાં મેળવી લેશે કેમકે મુસલમાનોને સહાય આપતાં હિંદુએ દૃઢતા, વીરતા, સત્ય, આત્મભોગ, એકતા, યોજના ઇત્યાદિ મહાગુણોનું સેવન કરવું પડશે.

૨૧. હિંદુએ પોતાની નબળાઈને લીધે સહાય આપવી એમ મારૂં કહેવું નથી. પણ મુસલમાનો ન્યાયને રસ્તે છે, તેમણે અત્યારે યોજેલાં સાધનો પણ ન્યાયી છે તેથી તેમને મદદ કરવાની તેમના પાડોશી તરીકેની ફરજ ઉત્પન્ન થઇ છે. તે ફરજ તેઓ અદા નહિ કરે તો પોતાની ગુલામી વધારે સજ્જડ કરશે અને મુસલમાનોની મિત્રતા હંમેશાંને માટે મેળવવાની તક ગુમાવશે. મદદ કરીને ગુલામી છોડાવશે અને મુસલમાનોને પોતાના કરી લેશે.

૨૨. આમ વિચારતાં મુસલમાનોને મદદ કરવી એ દરેક હિંદુનો પરમ ધર્મ છે, કેમકે તેમ કરીને તે હિંદુસ્થાનનો અને પોતાના ધર્મનો સહેજે બચાવ કરી લેશે. આવી ફરજ બજાવતાં સાટાનો વિચાર કરાય નહિ, અને ડર પણ રખાય નહિ.

૨૩. પણ તમે કહેશો કે હું મુસલમાનો સાથે મિત્રતા કરવાની કેમ વાતો કરી રહ્યો છું? એ તો ગાયોને મારે છે! હું કહું છું કે એ ગાયની કતલ ધર્મને નામે અને બહાને કરે છે. તેને હું સમજાવી શકીશ કે એક સનાતની-ચુસ્ત હિંદુ તમારી સાથે રહે છે તે એ શ્રદ્ધાથી કે તમારો ધર્મ બચાવતાં તે પડશે, તો

ખુદા એમને કહેશે કે તમે ગાયને બચાવજો. હું એ શરત તેમની સાથે નથી કરતો, પણ ખુદા એમ કહેશે જ એમ હું માનું છું.

૨૪. આ વાત હું હંમેશાં નથી બોલતો. હું કોઈ શરત નથી કરતો; પણ સાધુ અને મંદિરની સમીપમાં મારાથી બોલાયા વિના નથી રહેવાતું; હું જો ન બોલું તો મને લાંછન લાગે.

૨૫. તમે મુસલમાન કે અંગ્રેજની કતલ કરીને ગાયને નહિ બચાવી શકો, પણ તમારી પોતાની વહાલી ગરદનને કાપી આપીને જ બચાવશો. ગાયને બચાવતાં ગરદન આપશો, ત્યારે યમરાજ તમને પૂછવાનો નથી, પણ તમને પોતાના સિંહાસન પર બેસાડશે. પણ એને બચાવવા તમે બીજાનો જાન લેશો તો એ જરૂર તમને પૂછવાનો છે; કારણ કે તમે પણ માણસ છો; એ પણ માણસ છે. હું ઇશ્વર નથી કે જેથી ગાયને બચાવવા બીજાનું ખૂન કરવાનો મને અધિકાર હોય, પણ હિંદુ ધર્મે મારા પર ફરજ નાંખી છે તે એ કે ગાય માટે મારે મારી ગરદન આપવી. કેટલા હિંદુઓએ આમ કર્યું છે? કેટલાએ વગર શરતે મુસલમાનોને જાન આપ્યો? વણિકવૃત્તિથી ગાય નહિ બચાવાય. હિંદુ ખાનદાની માથું કોરે મૂકવા કહે છે. જ્યારે મુસલમાનોની ખાત્રી થશે કે હિંદુ એમને માટે જાન આપી રહ્યા છે ત્યારે તે ગૌહત્યા કરતા બંધ થઇ જશે. અલીભાઇઓએ ગૌમાંસ બંધ કર્યું છે; એમના રસોડામાં એ આવી પણ શકતું નથી. કારણકે એ પાડોશી પ્રત્યેનો ધર્મ જાણે છે અને પાળે છે. કુરાનમાં એમ નથી કહ્યું કે મુસલમાનોએ ગૌમાંસ ખાવું જ જોઇએ; એણે ગૌમાંસનો બાધ નથી ગણ્યો એટલું જ. એટલે એ પડોશી તરીકેની પોતાની ફરજ ઓળખી ગૌહત્યા છોડશે. આ શ્રદ્ધાથી જ હું મુસલમાનોનો સંગ કરી રહ્યો છું. અને દરેક હિંદુ સાધુને કહું છું કે તમે ખિલાફત માટે સર્વસ્વનો ભોગ આપશો તો તમે હિંદુધર્મનું ભારે રક્ષણ કર્યું

કહેવાશે. અત્યારે દરેક હિંદુનો ધર્મ ઇસ્લામને જોખમમાંથી બચાવવાનો છે. અને જો તેમ કરશો તો ઇશ્વર જ તેમને હિંદુને મિત્ર ગણતાં શિખવશે, અને હિંદુ પણ તેમને મિત્ર ગણશે. અત્યારસુધી તો મુસલમાનોએ માન્યું કે હિંદુને પજવવા; હિંદુઓએ માન્યું કે ગાયને બચાવવા મુસલમાનોને મારવા. આ ભાવમાં વચ્ચે તટસ્થ અંગ્રેજો ગાયને માર્યા જતા હતા, તોપણ એને તો બન્નેએ આશીર્વાદ જ આપ્યો. એ રીતે આપણે અત્યાચાર કર્યો.

૨૬. [ વળી કેટલાક ભાઇઓ એમ માને છે કે ] જ્યાંસુધી હિંદુસ્થાનનું એક પણ અબોલું પ્રાણી મુસલમાનને હાથે મરે છે અને જ્યાંસુધી તેઓ તાબુતમાં ‘ કાકીડો ’ લટકાવે છે ત્યાંસુધી ઐક્ય સંભવે જ નહિ. આમાં હું બહુ અજ્ઞાન જોઉં છું. કરોડો હિંદુ બીજા જાનવરો મારે છે, કરોડો કાકીડા જેવાં પ્રાણીઓને ધર્મને બહાને લટકાવે છે, તેમ છતાં તેઓની સાથે તકરાર નથી થતી તો મુસલમાનની સાથે કેમ કરીએ ? સહિષ્ણુતા એ પણ હિંદુધર્મનો અને બધા ધર્મનો ગુણ રહ્યો છે. મુસલમાનો હિંદુના માનને સારૂ, મહોબતને સારૂ, ગાયને બચાવી રહ્યા છે એ હું તેમનો ઉપકાર માનું છું અને બધા હિંદુએ માનવો જોઇએ.

૨૭. હિંદુ મુસલમાન બન્નેનાં દિલ કુમળાં છે. મુસલમાન એમ ન માને કે તેઓ અને હિંદુઓ બે એકલા જ છે. તેમની વચ્ચે ત્રીજો ખુદા પણ ઉભેલો જ છે. હિંદુઓ પણ એવી શ્રદ્ધા કાં ન રાખે કે ઇશ્વરભક્તને મુસલમાન શું કરવાને મારે ? પાખંડ હોય તો જ મુસલમાન મારી શકે. પણ અત્યારે તો પાખંડ નથી છોડતો હિંદુ કે નથી છોડતો મુસલમાન, છતાં બન્ને સ્વરાજ્ય મેળવવાની, ખિલાફતને છોડવવાની અને ગાયને બચાવવાની વાત કરી રહ્યા છે. હિંદુઓએ ગાયને બચાવવી હોય તો મુસલમાનને ખોળે માથું મૂકી દેવું જોઇએ. તે વખતે ખુદા મુસલમાનોના દિલમાં વસશે જ વસશે અને ગાયને બચાવશે. મુસલમાનના ધર્મમાં ગાય

મારવાની મનાઇ નથી છતાં પાડોશીનું દિલ દુખાય એવું કામ કરતાં અટકવું એ તેમની ફરજ છે. હિંદુ મુસલમાન બન્ને ડરપોક હૃદય રાખીને નહિ પણ સાફ દિલ રાખીને સ્વરાજ્ય મેળવી શકશે એટલું જ નહિ પણ ખિલાફત તેમ જ ગાય બન્નેને બચાવશે.



# ૧૬. પરદેશમાં હિંદીઓ.



૧. દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા અને ફીજી એ ત્રણે દેશોમાં વસતા હિંદીઓના * સવાલનું આપણે નિરાકરણ કરવાનું છે. તેમ કરતાં આપણી રાષ્ટ્રીય ભાવનાની કસોટી થશે. જ્યાંસુધી આપણામાંનો દરેક જણ પોતાને વિષે જેવી લાગણી ધરાવે છે તેવી જ આપણા લાખો દેશભાઇઓ માટે ન ધરાવે, ત્યાંસુધી આપણામાં રાષ્ટ્રીય ભાવના સ્ફુરી છે એમ ન કહી શકાય. દુનિયાના જૂદા જૂદા ભાગમાં આપણા જે દેશી ભાઇઓ વસ્યા છે તે આપણી પાસેથી દોરવણી, સહાય અને રક્ષણની આશા રાખે છે.

૨. અને આ સવાલના નિરાકરણમાં જેમ રાષ્ટ્રપ્રેમની કસોટી છે તેમ સામ્રાજ્યવાદની કસોટી પણ છે. જો સામ્રાજ્યવાદનો કાંઇ પણ અર્થ હોય તો તેના અંગરૂપ સૌનું રક્ષણ કરવાની શક્તિ તેમાં હોવી જોઇએ. આ કસોટી મુજબ પરદેશમાં વસેલા હિંદીઓ આપણી પાસે તેમ જ સામ્રાજ્યની પાસે એમ બેવડું રક્ષણ મેળવવાનો હક્ક ધરાવે છે. છતાં આ બન્ને અત્યારસુધીમાં મોટે ભાગે પોતાની ફરજ બજાવવાનું ચૂક્યાં એમ જણાય છે.

૩. હિંદીઓ સામેની ચળવળમાં ધર્મઅધર્મનો કશો વિધિનિષેધ રાખવામાં આવતો નથી. જે લોકો ખ્રિસ્તી સંસ્કૃતિનાં બણગાં ફૂંકે છે તેઓ ખ્રિસ્તી ધર્મતત્ત્વથી સાવ અજાણ્યા છે, અને હિંદી વસાહતવાળાઓએ આફ્રિકાના મૂળ વતનીઓનો કેવી રીતે ઉદ્ધાર કર્યો એનું પણ એમને જ્ઞાન નથી. પૂર્વ આફ્રિકામાં જ્યારે એક પણ યુરોપિયન

* વધુ માટે જુઓ પરિશિષ્ટ ચ

નહોતો, ત્યારે હિંદીઓ ત્યાં જઇ વસ્યા અને ત્યાંના લોકોની રીતભાત અને રિવાજો પર તેઓએ સારી અસર કરી એ ઐતિહાસિક બીનાને પણ આ લોકો કોરે મૂકે છે. જે હિંદીઓ પૂર્વ આફ્રિકા ગયા તેમણે પોતાના રીવાજો આફ્રિકનો પર બળાત્કારે ઘોંચ્યા નહોતા; તેમ તેઓ એક હાથમાં દારૂની બાટલી અને બીજા હાથમાં બંદુક લઇને પણ નહોતા ગયા; કારણ તેઓનો ઇરાદો આફ્રિકામાં જંગલી લોકોને 'સુધારવા'નો નહોતો. તેઓ ત્યાંના રહીશોની પરવાનગી લઇને ત્યાં વેપાર ચલાવવાના શુદ્ધ ઇરાદાથી ગયા હતા, અને જેમ કોઇ પણ બે જાતો પર એકબીજાના સહવાસની અસર શાંત રીતે થયા વિના રહે જ નહિ તે જ રીતે હિંદીઓ પોતાની સંસ્કૃતિની છાપ ત્યાંના લોકો પર મૂકતા ગયા. પૂર્વ આફ્રિકાના રહીશો સાથેના હિંદીઓના વસવાટથી આફ્રિકનોને કોઇ પણ એક કે બીજી રીતે નુકસાન થયું છે એમ કહેવું એ સત્યથી અવળું છે.

૪. આ વિધિનિષેધ વિનાની ચળવળ સામે આપણે શું કરવું જોઇએ ? દક્ષિણ આફ્રિકામાં પહેલો વસવાટ કરનાર ગોરાઓ હતા એવી જે ઉપલક દૃષ્ટિએ સાચી લાગતી દલીલ ગોરાઓ પાસે દક્ષિણ આફ્રિકામાં છે, તે પણ પૂર્વ આફ્રિકામાં તો નથી, કારણ ત્યાં પહેલો વસવાટ હિંદીઓએ કર્યો છે. પૂર્વ આફ્રિકાનો વિકાસ હિંદી મજૂરોના શ્રમથી થયો છે. હિંદી મજૂરોએ તંદુરસ્તીનું ભારે જોખમ વેઠીને ત્યાં કામ કર્યું છે. જો વડી સરકાર યુરોપિયન હરિફોની સ્વાર્થી ચળવળ આગળ હિંદીઓના હક્ક એક તલપૂર પણ જતા કરશે તો તેણે વિશ્વાસઘાત કર્યો ગણાશે.

૫. દક્ષિણ આફ્રિકાનું કામ ખરેખર સૌથી મુશ્કેલ છે. આપણા દેશબંધુઓને દક્ષિણ આફ્રિકામાં જેવું વિષમ યુદ્ધ ચલાવવું પડે છે તેવું કોઇ કોમને ચલાવવું પડયું નથી. તેમના હરિફોને મુકાબલે તેઓ ગરીબ છે, તેમની પાસે રાજકીય સત્તા નથી, અને ઠેઠ ૧૮૮૦ થી માંડીને તેમને સ્વમાન સાથે ટકી રહેવાના

હક્કનું રક્ષણ કરવામાં રોકાવું પડ્યું છે. કોઇ પણ સુધરેલી સરકાર સાવ અજાણ્યા માણસોને સુદ્ધાં આવો હક્ક આપવાનું ના ન પાડે. તેઓ જે રીતે ઝીક ઝાલી રહ્યા છે તે રીતે ઝીક ઝાલીને મક્કમ ટકી રહેવાની શક્તિ એ એમનાં હિમ્મત અને બુદ્ધિબળનો સચોટ પૂરાવો છે.

૬. હિંદુસ્થાનની આર્થિક, રાજનૈતિક અને ધાર્મિક સ્થિતિ એટલી બધી કંગાલ જોઉં છું અને તેથી એટલો દુઃખી થાઉં છું કે બીજાં દુઃખો પ્રમાણમાં મને કંઇ જ નથી લાગતાં. હું એટલું પણ જાણું છું કે જયાંસુધી હિંદુસ્થાનના દુઃખનો અંત ન આવે ત્યાંસુધી પૂર્વ આફ્રિકાના દુઃખનું નિવારણ નહિ થઈ શકે. પણ જેમ વાવમાં પાણી ભરાય તો હવાડામાં આવે જ છે તેમ જો હિંદુસ્થાનનો રોગ મટે તો પૂર્વ આફ્રિકાના હિંદીઓનો રોગ ગયો જ છે. આનો અર્થ એમ નથી કે પૂર્વ આફ્રિકાના હિંદીઓએ પોતાનો પુરુષાર્થ ન કરવો. તેઓએ કરવો જ. પૂર્વ આફ્રિકાના હિંદીઓ હિમ્મતવાન્, વિનયી, મર્યાદાશીલ અને સાચા રહેશે તો તેમને કશી આંચ નથી આવવાની.

૭. જૂઠો હંમેશાં બીકણ હોય છે, પૂર્વ આફ્રિકાના અંગ્રેજો પાપ કરવા ઇચ્છે છે. તેથી જો હિંદીઓ સત્યના માર્ગ પર જ રહેશે તો અંગ્રેજોની પાપમય ઉદ્ધતાઇ દબાઈ રહેશે. હિંદીઓએ સત્ય માર્ગ પર રહેવું એનો અર્થ એ છે કે તેઓએ પોતાનો કેસ મજબૂત રાખવો, તેમાં અતિશયોક્તિ ન કરવી અને પોતામાં જે કંઇ દૂષણો હોય તે કહાડી નાંખવાં. અને આપણી ઉપર હંમેશાં એક આરોપ મૂકવામાં આવે છે તે ખરો હોય છે. તે એ કે આપણે મેલા રહીએ છીએ; કમાઇએ છીએ તોપણ ઘરબાર મેલાં રાખીએ છીએ; ગલીચી ખૂબ કરીએ છીએ અને ગીચોગીચ રહીએ છીએ. આ આરોપમાં જેટલું સત્ય હોય તેટલે દરજ્જે આપણે સુધારો કરી લેવો જોઇએ.

૮. ફીજીના પ્રશ્નમાં ઘણી વાતો સમાયેલી છે. પણ અત્યારે પ્રજામત કેળવવાને સારૂ એક જ વસ્તુ જાણવાની આવશ્યકતા છે. ફીજીમાં ૧૮૭૭ની સાલથી હિંદુસ્થાનમાંથી ગીરમીટમાં મજૂરો ગયેલા છે. ગીરમીટનો સીધો અર્થ તો અર્ધગુલામી છે. એ અર્થ અમારો નથી, પણ મર્હુમ સર વિલિયમ વિલ્સન હન્ટરે ગીરમીટીઆ હિંદીઓને વિષે વાપરેલો એ શબ્દ છે. ત્યારથી તે આજ સુધીમાં હિંદી મજૂરોની સ્ત્રીઓ ઉપર જે અત્યાચાર થયેલા છે એ અત્યાચાર કેવળ આપણા આળસથી કહો કે અજ્ઞાનથી થઇ શકયો છે. પરોપકારવૃત્તિવાળા મિ. ઍન્ડ્રુઝનો આપણી સમક્ષ પૂરાવો છે કે એકેક સ્રીને ત્રણ ત્રણ પુરુષની સેવા કરવી પડે છે. આ તો ગીરમીટીઆ પુરુષો. એ સિવાયના બહારના આવી જાય એ નોખા. મિ. ઍન્ડ્રુઝની ભાષાનો આ અનુવાદ છે, પણ આ સેવાનો અર્થ વાંચકવર્ગ સહેજે કરી શકશે.

૯. જો ગીરમીટ બંધ થાય તો આપણી નિરાધાર બહેનોના શિયળનું રક્ષણ થઇ શકે; છેવટે આપણી જવાબદારીમાંથી તો આપણે મુક્ત થઇએ. આ આપણી સ્પષ્ટ ફરજ છે. પથારી તળે રહેલા સર્પની જ્યાંસુધી આપણને ખબર ન હોય ત્યાંસુધી જ આપણે નિરાંતે સૂઈ શકીએ છીએ; પણ એ ઝેરી સાથીના સહવાસની ખબર પડતાં જ જેમ આપણે ચમકી ઉઠીએ છીએ તેવી દશા ફીજીની ગીરમીટ સંબંધમાં આપણી હોવી જોઇએ. ફીજીમાં રહેતી બહેનોની ભયંકર સ્થિતિનું જ્યાંસુધી આપણને ભાન ન હતું. ત્યાંસુધી આપણે નિરાંતે સૂઇ બેસી શકતા હતા. પણ હવે ? તો એક ઘડીભર પણ શાંત રહેવું એમાં પાપ છે. ઉપરની હકીકત જ્યારે આખું હિંદુસ્થાન સમજે ત્યારે ફીજીની અનીતિ એક ઘડીભર પણ ન ટકી શકે. કોઇ કાયદાશાસ્ત્રી એમ પણ કહે કે કાયદેસર થયેલી ગીરમીટ આપણે કેમ તોડાવી શકીએ ? ફીજીના ગોરાઓ ઉપર આપણે કેમ દબાણ કરી શકીએ ? તેનો જવાબ એક જ હોઇ શકે. જે નીતિની વિરુદ્ધ છે, જે અનીતિનું પોષણ કરે છે

તે કાયદો એ કાયદો જ નથી. તેને માન આપવું એ અનીતિમાં ભાગીદાર બનવા જેવું છે. જે વડે અનીતિ થઈ શકી એ કાયદો આટલા દિવસ ટકી જ કેમ શક્યો ? એ યોગ્ય પ્રશ્ન ગણાય. જે કરારોમાં અનીતિ રહેલી હોય અથવા જે કરારોને લીધે અનીતિ થઇ શકતી હોય તે કરારો તૂટવા જ જોઇએ; અને તે તોડવાને સારૂ નુકસાની ભરવાપણું ।ય જ નહિ.



# ૧૭. જાની મૂડી.



૧. છાપાઓમાં ઘણી વેળા ખાલી જગ્યા ભરવાને સારૂ કાંઇ કાંઈ વસ્તુ સંપાદકો તૈયાર કરી રાખે છે. એને અંગ્રેજીમાં 'એવરગ્રીન' એટલે 'સદાય તાજું' કહે છે. જ્યારે મૂકો ત્યારે એ વસ્તુ મૂકી શકાય. એવું અનાયાસે હું 'ક્રૉનિકલ'માં જોઇ ગયો. તેમાં નીચેની હકીકતો આપેલી છે:–હિંદુઓએ "દશાંશ શોધી કહાડયો છે. ભૂમિતિ અને બીજ ગણિતની શોધ પણ પ્રથમ હિંદુસ્થાનમાં થઈ હતી. તેમ જ ત્રિકોણમિતિ. પહેલી પાંચ ઇસ્પિતાલો હિંદુસ્થાનમાં બંધાઇ. યુરોપના પ્રાચીન ધન્વંતરીઓએ હિંદુસ્થાનનાં ઔષધોનો ઉપયોગ કર્યો. ઇસ્વી સન પૂર્વે છઠ્ઠા સૈકામાં હિંદુઓએ શરીરનાં અવયવોની તપાસ કરી અને તે જ અરસામાં વાઢકાપની વિદ્યા પણ ગ્રહણ કરી. જે લોખંડના સ્તંભ આજે બની શકે છે. તેવા સ્તંભ બનાવવાની કળા હિંદુસ્થાન પ્રાચીન કાળમાં જાણતું હતું. ગુફાઓ ખોદવાનો ધંધો તો હિંદુસ્થાનનો જ હતો. જ્યારે સિકંદર હિંદુસ્થાનમાં ચડી આવ્યો તે વખતે તેણે પંજાબમાં અને સિંધમાં પ્રજાસત્તાક રાજ્યો જોયાં. પ્રાચીન હિંદુસ્થાનમાં જે હક્કોને સારૂ યુરોપમાં આજ સ્ત્રીઓ મથી રહેલી છે તે બધા હક્કો આપણી સ્ત્રીઓ ભોગવતી. ચંદ્રગુપ્તના વખતમાં મ્યુનિસિપાલિટીઓ હૈયાતીમાં હતી. વ્યાકરણવિદ્યાને તો હિંદુઓ જ સંપૂર્ણતાએ પહોંચાડી શકયા. રામાયણ મહાભારતની હરિફાઈ કરી શકે એવા ગ્રંથો આજ સુધી નથી થયા."

૨. આ બધી હકીકતો કેટલે દરજ્જે ખરી છે એ હું નથી જાણતો, પણ એટલું જાણું છું કે જો મર્હુમ ન્યાયમૂર્તિ રાનડે

આજે જીવતા હોય અને હિંદુસ્થાનની પ્રાચીન જાહોજલાલીની આ બધી વાતો સાંભળે અથવા જુએ તો અવશ્ય બોલી ઉઠે 'આથી શું ?' તેઓ કહેતા કે કોઇ પ્રજા પોતાની ભૂતકાળની શોભાને યાદ કરીને આગળ વધી શકતી નથી. ભૂતકાળની શોભા જો યાદ કરીએ તો તે એટલા જ અર્થે કરવી જોઇએ કે જેથી આપણે એ શોભામાં વધારો કરી શકીએ. આજે રામાયણના લખનાર કયાં છે ? આજે પ્રાચીન સમયની નીતિ કયાં છે ? તે વેળાની કાર્યદક્ષતા કયાં છે ? કર્તવ્યપરાયણતા કયાં છે ? જે દવાઓની શોધ હજારો વર્ષ પહેલાં થઇ ગઈ તેમાં આપણે કાંઇ વધારો કરી શકયા નથી. અને જે દવાઓ વિષે પ્રાચીન ગ્રંથો લખાયા છે તે દવાઓની આપણને પૂરી માહિતી પણ નથી. એમ જ બીજી બધી ઉપર વર્ણવેલી વિભૂતિઓને વિષે આપણી કંગાલ હાલત આપણે જોઇ રહ્યા છીએ, અને દરેક વસ્તુ યુરોપમાંથી આપણે ઉછીની લઇ રહ્યા છીએ.

૩. મને તો લાગે છે કે જ્યાંસુધી આપણે ભૂતકાળની શોભાનો વર્તમાનકાળમાં પુનરુધ્ધાર નથી કરી શકયા, ત્યાંસુધી આપણે જૂની મૂડીને સાંતી * રાખવી એમાં જ ડહાપણ છે. જે દ્રવ્યને આપણે વટાવી શકતા નથી, જેને દુનિયા પારખી શકતી નથી તે દ્રવ્ય આપણને શોભાવતું નથી પણ લજાવે છે અને બોજારૂપ થઇ પડે છે. જો પ્રાચીન સમયમાં ઉપર વર્ણવેલી વિભૂતિઓ આપણામાં હતી, એમ આપણે માનીએ તો તે જ વિભૂતિઓ ફરી પાછી બતાવવાની આપણામાં શકિત હોવી જોઇએ. આપણે બહાદુર પ્રજાના વારસ છીએ, પણ એ વારસાને શોભાવવાની આપણામાં અત્યારે તાકાત નથી એ પણ કબૂલ કરીએ તો આપણે કશો ગે શુક્રવાર વાળવાના નથી.

૪. બાપની આબરૂ ઉપર દીકરો જેમ લાંબો વખત સુધી ઝૂઝી નથી શકતો, તેમ પ્રજા એકલા પ્રાચીન હિંદના ગૌરવ ઉપર હંમેશાં પોતાની જાહોજલાલી જાળવી ન શકે અને અત્યારે જાહોજલાલીને

* છૂપાવી.

બદલે કંગાલપણું આવી ગયું છે. તેનાં કારણ અને ઉપાયો આપણે વિચારવાં રહ્યાં છે.

૫. અકબરના વખતમાં જે મુગલાઈનું તેજ હતું તે તેના વારસો ખોઇ બેઠા, કેમકે અકબરના ગુણો એક પછી એક તેના વારસોમાં લોપ થતા ગયા. જહાંગીરે એક, શાહજહાંએ બીજો, ઔરંગજેબે તેથી વિશેષ અને ત્યાર પછીનાએ લગભગ બધા ખોયા. એટલે બાદશાહત મોગલના હાથમાંથી ગઈ અને અંગ્રેજને વરી. તેવું જ હિંદની આધુનિક પ્રજાએ કર્યું છે.

૬. આમ આપણે કબૂલ કરવા નથી માગતા તેથી કહીએ છીએ કે વાંક માત્ર અંગ્રેજનો છે. તેની લુચ્ચાઈ—દોંગાઇથી આપણે પડયા છીએ. તે આપણો પૈસો હરી ગયા છે તેથી ભિખારી થયા છીએ. તેની પરવાનગી વિના આપણે શ્વાસોશ્વાસ પણ નથી લઇ શકતા. તેમાં પછી આપણો વાંક કયાં આવ્યો ?

૭. આ આરોપમાં અતિશયોક્તિ તો ઘણી છે, છતાં તેમાં કેટલુંક સત્ય પણ છે. અંગ્રેજોએ એટલો કબજો આપણી ઉપર મેળવ્યો તેનું કારણ શું ? તેમાં પણ વાંક આપણો જ નહિ હોય ? ઈસ્ટ ઇંડીયા કંપનીના રૂપિયાથી કોણ લલચાયા ? એ કંપનીએ પોતાના સ્વભાવ પ્રમાણે વેપાર કર્યો તેમાં તેનો દોષ ? દારૂવાળો દારૂ વેચે તેથી પીનાર તેની ઉપર દોષ ઢોળી શકે ? હું વ્યાજખોરોને દામ જેટલું જ વ્યાજ આપું તેમાં વ્યાજ લેનારનો શો દોષ ? તેને મારાથી તો ન જ વગોવાય. એક લેખકે કહ્યું છે કે જ્યાંસુધી છેતરાનારા પડયા છે ત્યાંસુધી છેતરનારા મળ્યા જ કરશે.

૮. અંગ્રેજોનો દ્વેષ કરી તેઓનો દોષ કહાડી આપણે આગળ વધવાના જ નથી. જે દોષ આપણામાં હતા અને જેને લીધે તેઓએ ઘરવાસ કર્યો તે દોષોને આપણે દૂર નહિ કરીએ, ત્યાંસુધી આપણે ગુલામીમાં જ રહીશું.

૯. છતાં અંગ્રેજોને તેમના દોષો વિષે આપણે કહેતા આવ્યા છીએ અને હજુ કહીશું. કોંગ્રેસે મુખ્યત્વે એ જ કાર્ય કર્યું છે.

તેઓના દોષ બતાવનારા વક્તાઓ તો ઝાડનાં પાતરાં જેટલાં મળી આવે છે. તેથી તેમના દોષો ઉપર ભાર મૂકવાને બદલે આપણા દોષોનું દર્શન કરવાનું વધારે ફળદાયી માનું છું. 'આપ ભલા તો જગ ભલા' એ કહેવત કંઇ ફેંકી દેવાની નથી. તેમાં ઘણું જોર ભર્યું છે. આપણે નિર્દોષ રહીશું તો આપણને કોઇ અભડાવી નહિ શકે. વૈદ્યકશાસ્ત્રનો નિયમ છે કે જ્યાંસુધી લોહીમાં બિગાડ ન હોય ત્યાંસુધી બહારની ઝેરી હવા તેની ઉપર અસર કરી શકતી નથી. અને તેથી જ રોગચાળાને સમયે કેટલાકને ચેપ કે હવા લાગે છે અને કેટલાકને તેની અસર થતી નથી; તેમજ જો આપણામાં લેપાવાપણું ન હોત તો ઇસ્ટ ઇંડિયા કંપની કંઈ ન કરી શકત, અને સર માઇકલ ઓડવાયર જેવા અધિકારી પોતાના ધંધા વિનાના થઈ રહ્યા હોત.

૧૦. ત્યારે એવા આપણા કયા દોષ છે કે જેથી આપણે અપંગ થઇ ગયા છીએ અને આપણા દેશમાંથી અઢળક પૈસો ચાલ્યો જાય છે તેને રોકી શકતા નથી, આપણા બચ્ચાંને દૂધ મળી શકતું નથી, આપણા દેશના ત્રણ કરોડ માણસોને એક જ વખત ખાવાનું મળે છે, ધોળે દહાડે લૂંટફાટ થઇ શકે છે, મરકી કોલેરા ઇત્યાદી રોગો જ્યારે બીજા દેશોમાંથી નાબૂદ થઇ શકે છે, ત્યારે આપણા દેશમાંથી નથી થઇ શકતા? એવું કયું કારણ છે કે જેથી આપણને મદાંધ સર માઇકલ ઓડવાયર અને ઉદ્ધત જનરલ ડાયર માંકડની જેમ ચગદી શકે છે અને સીમલાના પાદરી સાહેબ આપણે વિષે નહિ છાજતાં લખાણો કરી શકે છે? એવું કયું કારણ છે કે જેથી આપણને પંજાબમાં અસહ્ય અન્યાય થયો, ખિલાફતના સવાલમાં બ્રિટનના મુખ્ય પ્રધાને પોતાના વચનનો ભંગ કર્યો છતાં આપણે તે બન્ને બાબતમાં નિરુપાય જેવા લાગીએ છીએ?

૧૧. આનું કારણ આપણી સ્વાર્થી દૃષ્ટિ, આપણામાં દેશને ખાતર આપભોગ દેવાની અશક્તિ, આપણી અપ્રામાણિકતા, આપણું ડરપોકપણું,

આપણો દંભ અને આપણું અજ્ઞાન છે. સ્વાર્થ તો સહુમાં ઓછોવત્તો હોય પણ આપણામાં તે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. કૌટુંબિક કામોમાં સ્વાર્થત્યાગ થોડો ઘણો રહેલો છે, પણ રાષ્ટ્રીય કામોમાં થોડામાં જ થોડા પ્રમાણમાં જોવામાં આવે છે. જુઓ આપણી શેરીઓ, આપણાં શહેરો, આપણી આગગાડીઓ ! આ બધામાં દેશની દશાનું દર્શન થઇ શકે છે. શેરીમાં, શહેરમાં કે ટ્રેનમાં બીજાની સગવડનો કેટલો ઓછો ખ્યાલ રહે છે ? મારા ઘરના આંગણાંમાંથી હું શેરીમાં કચરો નાંખતાં અચકાતો નથી, મારા કઠેરામાંથી રસ્તામાં જતાં માણસોને અગવડ થાય કે નહિ તેનો વિચાર કર્યા વિના હું કચરો ફેંકું છું અને થૂંકું છું. મારૂં ઘર બાંધવામાં મારા પાડોશીની અગવડનો વિચાર હું ઓછો કરૂં છું. શહેરનો નળ છોડી તેમાંથી પાણી વહ્યું જાય તે મારૂં નથી એમ માની બેદરકાર રહું છું. રેલગાડીમાં એ જ દેખાવ નજરે પડે છે. મારી જગ્યા ગમે તેમ કરી મેળવી બીજાને બને તો અટકાવું. બીજાને અગવડ પડો કે નહિ પણ મારી બીડી હું શરૂ કરૂં છું, કેળાંની અને શેલડીની છાલ મારા પાડોશીની સામે જ નાખતાં અચકાતો નથી. નળ ઉપર પાણી ભરવા જાઉં છું તો બીજાની દરકાર નથી રાખતો. આમ સ્વાર્થનાં દૃષ્ટાંતો ઘણાં યે ટાંકી શકાય એમ છે.

૧૨. જ્યાં આટલી બધી સ્વાર્થી દૃષ્ટિ રહી છે, ત્યાં આપભોગની આશા જ ક્યાંથી હોય ? દેશને ખાતર વેપારી પોતાના વેપારને શુદ્ધ કરે છે ? પોતાને થતા લાભને જતો કરે છે ? દેશને ખાતર રૂના સટ્ટા બંધ કરે છે ? દેશને ખાતર દૂધનો બહાર નિકાશ કરી મળતો નફો જતો કરી દૂધની કિમ્મત ઓછી રાખવા પ્રયત્ન થાય છે ? દેશને ખાતર નોકરી જતી કરવી હોય તો કેટલા કરે છે ? દેશને ખાતર ભોગો ઓછા કરી, સાદાઈ ગ્રહણ કરી બચતા પૈસાનો ઉપયોગ કોણ કરે છે ? દેશને ખાતર જેલ જવું હોય તો જવા કેટલા તૈયાર છે ?

૧૩. આપણી અપ્રામાણિકતા તો આપણી નજર આગળ તરી રહી છે. વેપાર તો પ્રામાણિકપણે ન જ થઇ શકે એવું આપણે માનીએ છીએ. જેઓને તક મળે છે, તેઓ લાંચ લેતાં ચૂકતા નથી. અપ્રામાણિકતાનો મોટામાં મોટો અનુભવ રેલ્વેમાં થઇ રહ્યો છે. રેલ્વેના સિપાઇને, ટિકીટ માસ્તરને, ગાર્ડને લાંચ આપીએ, ત્યારે કામ થાય. ટિકીટ સુદ્ધાં મેળવવામાં અપ્રામાણિકતા કરવી જોઇએ અથવા તેને સારૂ આંખ આડા કાન કરવા જોઇએ. રેલ્વે પારસલો આખા નહિ તો તે જરા પણ ઉઘાડી શકાય તેમ હોય તો જરૂર તેમાંથી માલ ચોરાયો જ હોય.

૧૪. આપણો દંભ તો માત્ર અંગ્રેજોના દંભ કરતાં સહેજ જ ઘટે, અને તેનો અનુભવ પ્રતિક્ષણ કર્યા કરીએ છીએ. આપણી સભાઓમાં, આપણા બધાં કાર્યોમાં, આપણે જેવા નથી તેવા દેખાવાના પ્રયત્ન કરીએ છીએ.

૧૫. આપણું ડરપોકપણું તો આપણું ખાસ ક્ષેત્ર જણાય છે. અસહકારને અંગે કોઈ ખૂનામરકી કરવા નથી ઇચ્છતું, છતાં આપણે તેની જ ધાસ્તીથી કંઇ કરવા નથી ઇચ્છતા. સરકારના શસ્ત્રબળના ત્રાસથી આપણે એટલા ભયગ્રસ્ત છીએ કે કંઇ પગલાં ભરવાની આપણી હિમ્મત જ નથી ચાલતી, તેથી આપણે જ્યાં ત્યાં જૂલમની બરદાસ કરી રહ્યા છીએ અને આપણે ધોળે દહાડે બહારવટીઆને લૂંટવા દઇએ છીએ.

૧૬. આપણા દંભનું તો હું શું લખું? દરેક ક્ષેત્રમાં દંભ વધી પડયો છે. નબળાઈની સાથે દંભ હંમેશાં રહેલો જ છે. વળી જ્યાં લોકો નીતિવાન્ થવા ઇચ્છતા હોય, છતાં ન થઇ શકે ત્યાં દંભ વધે જ; કેમકે નીતિવાન્ ન હોઇએ તો દેખાવાની લાલચે તણાઇ એક અનીતિમાં બીજીનો ઉમેરો કરીએ છીએ. આપણા ધર્મમાં પણ દંભે સંપૂર્ણતાએ પ્રવેશ કર્યો છે; તે એટલે સુધી કે આપણા ટીલાં, માળા ઇત્યાદિ આપણી પવિત્રંતાની નિશાની હોવાને બદલે તે અપવિત્રતાની સંજ્ઞા થઈ પડયાં છે.

૧૭. આ બધાનું મૂળ અજ્ઞાન તો છે જ. આપણે આપણા બળને વિષે અજ્ઞાત છીએ, તેથી તો બીજા દોષો આવી જાય છે. આપણામાં રહેલા આત્માને વિષે જ શંકા છે, તેના ગુણોને વિષે આપણને શ્રદ્ધા નથી. આ અજ્ઞાન કેવળ અક્ષરજ્ઞાનથી નથી જવાનું. માત્ર વિચારના પરિવર્તનથી જ જઇ શકે છે. અક્ષરજ્ઞાન એટલે જ દરજ્જે જરૂરનું છે જેટલે દરજ્જે તે આપણી વિચારશક્તિને ખીલવે અને આપણને સારાસારનો નિર્ણય કરતાં આવડે.

૧૮. એટલે જ્યાંસુધી આપણે સ્વાર્થ છોડી પરમાર્થ ગ્રહણ નથી કર્યો, આપભોગ કરતાં નથી આવડયો, સાચનો જ આશ્રય નથી લીધો બીક છોડી હિમ્મત ગ્રહણ નથી કરી, દંભ નથી છોડયો અને અજ્ઞાનનો ત્યાગ નથી કર્યો, ત્યાંસુધી દેશની ખરી ઉન્નતિ થવાની જ નથી.



# ૧૮. વિચારમય જીવન.



૧. 'મારી મુસાફરીઓમાં કડવા અને મીઠા એમ બન્ને અનુભવો થયા કરે છે. મધ્યપ્રાંતની મુસાફરીમાં મોટર બોટકી; પાછા ફરતાં બીજી મોટર પણ તૂટી અને આ વેળા એવી જગ્યાએ કે જ્યાં કશી મદદ ન મળી શકે. છેવટે એક ગામડા નજીક પહોંચ્યા. ત્યાંથી ગાડામાં જવાનું ઠર્યું. રાતના એક વાગે ગાડાની મુસાફરી શરૂ થઇ. હું થાકયો હતો. ઉંઘ પણ ભરાઇ હતી. મને શી દરકાર કે બળદ કેવા છે, તેનો હાંકનારો કેવો છે એ જોઉ? ઉંઘમાં યે હું એટલું સાંભળી શકતો હતો કે બળદ ઘોડાવેગે જતા હતા. વળી વચમાં જરા ધીમા ચાલે પણ મોટે ભાગે દોડતા જ હતા. બળદ દોડે એ કોને ન ગમે? મે વિચાર્યુંઃ "ઠીક છે; આપણે વહેલા ઘેર પહોંચીશું. આ તરફના બળદ સારા હશે."

૨. સવાર પડી-જાગ્યો. મેં જોયું તો હાંકનારના પરોણામાં આર હતી. અને તે આર વારંવાર બળદની પૂંઠમાં ભોંકીને તેનાથી તે પ્રાણીઓને દોડાવતો હતો. બળદ આ ત્રાસથી રસ્તામાં સેરી રહ્યા હતા.

૩. આ દશ્ય જોઇ મારી દીન દશા જે વાંચનાર કલ્પી શકતો હોય તો કલ્પી લે. તે જ ક્ષણે ગાડામાંથી ઉતરી જવાની ઇચ્છા થઇ. મોટરની મુસાફરી આના કરતાં તો હજારગણી સારી એમ થયું. વળી મેં વિચાર્યું કે મોટરના કારખાનામાં મોટર બનાવનાર અંગ્રેજ અમેરિકનની શી વલે થતી હશે એ કોણ જાણે? બળદ ગાડીમાં બેસવું એ મોટરમાં બેસવા કરતાં થોડું પાપ નહિ હોય? આમ 'મનની સાથે ઘાટ ઘડ્યો જતો હતો અને બળદનો ત્રાસ જોયા કરતો હતો. એએક મિનિટ

તો સહન કર્યું પછી બળદના માલેકની પાસેથી પરોણો માગ્યો. તેણે તે આપી દીધો.

૪. તે સમજ્યો. મને તે ઓળખતો નહોતો. મને ' બાવાજી ' નામથી બોલાવતો હતો. ' મહાત્માજી ' કરતાં ' બાવાજી ' મને વધારે પ્રિય લાગ્યું. મારા પોષાકપરથી તેણે મને ' બાવો ' માન્યો. ' બાવાજી 'નો પોષાક પહેરવો સહેલ છે. ' બાવાજી 'ના ગુણ મેળવવા દોહ્યલા છે, છતાં હિંદુસ્થાનના ભોળા લોક તો પહેરવેશની સાદાઇથી સદાય ભોળવાયા છે અને ભોળવાયે જશે.

૫. મેં ગાડીવાનને લાકડીને તે બૂંડે છેડેથી વાપરવા ભલામણ કરી અને લાકડી પાછી આપી. બળદને દોડાવવાની કંઈ જરૂર નથી. કલાક મોડો પહોંચું તેની તેણે ફિકર ન કરવી એમ કહ્યું. તેને મેં આર કહાડી નાંખવા વિનવ્યો. તેણે તેમ કરવાનું વચન આપ્યું.

૬. આ બનાવની મારા મન ઉપર ઠીક અસર થઈ. આપણું જીવન કેવું વિચારશૂન્ય અને દયાશૂન્ય છે એ મે જોયું. આપણાં દરેક કૃત્યમાં વિચાર અને દયા હોવાં જ જોઇએ, અને જ્યાં વધારે દુર્બળતા, નિરાધારતા, વધારે અવાચકતા છે ત્યાં વધારે દયા હોવી જોઇએ એમ સ્પષ્ટ લાગ્યું. આપણે આપણી જાત–માણસજાત– ઉપર દયા ખાઇએ છીએ તેમાં નવાઇ નથી. તે તો ખાવી જ જોઇએ, પણ કંગાળ દુષ્કાળિયાં મનુષ્યો કરતાં પણ પશુ વધારે નિરાધાર દુ:ખી અને અવાચક નથી ? દુષ્કાળિયાં તો દુ:ખથી પીડાય, ત્યારે આપણી સામે લડે પણ ખરાં, પણ બળદ શું કરે ? તે તો ન બોલી શકે, ન બંડ કરી શકે.

૭. આપણું જીવન કેવું વિચારશૂન્ય ? મેં વિચાર્યું હોત તો બળદની અને હાંકનારની પરીક્ષા લીધી હોત અને લાકડીની આર મુસાફરીને આરંભે જ ખેંચાવી લીધી હોત.

૮. જો ગાડીવાને વિચાર કર્યો હોત તો તે પોતાના વાંસામાં કોઇ આર ભોંકે તો કેવું લાગે એ જાણી લેત અને પરોણામાં આર ન રાખત, બળદને મારીને ન દોડાવત.

૯. આપણે બીજાને તેની ફરજ અદા કરવાનું કહીએ છીએ; ન કરે તો ચીડાઇએ છીએ; 'ડાયરને ફાંસીએ ચડાવો' એમ પોકાર કરીએ છીએ. પશુની આપણી સામેની ફરિયાદ સાંભળનાર આપણે વિષે શું વિચારતો હશે ?

૧૦. આપણે હિંદુ, ગૌરક્ષાને પ્રાણરક્ષા સમાન ગણનારા. ગાયને બચાવવા મુસલમાન સાથે વેર બાંધનારા, બળદને આર ભોંકીને ચલાવીએ, બળદ ઉપર ન લાદવા જેટલો ભાર લાદીએ, ઓછામાં ઓછું તેને ખાવાનું આપીએ, ગાયની પાસેથી લોહી નીતરે, ત્યાં સુધી દૂધ લઇએ, તેને ફુંકીને દૂધ ખેંચીએ. આપણો મુસલમાનને ગાય ન મારવાનું કહેવાનો શો અધિકાર? મુસલમાન ગાયને ખોરાક સારૂ મારવામાં પાપ નથી માનતા. હિંદુ બળદને આર મારવામાં પાપ નથી એમ કાંઇ દાવો કરી શકશે? આપણે જાણીસમજીને પાપ કરીએ છીએ. અજાણ્યે થયેલા પાપની માફી ઇશ્વર આપે છે એમ કહેવાય છે. અજાણ્યે થયેલા દોષોનું જ પ્રાયશ્ચિત્ત હોય. જાણી જોઇને પાપ કરીને પછી પ્રાયશ્ચિત્ત લેવા નિકળ્યાથી કંઈ શુદ્ધિ મેળવાય ?



# ૧૯. હિમ્મત અને સંયમ.



૧. જે વ્યક્તિ અથવા પ્રજા પોતાના દોષો જોવા નથી ઇચ્છતી અથવા કબૂલ કરતાં ડરે છે તે આગળ વધી જ ન શકે. આપણી આસપાસ રહેલો મેલ આપણે જોતા નથી, ત્યાંસુધી તે દૂર કરવાની શક્તિ આપણને મળતી જ નથી અને મેલ ઘર કરે છે. વળી જે દોષો આપણે કર્યા તેને સારી રીતે ન વખોડીએ ત્યાં સુધી બીજાના દોષ જોવાનો કે બતાવવાનો આપણને હક્ક જ નથી મળતો. [ મોટા દોષને નાનો કહી બતાવવો તે કોઈ પણ સ્વમાન વાળી પ્રજા કે વ્યકિતને ન છાજે ] અત્યુક્તિથી પ્રજાને કાંઇ જ ફાયદો થાય એમ હું તો માનતો જ નથી. અત્યુક્તિ એ અસત્યનું એક ભૂંડું સ્વરૂપ છે. અસત્યવડે પ્રજા ચડતી હોય તોપણ આપણે એ ચડતીનો અસ્વીકાર કરવો એ વધારે શોભે, કેમકે એવી ચડતી એ છેવટે પડતી કરાવે છે.

૨. લૉર્ડ વિલીંગ્ડન વિલાયતથી આવ્યા ત્યારપછી મુંબઇમાં થોડો વખત ગાળ્યા પછી તેમને થયેલો અનુભવ જણાવતાં તેમણે કહેલું કે ‘હિંદુસ્થાનમાં આવીને મેં કોઇ હિંદુ મુસલમાનને ‘ના’ કહેવાની હિમ્મતવાળો ન દીઠો’ આ આક્ષેપ હજી પણ સાચો છે. આપણા દિલમાં ના હોય છતાં આપણે ‘ના’ નથી કહી શકતા; સામાનું મોં જોઇને તેને ‘હા;’ જોઇએ છે કે ‘ના’ એ વિચારી લઇને આપણે તે પ્રમાણે વાત કરીએ છીએ. આ ત્રણ ચાર વર્ષની છોકરીને પણ હું તેની મરજી વિરુદ્ધ કાંઈ પણ નથી કરાવી શકતો એ બાળકીની તાકાત પણ આપણામાં નથી. એક મહાપુરુષે કહ્યું છે કે આપણે સ્વર્ગમાં જવું હોય તો બાળકના જેવું થવું જોઇશે.

બાળકના જેવું થવું જોઇશે એનો અર્થ એ કે બાળકની નિર્દોષતા અને હિમ્મત જોઇશે. એડ્‌વિન આર્નોલ્ડે * એક બાળકની નિર્દોષતા સરસ રીતે વર્ણવી છે. બાળક વીંછીને પકડે છે, સાપને પણ પકડી શકે છે, આગમાં હાથ નાખી શકે છે, તેને ડરનું જરા યે ભાન નથી હોતું. તમે એ જાતની ભયરહિતતા કેળવો. તમને ઇશ્વરની ઉપર ભરોસો રહ્યો નથી એટલે તમે ડરને વશ થાઓ છો.

૩ ત્રીશ કરોડ માણસને એક લાખનો ડર હોય જ નહિ. ત્રીશ કરોડ માણસ જો એક લાખથી ડરે છે તો તે પોતાને વાંકે. જ્યારે તેઓ ડર છોડે ત્યારે તેઓના હાથમાં જ સ્વરાજ્ય રહેલું છે. અને ત્રીશ કરોડ માણસ જો એક લાખને ડરાવીને પોતાનું કાર્ય સાધવા માગે તો તેના જેવા પાપી પણ કોઇ ન ગણાય. એટલે આપણી મરદાનગી પણ આપણે તો કેવળ દુ:ખ સહન કરીને જ બતાવવી રહી. [ જે નિર્દોષ છે તે નિડર છે. આપણે નિર્દોષ છીએ તો કેમ નિડર ન બનીએ ? આપણે કોઇને અન્યાય નથી કરતા તો આપણા પ્રતિનો તે કેમ સહન કરીએ ? ] અન્યાયની સામે જીવને જોખમમાં મૂકીને પણ થવું એવું આપણાં શાસ્ત્રો શીખવે છે. મારા વડીલે મને પોતાના દાખલાથી એ જ શીખવ્યું. લોકો હિમ્મત શીખે તેથી દેશને હાનિ નથી થવાની.

૪. [ કેવળ હિમ્મત આવ્યે આપણે માટી નથી થઈ શકતા. તેને નિયમમાં રાખતાં આવડવું જોઇએ. હિમ્મત ઉપર સંયમ ન હોય તો તેનાં માઠાં પરિણામ આવે છે એ આપણે જોતા આવ્યા છીએ. જે લોકો શોકથી પીડાતા હોય અને જેમની ઉપર નિરાશાનું વાદળ ઝઝૂમતું હોય તેમની લાગણીઓને નિયમસર દર્શાવવાને કંઇ અવકાશ દેશના આગેવાનોએ આપવો જોઇએ,

---

* સર એડ્‌વીન આર્નોલ્ડ—(૧૮૩૨-૧૯૩૪.) કેટલાંક વર્ષ સુધી પુનાની સરકારી સંસ્કૃત કોલેજમાં તેમણે કામ કર્યું હતું; સને ૧૮૬૧ માં વિલાયત પાછા ફર્યા ત્યારે 'ડેઈલી ટેલીગ્રાફ' પત્રના તંત્રી મંડળમાં જોડાયા. તેમનું "લાઇટ ઓફ એશીયા" અને બીજાં કાવ્યો તથા મુસાફરીઓનાં વર્ણનો પ્રખ્યાત છે.

આપણા મનના વિચારો વાતચિતમાં કે લખાણમાં દર્શાવતાં આપણે બહીતા હતા, તેથી જ તે વધારે અને વધારે ઉંડા દટાતા, અને જાહેર પ્રજામત રૂપી પ્રચંડ સૂર્યની અને ખુલ્લી હવાની અસર તેને નહોતી પહોંચી શકતી તેથી તે દુર્ગંધથી સડી ગયા હતા. અને પરિણામે ખૂનામરકીની છૂપી ચળવળ આપણા દેશમાં ઉત્પન્ન થઇ હતી. આજે ઇશ્વરકૃપાથી આપણે તે દિવસને વટાવી ગયા છીએ. આપણે નિર્ભયપણે અને ખુલ્લી રીતે તેમજ ખુલ્લાં કામ પર મનુષ્યજાતિ જે સંયમ મૂકે છે તે સંયમથી વિચાર કરવાની, લખવાની અને બોલવાની હિમ્મત કરીએ છીએ.

૫. પ્રજાના ઉત્કર્ષને સારૂ જે અસંખ્ય સત્ત્વો દરરોજ ઉત્પન્ન થાય છે તેનું નિયમન કરવા આગેવાનો ચાહતા હોય, તરુણ ભારતના પ્રસવકાળનાં દોહ્યલાં દુઃખમાં હકભેર ભાગ લેવા ઇચ્છતા હોય તો તેમણે જમાનાનાં ચિહ્નોની અવગણના કરવી ઘટતી નથી. જુવાન વર્ગના ઉમળકાને તેમણે તરછોડવા જોઇએ નહિ, તેમ તેમની ઉકળતી આશાઓ અને મહેચ્છાઓ પર ઠંડું પાણી નાખવું જોઇએ નહિ, પણ તેમણે આ જુવાન, ઉત્સાહી, સ્વાર્થત્યાગી, મરણિયા માણસોના વધતા જતા લશ્કરના સેનાપતિ થવું જોઇએ. તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખો, તેમના હૃદયના ધબકારાને ઝીલો અને તેનું નિયમન કરો, કારણકે દલીલોથી તેમજ તેમની ખાનદાનીને ચેતવવાથી તેઓ વશ થાય છે, અને આપણા દેશને માટે માથું આપે એવું તાલીમબાજ લશ્કર તમારી પાસે મોજુદ થશે. પણ જો તેમને પોતાની અવગણના થયેલી જણાશે, જો તેમને એમ લાગશે કે આગેવાનો તેમની જરૂરિયાતોને લક્ષમાં નહિ લે અને તેમને દોરશે નહિ, તો તેઓ નિરાશ થશે, નિરાશાથી તેઓ સાહસિક બનશે અને પરિણામે ભયંકર વિનાશ થશે. સત્યાગ્રહને માર્ગે અર્થાત્ કાયદાના ભંગને જ નહિ, પણ સત્ય અને અહિંસાને માર્ગે હિંદુસ્થાનને દોરવાનો હાલના જેવો કોઇ પરમ સુંદર અવસર આવ્યો હોય એમ મને યાદ નથી. આવા

સત્યાગ્રહમાં હારને અવકાશ જ નથી, અને જો તેમાં કંઇ ભૂલ થાય તો ભૂલ કરનારને જ ખમવું પડે છે. અને જ્યારે અસંખ્ય હિંદીઓ દેશને ખાતર ઇરાદાપૂર્વક દુઃખ ભોગવતા થઈ જાય, ત્યારે હિંદુસ્થાન સુખી થાય તેમાં શી નવાઇ? જે પુરુષ પવિત્ર થઇ જગતને ખાતર સર્વસ્વ અર્પે તે તો ચક્રવર્તીના કરતાં પણ વધારે સત્તા ભોગવે. એવી પવિત્રતા અને સાથે દુઃખ વ્હોરવાની શક્તિ, ઓ ઇશ્વર! તું અમને કોઇને નહિ આપે? તારા ગુલામ થઇને અમે રહીશું, પણ અમને તો એ જ શક્તિ જોઇએ, અમને રાજપાટ ન જોઇએ અમને તો દુઃખિયાંના દુઃખનું નિવારણ જોઇએ. દેશને-જગતને ખાતર ઇચ્છાપૂર્વક રૂંધાઇને મરવાની શક્તિ નહિ આપે? આપજે જ. તારો પાડ માનીશું.



# ૨૦. દઢતા અને વીરતા.

૧. અસહકારનુ જે યુદ્ધ ચાલી રહ્યું છે તેના મહત્ત્વનો ખ્યાલ થોડાને જ હશે. એક ગૃહસ્થે સવાલ પૂછ્યો કે આપણે જે કાર્ય કરી રહ્યા છીએ તે યુદ્ધ કહેવાય ખરૂં? મેં તરત જવાબ આપ્યો, ' આપણી લડતમાં યુદ્ધનાં બધાં લક્ષણ છે, જે આપણને જોઇએ છીએ,—સ્વરાજ્ય— તે યુદ્ધ વિના ન જ મળે. તેથી સાધનો પણ યુદ્ધનાં જ હોવાં જોઇએ. એટલે કે આપણો સામાન્ય વ્યવહાર બંધ કરી આપણે આપદ્‌ધર્મ આચરવો જોઇએ. યુદ્ધમાં અને આમાં ફરક માત્ર અથવા મોટો ફરક એ છે કે આપણા યુદ્ધમાં પશુબળ—શસ્ત્રબળને અવકાશ નથી એટલું જ નહિ, પણ શરીરબળમાં આપણી હાર છે. બીજાં લક્ષણ આ યુદ્ધમાં સામાન્ય યુદ્ધના જેવાં જ છે જેમ સામાન્યમાં તેમ આમાં આપભોગની, તાલીમની, યોજના ઇત્યાદિની આવશ્યકતા છે. સામાન્ય યુદ્ધને વખતે પ્રજા પોતાની ચાલુ પ્રવૃત્તિનો ઘણે મોટે ભાગે ત્યાગ કરે છે. પ્રજા સાર્વજનિક સંકટને સમયે વ્યક્તિગત ખાનગી દુ:ખ વિસરી જાય છે. અનીતિમાન્ નીતિનો રસ્તો ગ્રહણ કરે છે; બીજાને લૂંટતો હોય તો લૂંટવાનો ધંધો છોડી દે છે. દારૂડીઆ દારૂ છોડે છે; વ્યભિચારી વ્યભિચાર છોડે છે; ચોર ચોરી છોડે છે. સૌ પ્રજાના છૂટકારાનો મંત્ર પઢે છે. આવે સમયે અદાલતોમાં જવાનો વખત પ્રજાને હોતો નથી; વિદ્યાર્થી દેશની સ્વતંત્રતા મેળવવામાં ભાગ લેતા થઇ જઈ તે પ્રવૃત્તિને જ વિદ્યાભ્યાસ માને છે.

૨. પણ આવે સમયે સર્વથી વધારે શોભતા ગુણો દઢતા અને વીરતા હોય છે. તેની જરૂર સહુથી વધારે જોવામાં આવે છે.

નિશ્ચય કરેલો ન ફેરવવો એ દઢતા. આજે સરકારી નિશાળ છોડી કાલે પસ્તાવો કરવો અને ત્રીજે દહાડે પાછા તે જ નિશાળમાં જવા પ્રયત્ન કરવો એ કંઇ દઢતા નથી. એવી નબળાઇથી દેશ પડે, કદિ ચડે નહિ. આજે મહેતાજી રાજીનામું આપી કાલે તેને પાછું ખેંચે અને તે વડે પ્રજાને જેટલું નુકસાન કરે તેટલું રાજીનામું નહિ આપનાર ન કરે. આપત્તિ હોય, જોખમો હોય તે ખેડવાં અને પોતાનું કામ કરવું એ વીરતાની નિશાની છે. વણિક્‌વૃત્તિ કરતાં વીરતાનો ભાવ યુદ્ધમાં વધારે હોય છે. શાંતિને સમયે વણિક્‌વૃત્તિનો ખપ પડે છે, અશાંતિને સમય વીરતાનો. ગુજરાત વણિક્‌વૃત્તિને સારૂ પ્રખ્યાત છે; અને એ યોગ્ય જ લાગે છે કે વણિક્‌વૃત્તિવાળામાં વીરતા આવે જ નહિ. આ ખ્યાલ બરોબર નથી. જેમ પ્રજાનું પોષણ એક જ વૃત્તિથી થાય નહિ, તેમ વ્યક્તિનું પોષણ પણ એક જ વૃત્તિથી નથી થતું. તેથી દરેક વ્યક્તિમાં વીરતાનો ગુણ તો હોય છે જ. માત્ર તેનો ઉપયોગ નથી કરવાનો હોતો, ત્યારે આપણામાં તે ન હોય એવું આપણને લાગી આવે છે. ગુજરાતનો સમય—આખા ભારતવર્ષનો સમય અત્યારે વીરતા બતાવવાનો આવ્યો છે.

૩. જ્યાં પશુબળ વાપરવાનું નથી ત્યાં વીરતા કેવી, એવી મિથ્યા શંકા કોઇ નહિ કરે એવી હું ઉમેદ રાખું છું. ખરૂં જોતાં પશુબળ વાપરવામાં વીરતા નથી. હાથી કીડીઓને કચરતો ચાલ્યો જાય છે તે કંઈ વીરતા બતાવતો નથી. પણ સિંહની સામે ઝૂઝતો હાથી વીરતા બતાવે છે, કેમકે એમાં તે પોતાની જાનને જોખમમાં નાંખે છે. ગધેડીના કાન ઉબેળતો કુંભાર વીરતા નથી બતાવતો; પણ લૂંટારાના ધાડાની સામે ઝૂઝતો નરકેસરી વીરતા બતાવે છે, કેમકે તે પોતાની જાનને ચોકખી રીતે જોખમમાં નાખે છે. જે પશુબળ ન વાપરતાં છતાં વશ થતો નથી, પણ ઝૂઝે છે તે પૂરેપૂરી વીરતા બતાવે છે.

૪. વીરતા એટલે શું? હિંદુસ્થાનને સારૂ આ નિ:શસ્ત્ર યુદ્ધમાં પૂરી વીરતા બતાવવાનો પ્રસંગ આવ્યો છે. મારી કેળવણીનું કાલે શું થશે એ વિચાર કર્યા વિના નિશાળ છોડનાર વિદ્યાર્થી વીરતા બતાવે છે; જે બીજી નિશાળની સગવડ થયે જ છોડે છે તે વણિકવૃત્તિ બતાવે છે. રોજી મળો યા ન મળો છતાં સરકારની અદાલતમાં ન જનારો વકીલ વીરતા બતાવે છે; રોજીનો બંદોબસ્ત કરાવ્યા પછી જ છોડનાર ભલે દુન્યવી ડહાપણ બતાવતો હોય, તે વીરતા નથી બતાવતો. પરિણામની બીક રાખ્યા વિના વિશ્વાસ રાખી ઝંપલાવવું એ વીરતા છે. જ્યાં ભીરુતા છે, ત્યાં વીરતા હોય જ નહિ. આ પ્રજામાં ભીરુતા છે. સ્વતંત્રતા મેળવવી અને ભીરુતાને સંઘરવી એ પરસ્પર વિરોધી વાત છે. ડગલે ડગલે સાહસની જરૂર પડશે. ડગલે ડગલે જોખમો ઉઠાવવા પડશે. રણમાં જોખમો ખેડવાં પડે છે તે કેટલાંક બળાત્કારે ખેડાય છે. અહિં આપણે ઇરાદાપૂર્વક જોખમ ખેડીએ છીએ, તેમજ થોડું જોખમ ખેડીને મોટું પરિણામ લાવી શકીએ છીએ. જે દૃઢ અને જોરાવર છે તે સેંકડો વખત પોતાના શત્રુને તથા ટીકાકારને મળશે અને તે છતાં જ્યાંસુધી પોતાનો પક્ષ ખરો છે એમ માને છે ત્યાંસુધી તેને વળગી રહેશે.



# ૨૧. પ્રતિજ્ઞા પાલન.



૧. "મને ઘણી વાર એમ થાય છે કે હિંદુસ્થાનમાંથી હું કયારે નાશી છૂટું ?–યા તો હિંદુસ્થાનને હું કયારે સ્વતંત્ર કરૂં ? સ્વતંત્રતાનો એટલો જ અર્થ કે આપણે કોઇનાથી ન ડરી આપણા દિલમાં હોય તે કહી શકીએ, કરી શકીએ. કરોડો માણસ સામે ટટ્ટાર ઉભા રહીને પોતાની વાત કહી શકે તે ખરો હિમ્મતવાન્ છે. માટે તમારે માટે પહેલો પાઠ તો 'ના' કહેવાનું શીખવાનો છે. પ્રતિજ્ઞા તમે લો જ નહિ એ બહેતર છે, પ્રતિજ્ઞા લઇને તોડવી એ ભારે ગુન્હો કર્યા બરોબર છે, એમ હું કહીશ. તમે ભારે કેળવણી લીધી હશે, મોટી ડિગ્રી મેળવી હશે, તોપણ જો તમે ટપટપ પ્રતિજ્ઞા તોડો એવા હશો તો તમને જરૂર કહીશ કે તમે ડૂબી કેમ નથી મરતાં ? તમારૂં દિલ એક વખત અમુક કહે એટલે તે પ્રમાણે તમે વર્તો અને પછી જૂદું કહે, તેથી જૂદી રીતે તમે વર્તી શકો છો, એવો બચાવ તમે કદાચ કરશો. પણ તેનો જવાબ એ છે કે તમારે કસમ લેવા જ ન જોઇએ.

૨. શાસ્ત્રોમાં કહ્યું છે કે પ્રતિજ્ઞા લો તો તેને માટે મરો. અને એ વચનોને સાચા પાડનારા હતા આપણા હરિશ્ચંદ્ર અને રોહિદાસ, કે જેણે ભંગીને ત્યાં સેવા કરેલી. એ ધર્મવીરોની આપણે ઓલાદ છીએ એ તમે કેમ ભૂલી જશો ? હાઃ વ્યભિચાર કરવાની, જૂઠું બોલવાની પ્રતિજ્ઞા લીધી હોય તો તે જરૂર તોડી શકાય, કારણ તે કરવામાં માણસ પોતાની ઉન્નતિ સાધે છે. ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કદિ ફેરવી શકાય નહિ. હિંદુ ગૌમાંસ ન ખાવાની પ્રતિજ્ઞા અથવા મુસલમાન દારૂ અને ડુક્કરનુ માંસ ન ખાવાની પ્રતિજ્ઞા કરે

તો તે બીમાર હોય, મરવાની તૈયારી ઉપર હોય, અને દાકતરો આગ્રહ કરતા હોય કે સહેજ અભક્ષ્ય લઇ લો, તો તેનો પણ તેણે ઇન્કાર કરવો લાજમ છે. આવી રીતે જીંદગીના ભોગે અભક્ષ્ય તજી પોતાની પ્રતિજ્ઞામાં કાયમ રહેલ શખ્સને જ તે જ્યારે જન્નતમાં જશે, ત્યારે ખુદા કહેશે 'તું શેરનો બચ્ચો છે.' 'દુનિયાના તમામ ધર્મમાં પ્રતિજ્ઞા વિષે એવી કઠણ સખ્તાઇ છે. સત્યની પ્રતિજ્ઞા લીધી હોય તો ગામ બચાવવાની ખાતર કે કોઇ મનુષ્ય બચાવવાની ખાતર પણ તમે અસત્ય નથી બોલી શકતા. પ્રતિજ્ઞા ભંગથી થયેલું દુઃખ મારે કોઇ પણ રીતે કહી દેવુ જ રહ્યું. અમદાવાદમાં હજારો મજુરોએ સાબરમતીને તીરે આવેલા એક વૃક્ષની નીચે ખુદાને હાજર રાખીને પ્રતિજ્ઞા લીધેલી કે પોતાની માગણી કબૂલ ન થાય, ત્યાંસુધી તેઓ કામે ચડશે નહિં. ૨૦ દહાડા સુધી તેઓ ટકી રહ્યા, પણ પછી મને લાગ્યું કે તેઓ પડવાની તૈયારી ઉપર હતા એટલે મેં તેમને કહ્યું કે 'તમે પડશો તો હું પણ અન્ન ન લઇને દેહ પાડીશ; તમે પ્રતિજ્ઞા ન લીધી હોત તો ચાલત, પણ લઇને તોડો એ તો મને અસહ્ય છે. મજુરો રોવા લાગ્યા, પગે પડવા લાગ્યા, 'મજુરી કરીને પેટ ભરીશું, પણ કામે નહિ ચડીએ' એમ કહીને મારી પ્રતિજ્ઞા મૂકી દેવાનું મને કહેવા લાગ્યા. આમ તેમને પડતા અટકાવવા માટે મારે નિરાહારવ્રત લેવું પડ્યું હતું.

૩. તમે કસમ ન લો તો સ્વરાજ્ય ન મળે એમ નથી, પણ તમે કસમ તોડશો તો સ્વરાજ્ય જરૂર પાછું હઠશે. તમે કસમ ન લો અને કસમ લો તો તે પૃથ્વી રસાતળ જાય તો પણ ન છોડશો. તમારામાંના ગણ્યા ગાંઠ્યા કસમ લેશે તો તેઓનાથી પણ સ્વરાજ્ય મળવાનું છે. મુસલમાન વિદ્યાર્થીઓની આગળ ઇમામ હસન અને હુસેનના દાખલા મોજૂદ છે. ઇસ્લામને ટકાવનાર તલવાર નથી, પણ આવા આવા અડગ ટેકવાળા ભારે ભારે ફકીરો થઇ ગયા તેમને લીધે તે ટકી રહ્યો છે. એમ. એ. થવાથી, કે સેવાસમિતિના વૉલંટીઅર થવાથી

કે કોંગ્રેસમાં જઇને ભાષણ આપવાની તાકાત મેળવ્યાથી, તમે દેશને સ્વતંત્ર નહિ કરી શકો—જેટલું તમે પ્રતિજ્ઞાનું માન જાળવતાં શીખીને, અને તેનું પાલન કરીને કરી શકશો.

૪. પ્રતિજ્ઞાઓ કર્યા વિના કોઇ પ્રજા ચડતી નથી. પ્રતિજ્ઞા એટલે અનિવાર્ય નિશ્ચય. જે નિશ્ચય નથી કરી શકતો તે માણસ વગર સુકાનના વહાણની માફક આમ તેમ અફળાઇ નાશ પામે છે. એક તરફ પ્રતિજ્ઞા અને બીજી તરફ આપણું સર્વસ્વ રાખો તો બધી મિલકત—સ્થાવર અને જંગમની કિમ્મત પ્રતિજ્ઞાના પ્રમાણમાં કાંઇ જ નથી. તમારી પ્રતિજ્ઞાના પાલનરૂપી વારસો લાખો રૂપિયાની મિલકતના કરતાં ઘણો વધારે કિમ્મતી છે, તેમાં આખા હિંદુસ્થાનને ઉંચે ચડવાનો રસ્તો રહેલો છે.

૫. અસહકારનાં જે પગલાં આપણે ભરવાનાં છે તેમાં જોખમ ઘણું થોડું રહ્યું છે, છતાં પ્રજા તરફથી તેમાં પૂરો જવાબ મળે તો મારી ખાત્રી છે કે આપણે થોડી જ મુદતમાં સ્વરાજ્ય ભોગવતા થઇ જઇએ, પણ તે પગલાં ભરવામાં શિક્ષિતવર્ગ તરફથી દઢતા અને પ્રતિજ્ઞા પાલનની પ્રજા જરૂર આશા રાખે.

૬. જ્યાંસુધી માણસો લોઢા જેવા કઠણ થયા નથી, અને જ્યાંસુધી દુનિયા તેઓના વચનને, મીડ અને ફારસીના કાયદા પેઠે કદિ ન તૂટે એવુ અચલ ન ગણે, ત્યાંસુધી તેઓ એક પ્રજા થઇ શકતી નથી. [એટલું જ નહિ પણ તેમનું સ્વમાન અને આત્મા જોખમમાં આવી પડે છે.]



# ૨૨. આપણા કેટલાએક ગુણદોષ.



૧. એક અંગ્રેજ સજ્જન મને લખે છે કે "હિંદુસ્થાનની બધી આપદાનું મૂળ આપને એ વાતમાં જડ્યું છે કે હરકોઈ યૂરોપિયન આ દેશમાં હરકોઇ હિંદુસ્થાનીને પોતાથી નીચો ગણે છે અને તેના પ્રત્યે તિરસ્કારની નજરથી જુએ છે. મને પોતાને પણ આપની પેઠે જ લાગે છે, પણ હું આપને જે વસ્તુ તરફ દોરવા માગું છું તે એ છે કે·—

(૧) આ સ્થિતિ છે તેમાં દોષ કોનો છે? અને

(૨) આનો ઇલાજ શું?

૨. "હિંદુસ્થાનમાં વસનારો અંગ્રેજ આમવર્ગના હિંદીઓને પોતાના દેશવાસીઓને મુકાબલે નીચા અને હલકા ન કેમ ગણે? નોકર તરીકે શું કે કામદાર તરીકે શું હરકોઇ સ્થિતિમાં પણ હિંદી મનુષ્ય અંગ્રેજના કરતાં ઉતરતો છે એવો જ બધે અનુભવ થાય છે. નોકર કે મજુર તરીકે એ અંગ્રેજને મુકાબલે ઉતરતો છે. એનામાં સારાનરસાનો વિચાર ઓછો, અને રજા ભોગવવાની ઇચ્છા વધારે છે. એના ઉપર સતત દેખરેખ કરવાની જરૂર રહે છે. શેઠ કે મજુર માલેક તરીકે પણ એ અંગ્રેજને મુકાબલે ઉતરતો છે. ન્યાયવૃત્તિમાં તેમ ઉદારતામાં બન્નેમાં એ અંગ્રેજને મુકાબલે ફીકો પડે છે. પશુ તરીકે પણ એ અંગ્રેજને મુકાબલે હાર ખાય છે, જોતજોતામાં એ રોગોનો ભોગ થઇ પડે છે. (ઉંચવર્ણનો હોય તો) મોટે ભાગે કંઇ પણ મહેનતનું કામ કરવા ગલ્લાંતલ્લાં કરે છે, અને ઘણું ખરૂં જે ઉમ્મરે એ ભરજુવાનીમાં દેખાવો જોઇએ તે ઉમ્મરે એ થાકેલો હારેલો ડોસો દેખાવા લાગે છે. એનાં છોકરાં માખીઓ મરે એમ

મરે છે. મદ્રાસમાં પાંચ વરસથી ઓછી ઉમ્મરની અંદર મરતાં બાળકોનું પ્રમાણ જન્મની સંખ્યાથી અરધું છે!

૩. "નાગરિક કે શહેરી તરીકે પણ અંગ્રેજને મુકાબલે એ ઉતરતો છે. રૂશ્વત આપવા જેવી બાબતમાં પોતાને આગ્રહ કરનારનો એ જવલ્લે જ વિરોધ કરે છે. એ પોતાના દયાધર્મની અને જીવદયાની બડાશ હાંકે છે, પણ એના પોતાના ઘરની ગાય કે ઢોરઢાંખર ઝીણી ભૂખ સેવીસેવીને મરે છે. એનું એને કશું સ્નાનસૂતક પહોંચતું નથી. બળદ અને ઘોડા ઉપર તો આ દેશમાં જે નિર્દયતા ગુજરે છે તેટલી દુનિયાના પડ ઉપર બીજા કોઇ દેશમાં નહિ ગુજરતી હોય. ગૃહસ્થાશ્રમની પવિત્રતા અખંડ રાખવાની ખાતર એણે એક બાજુએથી બાળલગ્ન અને બીજી તરફથી વિધવાના આમરણ વૈધવ્યના વિધિ ઉભા કર્યા, છતાં આજે હિંદુસ્થાનમાં ઇંગ્લાંડના કરતાં પણ ગુહ્યેન્દ્રિયનાં દરદોનું પ્રમાણ અધિક છે. અને એ જ આ ધર્મપ્રધાન દેશમાં ધર્મને નામે નાની બાળાઓને દેવમંદિરોની મુરલીઓ બનાવીને વેશ્યાના ધંધામાં નાંખવામાં આવે છે!

૪. "હવે બીજી બાજુએ નજર કરો. હજી ગઇ કાલ સુધી જે શત્રુના મુલકો કહેવાતા તેમાં આજે જે અનેક અંગ્રેજ સ્ત્રીપુરુષો કેવળ ભૂતદયાનાં કામો પાછળ પોતાનાં જીવન અર્પી રહ્યાં છે તેવી ભક્તિપૂર્વક હિંદુસ્થાન બહારના કોઇ પણ દયાના કાર્યમાં પોતાના જીવન અર્પેલા હિંદીઓના કેટલા દાખલા હિંદુસ્થાન ટાંકી શકશે? અને હિંદુસ્થાને આજે સંપૂર્ણ સ્વરાજ્ય ઘેર કર્યું હોય અને તેના ઉપર કશું સંકટ આવી પડે તો દર સાડા ચાર કરોડની વસ્તીમાંથી અરધો કરોડ હિંદીઓ સ્વેચ્છાપૂર્વક ખાંધે બંદુક નાંખીને લશ્કરમાં જઇ ઉભા રહેનારા નિકળશે ખરા?

૫. "આટલી ત્રીશ બત્રીશ કરોડની વસ્તીમાંથી હિંદુસ્થાને મહાન્ પુરુષ પણ કેટલા પેદા કર્યા? એક, બે ને ત્રણ! ટાગોર, બોઝ, ગાંધી, અધધધ, કેટલો અનર્ગળ પાક! હવે ઇંગ્લાંડે એક ઇલીઝાબેથના

વખતમાં જ કેટલા મહાન્ પુરુષો પેદા કર્યા તે ગણી જુઓ. ઇંગ્લાંડની વસ્તી તે દહાડે તમારા આજના મૈસુર રાજ્યથી મોટી નહોતી.

૬. "આ બધું આપને કદાચ સાવ એકતરફી અને ભ્રમણાભર્યું લાગશે. એમ હોય પણ. પણ હિંદીઓ અને અંગ્રેજો વચ્ચેનો મુકાબલો આવા જ સ્વરૂપમાં કોઇ પણ અંગ્રેજની આંખને દેખાય તો એમાં એનો શો દોષ ?

૭. "અને આ વાત બરોબર હોય તો એનો ઉપાય અમારા હાથમાં નહિ પણ હિંદીઓના જ હાથમાં છે. આપે એ માર્ગ બતાવવાનો આરંભ તો કરી જ દીધો છે. એ વસ્તુ સૂચવવાને આપે કહાડેલો 'અસહકાર' શબ્દ મને નથી ગમતો અને મારી દૃષ્ટિએ એ શબ્દથી આપ જે વસ્તુ આજે શીખવી રહ્યા છો તેનો પણ પૂરેપૂરો ભાગ પ્રગટ નથી થતો. હું તો એને બદલે 'સ્વતંત્ર કાર્ય' કે એવો જ કોઈ શબ્દ વધુ પસંદ કરૂં. હિંદુસ્થાન જો ખરેખરૂં નિખાલસ હોય તો સ્વરાજ્યની લાયકાત મેળવવાને પોતાની વચ્ચેથી સૌ પહેલી તો અસ્પૃશ્યતાને દફનાવે; એનાં સ્ત્રીપુરુષો ઇંદ્રિયોના ભોગમાં સંયમ શીખે, અને અકાળે મરણને શરણ થનારાં લાખો બાળકો પેદા કરતાં અટકે; એનાં બ્રાહ્મણો શાળા પાઠશાળાઓમાં પહેલું કાંતતાંવણતાં શીખે અને મહેનતના કામને ધિક્કારવાનું છોડી દે; કાશ્મીરથી કન્યાકુમારી સુધી સહેલાઇથી સમજાય અને બોલી શકાય એવી એક રાષ્ટ્ર ભાષા પ્રજા ચાલુ કરે (પછી સ્થાનિક ભાષાઓ ભલે પોતપોતાના ઇલાકાની અંદર રાજ્ય કરે.) ટુંકામાં 'સરકારે અમુક કરવુ જોઇએ અને સરકારની ફ્લાણું કરવાની ચોકખી ફરજ છે' એ ભાષા મેલી દઈ જ્યાં જ્યાં કંઇએ કરવાપણું રહ્યું છે, ત્યાં ત્યાં હિંદીઓએ જાતે કામમાં વળગી જવું જોઇએ. આમાંની એકેએક બાબત આપ લોકોને અનેકવાર કહી ચૂકયા છો અને હું એ પણ કહું છું કે આજે જેટલા લોકો 'ગાંધીજી કી જે' પોકારતાં જોવામાં

આવે છે તે બધા તે કામો કરવામાં લાગી જાય તો અંગ્રેજોના મનમાં એમને માટે આજના કરતાં અનેક ગણો અધિક આદર એની મેળે આવે એમ છે. અને આટલી 'બીગડી સુધારવા' ઉપરાંત હિંદુસ્થાનને બીજા પણ ઢગલાબંધ કોકડાં ભરવા-ઉકેલવાનાં પડયાં છે. એક જ સૌથી મહત્ત્વનું કાર્ય સૂચવું તો તે જરીપુરાણા અને નિરુપયોગી થઈ ચૂકેલા રીવાજોની જંજીરમાંથી પોતાને અને જનસમાજને છોડવવાનું. આપ પોતે આવાં કામો એક પછી એક સહેજે સૂચવી શકશો. દરમિયાન અમે તો આપના પુરુષાર્થને શાં ફળ આવે છે તે જોઇ રહ્યા છીએ. વીશ લાખ રેંટિયા ચાલુ થશે? અને થશે તોયે ચાલુ રહેશે ખરા? અસહકારીઓ સંયમ અને તાલીમ પાળી શકશે? અને દગાફિસાદથી દૂર રહી શકશે ખરા? ખુદ ગાંધીજી પોતે પણ જે સરકાર હિંદુસ્થાનની સેવાની ખાતર સરેરાશ હિંદી, જેટલા ભોગ આપવા તૈયાર નથી તેથી વધુ ભોગો આપવાની તૈયારીવાળા માણસોની બનેલી છે તે સરકારને 'સેતાની' કહેવાનું છોડશે? દારૂનિષેધની ઝુંબેશનું પણ લોકોમાં નિરંકુશપણે ગેરકાયદે ગાળેલા દારૂની ખપતના કરતાં વધારે શુભ પરિણામ કશું આવશે ખરૂં?

૮. "જો આ સવાલોનો આપણને હકારમાં જવાબ મળે એમ હોય, તોપણ એ જવાબ હકારમાં મળશે ખરો?

૯. "જ્યારે હિંદીઓ પોતાના પુરુષાર્થ વડે કરીને અંગ્રેજોનો આદર કમાશે, ત્યારે અંગ્રેજો રાજી થઇને એવુ માન આપશે. તેમ કરવાને અંગ્રેજો તૈયાર છે. અંગ્રેજો હિંદીઓને માનની નજરથી નથી જોતા એવી ફરિયાદ ન કરો; એવી ફરિયાદ કરો કે હિંદીઓ આદર કમાઇ નથી શકતા.

૧૦. હું પોતે તો માનું છું કે આપ મહાન્ પરિણામો સાધ્ય કરી રહ્યા છો અને કરશો. 'માણસ આદર, આશા અને પ્રેમને બળે જીવે છે' એના જ બળ ઉપર મહાન્ રાષ્ટ્રો ખડાં થાય છે. હિંદ પણ તેવું જ થાઓ."

૧૧. આ ટીકા બતાવી આપે છે કે લખનારે હાલની પ્રવૃત્તિને સમજવાનો યથામતિ પ્રયત્ન કર્યો છે. તેમાંનો ઘણો ભાગ સાવ અયોગ્ય છે એમ નહિ કહી શકાય. લેખકે આ દેશમાં વસતા હરકોઈ સામાન્ય અંગ્રેજના અનુભવો ટાંકયા છે, પરંતુ એમાં જણાવેલાં અનુમાનો મારા અભિપ્રાય મુજબ ટકી શકે એવા નથી. એના અનુભવો હિંદુસ્થાનના શહેરોના લશ્કર અને છાવણીઓવાળા ભાગોમાં જઈ વસેલા, જીંદગીમાં ઝીણી મોટી મુરાદો બર આણવાની ઇચ્છાવાળા, હિંદીઓના એક અતિ નાના પ્રજાવર્ગ જોડેના સંસર્ગથી જ મળેલા હોય છે, અને એવા હિંદીઓનો વર્ગ એટલે કંઇ હિંદુસ્થાનની આમપ્રજા ન કહેવાય. મારો પોતાનો, હિંદી અને અંગ્રેજ બન્ને કોમોના વિશાળ અનુભવ ઉપર બંધાયેલો અભિપ્રાય તો એવો છે કે માણસ સામે માણસની ગણત્રીએ હિંદુસ્થાનનો માણસ દુનિયાની બીજી કોઈ પણ જાતિના માણસના કરતાં મુદ્દાની એવી કોઇ પણ બાબતમાં ઉતરતો નથી. અલબત્ત, પશુ તરીકે અંગ્રેજોના મુકાબલામાં અમે અવશ્ય હારીએ એમ છીએ, પણ એ પણ મુખ્યત્વે કરીને આબોહવાના ભેદને લઇને છે.

૧૨. પશુઓ તરફ આપણી દયાહીન વર્તણુકનો આરોપ વ્યાજબી કરવામાં આવ્યો છે એમ આપણે કબૂલ કરવું જોઇએ. ગુહ્યેન્દ્રિયના દરદોની બાબતમાં મોટાં શહેરોને બાદ કરીએ તો બીજા દેશોને મુકાબલે આપણે બદતર સાબિત થઇએ એમ મને નથી લાગતું. કુમળી બાળાઓને વેશ્યાના ધંધામાં અર્પવાનો ચાલ દેશમાં ગમે ત્યાં અને ગમે તેવડા મર્યાદિત પ્રદેશમાં હોય તોપણ તે આપણી સંસ્કૃતિ ઉપર એક ભારે કલંક છે એમાં કશો જ શક નથી, છતાં હિંદુસ્થાનના લોકો અંગ્રેજોની ઢબે ઉછરતા હોય અને હિંદુસ્થાન ઇંગ્લાંડના જેવો દેશ હોય, તો આ બાબતમાં પણ એ પોતાનું પાસું મુકાબલે તો કંઇક ઉજળું જ બતાવે એમ લાગે છે.

૧૩. પણ આપણો એ બચાવ ન હોય. આપણી સંસ્કૃતિ તો જૂદી છે અને મને ઉમેદ છે કે એ જ સંસ્કૃતિને આપણે

અનંતકાળ વળગી રહીશું. હિંદુસ્થાનની પ્રકૃતિ લડાયક નથી. હિંદુસ્થાનનો આત્મા માણસે ભલે ભૂલ કરી હશે તોપણ તેની સજા માટે માણસ જેવી જાતનો જાન લેવા નિકળી પોતાના લાખો પુત્રોને ખાઇઓ અને છાવણીઓમાં મોકલવામાં ગૌરવ માનવાનો ઇન્કાર કરશે. મારા અભિપ્રાય મુજબ આખી હિંદી જાતિ—તેની મુસલમાન વસ્તી સમેત—બીજાનું લોહી લેવા કરતાં જાતે દુઃખ સહી લેવાને માટે જ વધુ લાયક સર્જાયેલી છે. અને એ માન્યતાને લઇને મેં એની અનેક આપદાઓના એકમાત્ર અકસીર ઇલાજ તરીકે ‘અસહકાર’ રૂપી માત્રા સૂચવવાની હિમ્મત કરી છે. આ ઇલાજને હિંદુસ્થાન ઉપાડી લેશે કે નહિ એ જોવું રહ્યું છે. જો હિંદુસ્થાન કેવળ કીનો લેવાનો હેતુ અંતરમાં ધરીને એને ઉચકશે તો એ હારશે. જો આત્મશુદ્ધિ અને આત્મયજ્ઞની સાધના તરીકે એને સ્વીકારશે (અને મારી શ્રદ્ધા તો એવી જ છે કે એજ સ્વરૂપે હિંદની પ્રજા અત્યારે અસહકારની પ્રવૃત્તિને ઓળખી રહી છે) તો એનો વિજય ચોક્કસ છે. આમાં હિંદુસ્થાનને નપુંસક કે નામર્દ ગણી કહાડવાનો અવકાશ આપવાપણું નથી. જાટ અને મરાઠાઓ, મુસલમાનો, શીખો અને ગુરખાઓની સિપાઇગીરી અને અંગત બહાદુરીથી દુનિયા આજે અજાણ નથી. મારો મુદ્દો માત્ર એટલો જ છે કે લડવાનો અને સામાની જાન લેવાનો ખૂની જુસ્સો હિંદુસ્થાનના હાડમાં નથી; અને દુનિયાની ઉત્ક્રાન્તિમાં એને કોઇ ખાસ ઉચ્ચતર ભાગ ભજવવાનું નિર્માણું હોય એ કારણે પણ આમ હોય. એ નિર્માણ શું છે તેની તો કાળે કરીને જ ખબર પડે.

૧૪. પણ આ બધી ટીકા જેવી સર્વ ચર્ચાને મિત્રભાવે આપેલી ચેતવણીરૂપ સમજવી અને આપણા જાતીયજીવનમાં રહેલા એકેએક સડાને ધોઇ કહાડવા હરેક પુરુષાર્થ વગરવિલંબે આદરી દેવો. પોતાના પુરુષાર્થને બળે સામા પાસેથી આદર કમાવો એ એવો આદર ન પામ્યાની ફરિયાદ કરવા કરતાં બહેતર છે, અને બસ એ જ કારણે હિંદુસ્થાને અસહકાર આરંભ્યો છે. અસહકારના કરતાં વધુ સારો

શબ્દ હાલની પ્રવૃત્તિને સૂચવનારો મળી આવે તો આજે જ હું એ શબ્દનો ત્યાગ કરૂં. અત્યારે તો એ જ શબ્દથી આ પ્રવૃત્તિનો ભાવ વધારેમાં વધારે સૂચવી શકાય છે. અમે અમારી અધોગતિમાં પેટ ભરીને સહકાર કરી ચૂકયા. હવે વધારે વખત તેમ કરવાનો ઇન્કાર કરવો એ જ અમારો ધર્મ થઈ પડયો છે. એમાં દોષ અમારો કે તમારો એ વાતનો નિર્ણય કરવા રોકાવાની પણ અગત્ય નથી રહેતી. વસ્તુસ્થિતિ તો 'લેખક' પોતે કબૂલ કરે છે તેમ મોજૂદ છે જ, કે સામાન્ય અંગ્રેજની આંખમાં સામાન્ય હિંદીને માટે આદર કે અમી નથી. આ સ્થિતિમાં જ્યાંસુધી તેઓ તેમ જ અમે એક બીજાને સમોવડીઆ માનતા થઇએ, ત્યાંસુધી અમારે તેમનો સહકાર છોડી મોં ફેરવીને અળગા જ ઉભા રહેવું રહ્યું.

૧૬. લખનારે હિંદીઓમાં વર્ણવેલી બધી ખામીઓ કબૂલ કરી લઇએ તોપણ હિંદીઓમાં એ ખામીઓ છે તેટલા સારૂ તેમના પ્રત્યે ઘૃણા અને સૂગની દૃષ્ટિએ જોવાનું વ્યાજબીપણું કઇ રીતે પૂરવાર થાય છે? અને સમાનતાનો સિદ્ધાંત પણ સામાના ગુણદોષ જોખી જોયા વગર જ એકબીજા પ્રત્યે માનની નજરે જોવાની જરૂર નથી કહેતો શું? અનેક હિંદુઓ અંત્યજોની બાબતમાં જે ભૂલ કરે છે તે જ ભૂલ શું આ બાબતમાં લેખક પોતે કરતો નથી? જો અસ્પૃશ્યતાની વૃત્તિને હું 'સેતાની' કહેવામાં ખોટું નથી કરતો તો અંગ્રેજોમાંના આ જાતિય શ્રેષ્ઠતાના પંથને પણ હું તે જ વિશેષણ લગાડું તેમાં કયાં અન્યાય થયો? હિંદીઓ જોડે વર્તે છે તે જ ઢબે અંગ્રેજો તેમના પોતાના નીચલા વર્ગની જાતભાઇઓ જોડે વર્તે છે શું? હિંદુઓ અંત્યજોને જેમ સદાને માટે પોતાના ગુલામ માને છે તે જ પ્રમાણે શું અંગ્રેજો પોતાને હંમેશાં હુકમ કરવાને અને હિંદીઓને તે હુકમો ઉઠાવવાને જ સર્જાયેલા નથી માનતા?

૧૯. મારો આખો આત્મા જ આ ચાલુ રાજ્યતંત્રની સામે એ એક વાત ઉપર ઉકળી ઉઠયો છે; કારણ કે હું માનું છું કે આ દેશમાં વસતા અંગ્રેજો જાતીય શ્રેષ્ઠતાના આ ધતિંગને જ્યાંસુધી સદાને માટે

નહિ દફનાવી શકે, ત્યાંસુધી અંગ્રેજી સંબંધ હેઠળ હિંદુસ્થાનને માટે ખરી સ્વતંત્રતાના બધા મનોરથ વ્યર્થ છે. અંગ્રેજોની આ તુમાખી વચ્ચે મહાનમાં મહાન્ હિંદીઓને પણ ઠીંગણા બન્યા રહેવું પડ્યું છે અને તેથી શુભ ઇરાદાવાળા કોઇ છૂટાછવાયા અંગ્રેજ હાકેમના અમલ હેઠળ પણ આપણે આપણી પોતાની શક્તિઓનો યોગ્ય આંક કહાડવાને અસમર્થ રહ્યા છીએ. તે એટલી હદ સુધી કે આપણે એમ જ માનતા થઇ ગયા કે જાણે અંગ્રેજોના હાથ નીચે લાંબા કાળ સુધી તાલીમ લીધા વગર આપણાથી કંઇ થઇ જ શકે નહિ! આ શુદ્ધ ભ્રમણા ઉપલી વસ્તુસ્થિતિમાંથી જ જન્મી છે. હું તો ઉલટું એમ માનું છું કે આપણે આજે જ આપણા દેશનો કારોબાર સંભાળી લેવાને સંપૂર્ણ લાયક છીએ અને તેથી એવા સંપૂર્ણ સ્વરાજ્યની બધી સત્તાઓનો જેમાં સમાવેશ ન થતો હોય એવા કોઇ પણ રાજ્યકારોબારી સુધારાનો અમલ કરવામાં ચાલુ સરકાર જોડે સહકાર કારવાનો આપણે દૃઢતાપૂર્વક ઇન્કાર જ કર્યે જવું રહ્યું. સ્વરાજ્યમાં કદાચ આજના રાજ્યતંત્રમાં થાય છે તેના કરતાં આપણે હાથે વધારે ભૂલો થશે; પણ એવી ભૂલોમાંથી સુદ્ધાં આપણે શીખી શકીશું, એવી ભૂલો કરવાના હક્કથી, બળાત્કારપૂર્વક અટકાવી રાખ્યાથી નહિ.



# ૨૩. અસ્પૃશ્યતા વિ૦ રાષ્ટ્રીયતા.

૧. મને એક પત્ર મળ્યો છે. તેમાં જણાવ્યું છે કે રાષ્ટ્રીય ચળવળમાં અસ્પૃશ્યતાને દાખલ કરીને મેં હિંદને મોટું નુકસાન પહોંચાડયું છે. તે સવાલ ચર્ચવામાં અતિશયતા વાપરી છે અને નકામું આપણામાં એક ભંગાણનું કારણ ઉત્પન્ન કર્યું છે.

૨. કેટલાક સામાજિક પ્રશ્નો જ એવા વ્યાપક છે કે તેને રાજ્યપ્રકરણી બનાવ્યા વિના ચાલે જ નહિ. હિંદુ-મુસલમાન ઐક્યના સવાલને સામાજિક ગણી આપણે કહાડી નાંખીએ તો આપણું ગાડું પહેલી મજલમાં જ ખોટકી જાય. દક્ષિણમાં બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો સવાલ એટલો તીવ્ર થઈ પડયો છે કે જે રાજ્યપ્રકરણી પક્ષ તેને પડતો મૂકે તે મૃત્યુ પામે. અમુક સવાલને રાષ્ટ્રીય ચળવળમાં દાખલ કરવો કે નહિ એનો નિર્ણય સહેલો છે. જેના નિર્ણય વિના આપણું કામ અટકી પડે તેનો નિર્ણય કર્યે જ છૂટકો. જો અસ્પૃશ્યતાનો સવાલ મેં ન ઉઠાવ્યો હોત તો આપણી ચળવળ આગળ ન જ જઈ શકત એમ મારો નિશ્ચયપૂર્વક અભિપ્રાય છે. જેને આપણે ઘોર અજ્ઞાનપણે અસ્પૃશ્ય ગણી નીચોવી રહ્યા છીએ તેવા ૭ કરોડ લોકોને મૂકીને આપણે સ્વર્ગવૈમાનમાં બેસી જ ન શકત. તેઓ જ વૈમાનને વળગી રહેત, અને તેઓ ભોંયતળીએ દટાયેલા હોવાથી વૈમાન ઉડી જ ન શકત. વૈમાનને વળગીને જેમ તેમ કરીને લટકીને, પણ તેઓ ઉડી શકે એમ અને લાગત તો હું એ સવાલને ઉંચકત નહિ.

૩. અસ્પૃશ્યતાને સારૂ કંઇ જ શુદ્ધ આધાર નથી, છતાં એમ માનો કે અસ્પૃશ્યતા બાબતની ચળવળથી અસહકારને ધક્કો પહોંચે છે એનો અર્થ એમ થયો કે અસહકાર જ અસહકારને વિઘ્નકર્તા છે. ઘણાઓ કહેતા હતા કે વકીલોને નિશાળોના વિભાગથી અસહકારની ચળવળ તૂટી પડશે. હકીકત એવી છે કે અસ્પૃશ્યતાને સંઘરીને અસહકારને અંત સુધી ન જ લઇ જઈ શકાય. વળી જો અસ્પૃશ્યતા જાળવવાને ખાતર સરકારને 'સનાતની' નભાવશે તોયે અસહકારી નિર્ભય રહેશે. સનાતની પણ સરકારને ત્યાજ્ય ગણે છે, નિંદે છે. સરકાર પોતે અત્યારે અસ્પૃશ્ય છે. તેનો સ્પર્શ કરી 'સનાતની' અસ્પૃશ્યતાને નભાવે એવું બને જ કેમ? અસહકાર એ આત્મશુદ્ધિ હોય તો આપણે પરિણામોનો વિચાર કર્યા વિના અસહકારને ખીલવ્યા જ કરવાનો છે. પછી એક જ અસહકારી રહી જશે તો તેની મારફતે પણ આપણને વિજય પ્રાપ્તિ થશે. વળી વિચારવા જેવુ તો એ છે કે જો અસ્પૃશ્યને આપણે ભૂલી જઇએ તો એ પાપ આપણને નડે એટલું જ નહિ પણ તેઓનો દુરુપયોગ સરકાર તો કરે જ.

૪. આ રાજ્યવ્યવસ્થાનું ચણતર કેવળ આપણી નબળાઇઓ ઉપર રચાયેલું છે. આજે હિંદુ–મુસલમાનનો સવાલ તો કાલે બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો, પછી વળી અસ્પૃશ્ય તો બીજે રૈયત અને રાજા, ધનિક અને મજુર, આપણા મદ્યપાન ઇત્યાદિના શોખો–એમ અનેક નબળાઇઓનો આ રાજ્યવ્યવસ્થામાં હંમેશાં લાભ લેવાયો છે. એથી જ મેં આપણી લડતને આત્મશુદ્ધિની ગણી છે. મેં અસ્પૃશ્યતાને મોટામાં મોટું કલંક ગણ્યું છે, કેમકે હિંદુ સંસારે એ વર્ગ ઉપર કેવળ ડાયરશાહી ચલાવી છે.

૫. હું શાસ્ત્રજાળમાં પડી ભોળવાઇ શકું તેમ નથી. મારી આંખોના પૂરાવાને હું ઉડાવી શકતો નથી. જ્યાં જાઉં ત્યાં હું અંત્યજનો તિરસ્કાર જોઉં છું. એક લેખક અભિમાનપૂર્વક લખે છે કે અંત્યજનો તિરસ્કાર હિંદુસમાજે સાચે જ કર્યો હોત તો

અંત્યજો ક્યારના નાશ પામ્યા હોત. મને તો લાગે છે કે તેઓનો નાશ આપણે નથી કર્યો, કેમકે તેમની પાસેથી આપણે મેલાં ઉપડાવવાં હતાં. ગુલામોનો નાશ કોણ કરે? જેને ભાર ઉપડાવવો છે તે પોતાના જાનવરનો નાશ નથી કરતા. આપણે અંત્યજો પાસે કેટલો ભાર ઉપડાવ્યો છે અને તેમને કેવા ગુલામ બનાવ્યા છે એનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે મારે સારૂ જીવવું દોહ્યલું થઇ પડે છે, પણ આપણા અત્યાચારોમાં અજ્ઞાન છે, ઇરાદો નથી, એવી મારી સમજ છે તેથી હું શબ્દબાણોથી છતાં અતિ પ્રેમ અને વિનયથી હિંદુસંસારને જાગ્રત કરી રહ્યો છું અને જીવિ રહ્યો છું. આપણા આજના અંત્યજ પ્રત્યેના વર્તનને સારૂ આપણી આગળ એક પણ નૈતિક કારણ નથી.

૬. મેલાને અડીને ન્હાવું એ મને ગમે છે. હું પોતે ન્હાઉં છું, બીજાને તેમ કરવાની ભલામણ કરૂં છું, પણ જે મારા જેવો જ દેહશુદ્ધ લાગે છે તેની જાત પૂછી જો તે અંત્યજ માલમ પડે તો તેનો ત્યાગ કરવો એ ન્યાય તો મને અસહ્ય છે.

૭. સ્વરાજ્યમાં દુર્બળની રક્ષા પ્રધાન છે. જો આપણે તેઓની રક્ષા કરવા તૈયાર ન હોઇએ, આપણે કૂવે તેઓને પાણી ભરવા ન દઇએ, તેમને ગંદામાં ગંદા લત્તામાં રાખીએ, તેમને આપણી નિશાળોમાં ન આવવા દઇએ, આવવા દઇએ જ તો યે નોખી પાટલી આપીએ, આપણા કરતાં સાફ થઇને આવેલ હોય તોપણ તેના સ્પર્શથી અભડાયા માની આપણે ન્હાઇએ,—તો એ હિંદુશાસ્ત્ર નથી પણ શાસ્ત્રની અતિશયતા છે અને ડાયરશાહી છે.

૮. અંત્યજ પક્ષના એક ભાઇ મને લખે છે કે લોર્ડ ક્લાઇવે અંત્યજોની સહાય લઈ બીજાને કચર્યા હતા. મેં આ વાતને તપાસી નથી, પણ તેના સત્યને વિષે મને શંકા નથી. આજે પણ જો અંત્યજો ભોળા નિવડે તો એવા ક્લાઇવો પડયા છે કે જે ગમે તેનો લાભ લઇ માથું ઉચકનારાને દબાવવા

તૈયાર છે. ગુરખાઓ આપણું જ લોહી છે; તેમનો ઉપયોગ નિર્દોષ મજુરો પર ચાંદપુરમાં કોણે કર્યો? હવે શીખોની આંખ ખુલ્લી છે, પણ શું એ બહાદુર કોમનો ઉપયોગ આપણને દબાવવા સારૂ આ રાજ્યવ્યવસ્થામાં થોડો થયો છે?

૯. આપણી નબળાઇઓને છૂપાવવામાં, તેમને સબળાઈ તરીકે વર્ણવવામાં, તેમનો ઉકેલ મુલ્તવી રાખવામાં આપણે જ ગળે ફાંસો નાંખીએ છીએ.

૧૦. જે ધર્મમાં ગરીબનો ભાગ કહાડીને જમવાનો રીવાજ છે તે જ ધર્મના અનુયાયી પોતાની થાળીની છાંડ, એઠવાડ, સડેલું અનાજ વિગેરે અંત્યજના ખોળામાં દૂરથી ફેંકે એ તેમના અકૃત્યને ડાયરશાહી ન ગણવી તો શું ગણવું?

૧૧. સ્વરાજ્ય મેળવવું હોય તો આપણે ભલે એક બે જ હોઇએ તોપણ આપણા વિચારો દર્શાવવા જોઇશે અને તેનો અમલ પણ કરવો જોઇશે. હું જાણું છું કે અસ્પૃશ્યતા વિષે લખાણો લખીને કે બોલીને મેં ઘણા ભાવિક હિંદુઓને દૂભવ્યા છે, પણ મારા દૂભવવામાં ડંખ નથી અને નહોતો એ હું જાણું છું. વૈદ્ય કરિયાતું આપે છે, ત્યારે દરદી મોઢું કસાણું કરતો છતો જાણે છે કે એ કરિયાતું તેના સારાને સારૂ છે.

---

# ૨૪. આપણી ત્રુટિઓ.

૧. આપણે બીજાના કરતાં વધારે ખરાબ નથી એમ માની ખોટો સંતોષ શાને લઇએ? પણ સ્વતંત્ર રીતે પોતાના દોષ નીરખીને તે દૂર કરવા એ દરેક સ્ત્રીપુરુષનું કર્તવ્ય છે. તેથી મારી ઉમેદ છે કે જે બહાદુરી અને સાહસને સારૂ પંકાયેલા છે તે હિંદીઓ પોતાના ઝીણામાં ઝીણા દોષને ઓળખી કાઢીને દૂર કરીને પોતાના સાહસની અને બહાદુરીની ભેટ દેશને કરશે. ભૂલની કબૂલતથી પ્રજા ચડશે જ, પડવાની નથી.

૨. અતિશયોક્તિ હંમેશાં વખોડવાલાયક વસ્તુ છે, છતાં તેને પણ એક અપવાદ રહેલો છે. પોતાના દોષ જોવામાં માણસે અવશ્ય અતિશયોક્તિ કરવી ઘટે. આપણા દોષ જોવામાં આપણે હંમેશાં ટૂંકી નજરવાળા હોઇએ છીએ અને તેથી આપણે તેને હજારગણા વધારીને જોઇએ, ત્યારે જ તે તેના ખરા માપમાં આપણને દેખાવાનો સંભવ હોય છે. પારકાના દોષ જોવામાં આપણી આંખ વાઘની હોય છે એટલે તે આપણને ઉંચા આસમાન જેવડા ભાસે છે, તેથી તેમની બાબતમાં હંમેશાં ઘટાડીને વાત કરવી જરૂરી હોય છે, અને જો આ બન્ને ક્રિયાઓને એકીવારે લાગુ કરવાની આપણે ટેવ પાડીએ તો આપણે ખરા જવાબની ઠીક ઠીક આશા રાખી શકીએ.

૩. માણસ અજાણપણે વધારે ભૂલો કરે છે. આપણો ધર્મ તો એ છે કે આપણા દોષો જોવા આપણે સૂક્ષ્મદર્શક યંત્ર વાપરીએ અને પારકાના દોષો જોવા આપણે દૂરબીન વાપરીએ ત્યારે જ માંડ દેખાય. આ ધોરણનો સ્વીકાર કરે તે નરનારી કે સમાજ

સદાય સુખી રહે. પોતાના દોષ પહાડ જેવા માને તેને બીજાની ભૂલ કહાડવાનો સમય જ થોડો રહેછે. એટલે પછી મનુષ્યને પોતાને દોષે જ દુઃખી થવું રહ્યું, અને સ્વભાવથી જ તે દુઃખી થવા ઇચ્છતો નથી તેથી તે પોતાના પહાડ જેવા લાગતા દોષોને જલદી દૂર કરશે. સરકારના દોષો જોવા સારૂ હું આંખ આગળ દૂરબીન રાખવા ઇચ્છું છું. દૂરબીનનું એક લક્ષણ વાંચનારે યાદ રાખવું. દૂરબીન આપણને છેટે રહેલી જ વસ્તુઓ અને તે પણ ઝાંખી અને નાની જ બતાવે છે, એટલું જ નહિ, પણ નજીકની તો બિલકુલ જોવા જ નથી દેતું. સરકારની નજીવી ભૂલો મેં સદાય જતી કરી છે એમ મને ખબર છે, પણ હવે તો સરકારે હદ કરી છે. સરકારે કેટલીક ભૂલોને ગુણ તરીકે ગણાવી છે અને જે ભૂલોને ગુણ તરીકે ગણાવવાનું બની જ ન શકે તેને વિષે આંખ આડા કાન કર્યા છે.

૪. [ સરકારના દોષ આપણી આંખે મોટા દેખાય, પણ આપણા દોષ આપણને કેવા દેખાવા જોઇએ તે આપણે પ્રથમ વિચારવું રહ્યું. ] ગુલામીમાં રહેનારની, નામર્દની એક એવી ટેવ હોય છે કે તે પોતાની ભૂલ કબૂલ કરતાં ડરે છે અને તેથી હંમેશાં પારકાની જ ભૂલ કહાડ્યાં કરે. [ આવું આપણા વિષે ઘણીવાર બને છે. આપણો એક મોટો દોષ તો એ છે કે પોલિસપર આપણો ગુસ્સો ઢોળવાની ટેવ આપણને પડી ગઇ છે. પોલિસ આપણા દેશી ભાઇઓની જ બનેલી હોય છે તેથી ] આપણે પોલિસ ઉપર, જેમને આપણે મવાલી બદમાશ ગણીએ છીએ તેમની ઉપર આપણી અસર નહિ પાડી શકીએ ત્યાંસુધી આપણે સ્વરાજ્ય મેળવી જ શકવાના નથી. તેઓને દબાવીને સરકાર રાજ્ય ચલાવી શકે છે. તેઓને પ્રેમથી આપણે વશ કરી શકીએ તો આપણે રાજ્ય ચલાવી શકીએ, અથવા તો આપણે તેઓના કરતાં વધારે બદમાશ અને અત્યાચારી બની રાજ્ય ચલાવી શકીએ. ત્રીજો રસ્તો તેઓને દંડ દઇને આપણે રાજ્ય ચલાવવાનો છે. આપણી ઇચ્છા હોય તોપણ તે શક્તિ આપણામાં નથી, એટલે આપણે કાં તો તેવી શક્તિ મેળવવા સારૂ

બસેં ચારસે વર્ષ થોભવું અને પછી સ્વરાજ્યનો વિચાર કરવો અથવા તો આપણે તેઓને આજે પ્રેમને વશ કરવા.

૫. મવાલી વર્ગની હયાતી જ અધર્મ, પાખંડનું પ્રાધાન્ય સૂચવે છે. એ પાખંડને વધારીને તો આપણે સ્વરાજ્ય ન જ મેળવીએ ? એ અધર્મને ધર્મ વડે દૂર કરીને જ આપણે હિંદુસ્થાનમાં શાંતિ ભોગવી શકીએ. અંગ્રેજી સલ્તનતને આપણે નભાવી લઇએ છીએ તેનું કારણ જ એ છે કે તે સલ્તનત ઘણે ભાગે મવાલી વર્ગને દાબમાં રાખી દુબળી પ્રજાને બચાવી લે છે, પણ હું તેની સામે થાઉં છું તેનું કારણ એ છે કે એવો બચાવ કરવાનું દામ તે પ્રજાની પાસેથી એટલું લે છે કે તે પોતે મવાલી રાજ્ય જેવું થઈ પડયું છે, એટલે કે એવા રક્ષણની કિમ્મત તરીકે આપણને આપણું સ્વમાન આપી દેવું પડે છે. આ અત્યાચારમાંથી નિકળવાને સારૂ આપણે જો મવાલીની સહાય મેળવવા જઇએ તોપણ મૂઆ પડયા છીએ. જો તેઓને તરછોડીએ તોપણ મૂઆ પડયા છીએ. તેઓની ખુશામત કર્યા વગર તેઓને પ્રેમથી આપણે જીતવા જોઇએ. તેઓનો ડર છોડવો જોઇએ. મતલબમાં તેઓને ધર્મી બનાવવા જોઇએ. તેઓમાંના થોડા એવા બને તો બીજાને બનતાં વાર ન લાગે. જે ન્યાય તેમને લાગુ પડે છે તે જ પોલિસને. પોલિસથી શાને ડરીએ ? તે ધોળી ટોપી પહેરીને આવે તોપણ કોને છેતરે ? આપ ભલા તો જગ ભલા. આપણે એવા નમાલા કેમ બનીએ કે આપણે છેતરાઇએ ? ધારો કે પોલિસે ખાદીનો વેશ ધારણ કરી કોઇની ઉપર અત્યાચાર કર્યો. તેથી આપણે ઉશ્કેરાઈ શાને જઇએ ? તેને આપણે વિનવીએ. તે ન માને તો તેને પડતો મૂકીએ. આપણામાં તેટલું બળ હોય તો તેને અત્યાચાર કરતો અટકાવવામાં આપણે મરી છૂટીએ. એટલે બહાદુર ઠર્યા. પોલિસ આપણી એ બહાદુરી જરૂર જોઈ જશે અને સારી થશે. નામર્દને મારીને પોલિસ બગડે છે. મર્દને મારીને તો ડરે જ. જુવાન મજબુત માણસો પણ

તેઓની સામે નથી થતા તેથી તે ડરી જાય છે. તેમને મારતાં તેની છાતી નથી ચાલતી. ન જ ચાલે. મને તો એવા જાતિઅનુભવો ઘણા છે. આ નિડરતા કોઈની શીખવી નથી આવતી. પોતે અભ્યાસથી જ મેળવી શકે છે.

૬. એટલે આપણે સમજવું જોઇએ કે બદમાશો ઉપર કાબુ મેળવવો એ તો આપણું કાર્ય રહેલું જ છે. પણ જો તેઓને પંપાળીને આપણે કાબુ મેળવવા ઇચ્છીએ તો આપણે ઓલામાંથી નિકળી ચૂલામાં પડવાના છીએ. તે આપણા ભાઇ ખરા, પણ તેઓ દરદી છે. તેમની આપણે સારવાર કરીએ. તેમની સારવાર નીચે ન જ જઇએ. જે દિવસે આપણે પોલિસનો ડર છોડીશું તે દિવસે પોલિસ આપણી મિત્ર બનશે. ડર મેલવો એટલે પોલિસને મારવી કે ગાળ દેવી નહિ, પણ આપણે તેના માર ખાવા, તેની ગાળ પણ ખાવી.

૭. ગાળ ખાવી એ એક વાત છે. એ અસહકાર છે. પણ ગાળની સામે થઇ બે દેવી એ સહકાર છે, કેમકે આપણે તેના દેનાર જેવા બન્યા. ગાળને વશ થવું એ એની ગુલામી છે. ગાળ ખાવી એટલે ગાળ દેનાર કહે તેમ કરવું એ અર્થ નથી. ગાળ ખાવી એટલે ગાળ દેનારની ઇચ્છાને વશ ન થવું એ છે. ગાળ દઇને તો કોઇ વિષ્ણુનો જપ જપાવે તોપણ ન જપીએ. ગાળ દેનાર આપણને પેટે ચાલવા કહે, ત્યારે આપણે ટટાર ચાલીએ. ગાળ દેનાર બેસવાનું કહે, ત્યારે ઉભા થઇએ અને તેની પીસ્તોલ ખાઇએ. એટલે તે સંપૂર્ણ હાર્યો, કારણકે આપણને નમાવવાનો તેમનો મનોરથ પૂરો ન થયો.

૮. રાવણ સીતાને પોતાને ખભે બેસારીને તો લઈ ગયો. પણ સીતાએ તેનું કહ્યું ન માન્યું તેથી સીતાનું વાહન બન્યો, છતાં એવી અંબાભવાનીના સ્પર્શથી પવિત્ર ન થઈ શકયો અને વગોવાયો. સીતા અબળા છતાં જગદંબા બની. એટલે નિર્ભયપણે ગાળ ખાવી, માર ખાવા એ તો ખરી બહાદુરી છે. જે મારની બીકે ગાળ

ખાઈ બેઠો રહે છે તે નથી માનવી કે નથી પશુ. હિંદુસ્થાન અત્યારે મર્દ બનવાનો પાઠ શીખી રહેલ છે. જો પૂરો શીખે તો સ્વરાજ્ય લે.

૯. પણુ એક બાબત તો એવી છે કે જેમાં હવે રાહ જોવી એ ચોકખું પાપ જ છે. હિંદમાં આજે દારૂનિષેધની ચળવળ ઉઠી છે. લોકો સ્વેચ્છાપૂર્વક દારૂનું વ્યસન છોડી શુદ્ધ થવા ઇન્તેજાર છે. પ્રજામાં દારૂનું વ્યસન લગભગ અક્ષમ્ય અપરાધ ગણાવા લાગે એટલે સુધી પ્રજામત બંધાઇ રહ્યો છે.

૧૦. [ પાપરૂપ દારૂના ધંધામાંથી નિકળી જઇને, પીઠાંના ઇજારદારો ધારે તો આ કામ ઘણું કરી શકે એમ છે. તેઓના કામમાં મુશ્કેલીઓ છે, છતાં તે ધર્મનું કાર્ય કરે જ છૂટકો. ] એક પારસી ઇજારદાર મને જણાવે છે કે: તેમની પાસે દારૂનું પીઠું છે. તેઓ બાળપણુથી જ એ ધંધામાં રોકાયેલા છે. તેમને બહોળું કુટુંબ છે, તેમની ઉમ્મર એકાવન વર્ષની છે. તેઓ જણાવે છે કે: ' જો તેઓ દુકાન છોડે તો બીજા ચાર હિંદુ તો તે લેવા તૈયાર જ બેઠા છે. આવી સ્થિતિમાં તે પોતાનો ધંધો છોડી પોતાનો અને પોતાના કુટુંબનો નિર્વાહ કરવા સારૂ અપંગ બને તેમાં હાંસલ શું? દારૂનો ધંધો કંઇ તેથી બંધ થવાનો ? આવી આ ભાઇની દલીલ છે. તેમના પ્રત્યે મારી લાગણી છે. તેમની મુશ્કેલી સમજવા જેવી છે. પણુ ધર્મ સંકટમાંથી નિકળી જવું એમાં જ પુરુષાર્થ છે. જો આ ભાઇ દારૂ પીવો કે વેચવો એમાં પાપ માને તો ઉપરની દલીલ આપવાપણું નથી રહેતું. હજારો લોકો પાપકર્મ કરે છે છતાં તેટલા ઉપરથી આપણુને પાપ કરવાનો અધિકાર નથી મળતો. અને પાપ કરીને જ આપણે કુટુંબ નિર્વાહ કરતા હોઇએ તો તેના કરતાં ભીખ માગીને નિર્વાહ કરવો એ વધારે સારૂં છે.

૧૧. પણુ ઘણુા મહત્ત્વનો ફેરફાર તો પ્રજા મદ્યપાન મૂકી મૂકાવીને કરાવી શકે છે. જો પ્રજા આ કાર્ય પોતાના હાથમાં લે તો દારૂના

પીઠાં બંધ કરાવી શકે છે. પીઠાના માલિકને સમજાવીને નહિ. માલિકોને સમજાવવા એ હું લગભગ અશકય માનું છું. પણ દારૂ પીનારને તેના દુર્ગુણો સમજાવી તેના મન ઉપર અસર પાડવી હું મુશ્કેલ ગણતો નથી. ત્હાથી માણસની હોજરી બગડે છે, દારૂથી આત્માનો વિનાશ થાય છે. દારૂની પાછળ દિવાનાપણું, વ્યભિચાર, જુગાર વિગેરે આવે છે. દારૂથી મન મલિન થાય છે, હૃદય ઘાતકી બને છે. મારી દૃઢ માન્યતા છે કે પશ્ચિમના લોકો દારૂના વ્યસનથી મલિનતાને પામ્યા છે. એ જ કારણથી તેઓ દુષ્કૃત્યોથી ડરતા નથી અને પાપને પુણ્ય માને છે. તેથી જો આપણે હિંદમાં દારૂ પીવાની બૂરી ટેવમાંથી પ્રજાને છોડવી શકીએ તો તેને એક જેલમાંથી છોડવ્યા સમાન છે. દારૂની માણસને જરા યે જરૂર નથી એતો જગત્પ્રસિદ્ધ વાત છે. દારૂડીઆથી સંયમ ન જ જાળવી શકાય એ કોનાથી અજાણ્યું છે! એટલે મારી ઉમેદ છે કે વિવેકથી, પશુબળ વાપર્યા વિના અને સમજણથી દારૂના વ્યસનમાંથી દારૂ પીનારાને છોડાવવાનો પ્રયત્ન ચાલુ થશે.

૧૨. જો હિંદની બહેનો આ પુણ્યકાર્ય માથે લે તો આપણે ગુજરાતમાંથી તો દારૂની જડ કહાડી શકીએ. તેઓએ દરેક જીલ્લામાં જ્યાં જ્યાં દારૂનાં પીઠાં છે ત્યાં ત્યાં પહોંચી વળવું જોઇએ. જઇને તેના માલિકોને પ્રથમ તો વિનવવા જોઇએ અને તે ન માને એટલે પીનારને. બહેનો તો આકરા શબ્દો ન જ વાપરે. 'તમે અમારા ભાઈ કહેવાઓ અમારા ભાઇ દારૂ ન જ પીએ વાસ્તે તમે ઇશ્વરનું નામ લઇ દારૂ છોડી દો.' આટલું જ તેમનું ભાષણ હું તો માગું. મારી ખાત્રી છે કે ઘણા દારૂ પીનારા તો શરમાઇને ચાલ્યા જવાના. કદાચ ન જાય, મર્યાદા ન રાખે ને બહેનોને ગાળો પણ દે. તોયે શું? બહેનો એટલી ગાળો પણ ભારતવર્ષને ખાતર સાંખે. કોઇ શહેરની બહેનો પહેલ કરશે તો બીજી ઉપાડી લેશે એવી મારી ખાત્રી છે.

૧૩. તેમાં મુશ્કેલીઓ છે જ. ચ્હા પીનારાને સમજાવવા એ સહેલું છે. દારૂ પીનારને સમજાવવાનું કામ વધારે મુશ્કેલ છે. છતાં પ્રજામતની પાસે સહુ રંક બની જાય છે. પ્રજામતથી લજ્જિત થઇને પણ દારૂ પીનારા પોતાનું વ્યસન છોડી દેશે.

૧૪. ઉપલા વર્ગો તરફ નજર કરતાં મને જણાય છે કે આપણા રાજાઓ અને મહારાજાઓ નકામા શિકાર અને મદિરાપાન પાછળ પોતાની સાધનસંપત્તિઓ ઉડાવી દે છે. મને એવી ખબર મળી છે કે કોકેનનું વ્યસન પ્રજાનું સત્ત્વ ચૂસી લે છે, અને દારૂના વ્યસનની પેઠે તે વધતું જાય છે. તેની અસર દારૂ કરતાં વધારે નાશકારક છે. સમાજ સેવક આ બદી તરફ પોતાની આંખ બંધ કરી શકતો નથી. આપણે વાંદરા પેઠે પશ્ચિમની નકલ કરવી નહિ જોઇએ. પ્રજાએ પોતાનું ગૌરવ અને સ્વમાન ગુમાવ્યું છે. આપણી વસ્તીનો દશમો ભાગ લગભગ ભૂખમરો વેઠે છે. આવી સ્થિતિમાં આપણે મોજશોખમાં કેમ વખત ગાળી શકીએ ?

૧૫. મેં હિંદુસ્થાનનું દુઃખ–આર્થિક તેમજ નૈતિક–એટલું બધું જોયું છે કે તેની જ્વાળાઓથી હું જો ભસ્મ નથી થયો તો તેનું કારણ એ જ છે કે હું પ્રજાએ આપેલી આશાએ જીવ્યા કરૂં છું. [ અત્યારના હિંદી જીવનની ત્રૂટિઓનો કાંઇ પાર નથી, પરંતુ મારા જેવો ] આશાવાદી પ્રેમમાં મગ્ન રહેશે અને કોઇને પોતાનો દુશ્મન નહિ માનવાથી નીડર થઈ જંગલમાં અને વસ્તીમાં વિચરી શકશે. ભયાનક જાનવરો અથવા તેવાં જાનવર જેવાં માણસોથી પણ તે નહિ ડરે; કેમકે તેના આત્માને ન સાપ કરડી શકશે, ન પાપીનું ખંજર છેદી શકશે. શરીરની તે ચિંતા નહિ કરે, કેમકે તેને તો તે કાચની કૂંપી લેખશે. તે ફૂટવાની જ છે એમ માની તેના રક્ષણને અર્થે જગત્ નહિ ખેડે; અને નહિ કોઇને હણે કે પજવે. પોતાના હૃદયમાં વીણાનું મધુર ગાન નિરંતર સાંભળી તે આનંદસાગરમાં ડૂબેલો રહેશે. આશાવાદમાં એ મશગુલ રહેશે.

૧૬. આશાવાદ આસ્તિકતા છે. નાસ્તિક જ નિરાશાવાદી હોઇ શકે. આશાવાદી પોતે ઇશ્વરનો ડર રાખી નમ્રપણે પોતાનો અંતરનાદ સુણાવે, તે પ્રમાણે વર્તે, અને માને કે 'ઇશ્વર કરે તે સારૂ.'

૧૭. નિરાશાવાદી 'હું કરૂં છું' એમ માને, નિષ્ફળ જાય એટલે પોતાને મેલીને બીજા બધાને દોષ દે, ઇશ્વર હોય કે ન હોય એમ મિથ્યા વદે, અને છેવટે દુનિયા જ ભૂંડી અને પોતે સારો પણ પોતાની કોઇએ કદર ન કરી એમ માની આપઘાત કરે; અને ન કરે તો યે મૂઆ સમાન જીવે. વળી નિરાશાવાદી પોતે રાગદ્વેષોથી ભરપૂર હોઇ દરેકને પોતાના દુશ્મન માનશે અને દરેકથી ડરશે. અંતરનાદ તો તેને છે જ નહિ. મધમાખની જેમ ઠેકઠેકાણે ભમી બહારના ભોગો ભોગવતો નિત્ય થાકશે અને નિત્ય નવા શોધતો પ્રેમરહિત અમિત્ર મરશે અને ભૂલાઇ જશે.

૧૮. [ આશાવાદીને કુદરતના ન્યાયમાં વિશ્વાસ હોવાથી જીવનના દરેક ક્ષેત્રનો સડો દૂર કરવાને સતત તે પ્રયત્નવાન્ રહે. આપણા જીવનનાં ઘણા ક્ષેત્રો ખામીવાળાં છે, તેમાં ધર્મક્ષેત્ર પ્રધાનપણું ભોગવે છે. ] તમે બધા અને હું યાત્રાને સ્થળે એકઠાં થઇએ છીએ. પણ અત્યારે હિંદુસ્થાનની એવી કફોડી સ્થિતિ છે, એવી દીન દશા છે કે આપણે યાત્રાને સ્થાને આવીને પણ પવિત્રતાને નથી ઓળખી શકતા. અત્યારે દેવોમાં ઋણ છોડવાની તાકાત રહેલી નથી. એનું કારણ એ છે કે આપણે પૂજારીઓ તે પૂજારીઓ જ નથી રહ્યા; આપણે આપણી શ્રદ્ધાને ખોઇ બેઠા છીએ. યાત્રાસ્થાન પવિત્રતાને બદલે પાખંડનાં ધામ બનેલાં છે એ હું નજરે જોઇ રહ્યો છું; એ આપદમાંથી, એ પાપમાંથી ઇશ્વર આપણને કયારે છોડાવશે ?

૧૯. મારા સાંભળવામાં ઘણીવાર આવેલું છે કે તીર્થસ્થળે આવનારા ઘણા લોકો સારા વર્તનથી નથી રહેતાં; આવતાં આવતાં કેટલીક જગ્યાએ અત્યાચાર કરે છે. આ વાત સાચી છે કે ખોટી છે તેની મને ખબર નથી. પણ જો આપણો ધર્મ–હિંદુઓનો ધર્મ અને મુસલમાનોનો ધર્મ–આપણને કંઇ શીખવતો હોય તો

પહેલી વસ્તુ તે એ શીખવે છે કે આપણે આપણા વિષયોને, આપણી ઇંદ્રિયોને, કાબુમાં રાખવાં; બધા જ ધર્મો આપણને શીખવે છે કે જગતમાં જેટલી સ્ત્રીઓ છે તે બધી મોટી ઉમરની તેટલી આપણી માતા સરખી છે, સરખી વયની બહેન સમાન અને નાની દીકરી થઇ શકે એવડી હોય તો તે દીકરી સમાન ગણવાની છે. મેં સાંભળ્યું છે અને માન્યું પણ છે કે તીર્થસ્થળે આવનારાઓ આ ધર્મનો પહેલો નિયમ ખંડન કરે છે. છતાં એ માને કે ત્યાં સ્નાન કરી પવિત્ર થઇ જઇશું એ શા ખપનું? સ્નાન કરીને પવિત્ર થવાનો એનો ઇરાદો હોય એ હું તો નથી માનતો.

૨૦ [કોઇ અધર્માચરણ કરે તેથી બીજાને તેમ કરવાનો હક્ક મળે છે એ માન્યતામાં સમજ નથી, ધર્મ નથી.] મનુષ્ય એકબીજાની નકલ કરવા જ નથી જન્મ્યો. એક બાળકને પણ વ્યક્તિત્વ–ખાસિયત હોય છે. ખાવું પીવું ઈત્યાદિ ક્રિયાઓ તો પશુમાંયે છે. પશુમાંથી આપણે તરી જઇએ છીએ તેનું એક જ કારણ છે; આપણને બુદ્ધિ છે, વિવેક છે, સારાસારની પસંદગી કરવાની શક્તિ છે. જે આપણે જ્ઞાનપૂર્વક કરીએ છીએ તે પશુ અજ્ઞાનમાં કરે છે. ભલે આપણે એક કીડીનું વર્તન જોઇને તેના ઉદ્યોગનું અનુકરણ કરીએ, પણ જો તે જ્ઞાનપૂર્વક કરીશું તો તેમાં વિવિધતા હશે. સમજપૂર્વક થયેલું અનુકરણ એ નકલ નથી, પણ જ્યારે માલિકની નકલ ગુલામ કરવા બેસે છે ત્યારે તો તે નીચે જ પડે છે.

૨૧. આપણો દેશ વહેમમાં ખૂબ કચરાઇ રહેલો છે. તેમાં મારે નામે વધારો થાય એ મને અતિ દુઃખદાયક છે. વહેમમાં વધારો કરીને આપણે દેશને નહિ ચડાવી શકીએ. માનતા માનવાનો રીવાજ ઘણો જ પુરાણો છે. તેમાં શ્રદ્ધાનું તત્ત્વ રહેલું છે, એ ભલે ઠીક ગણાતું હોય પણ આ રીવાજ ઉત્તેજન આપવા લાયક નથી એવી મારી ખાત્રી છે. તેથી જ્યાં જ્યાં લોકો મારા નામની માનતા માને ત્યાં ત્યાં તેમને રોકવાની જરૂર છે. માનતા એવી વસ્તુ છે કે ગમે તેને સારૂ એ પ્રચલિત કરી શકાય. હું સાજો થઇશ તો ફૂલાણાને

આટલી ભેટ કરીશ, આવી માનતા લેનારા કોઇક તો સાજા થાય જ; તે બિચારા ભેટ ચડાવે, પણ સાજા થવાની સાથે માનતાને શો સંબંધ હોય? માનતા લેતાં છતાં સાજા ન જ થાય તેવાના શા હાલ? મારા નામે માનતા લેનારા સાજા ન થાય તે જો મારો દંડ કરી શકતા હોય તો તો હું સમજી શકું કે સાજા થનારા મને પૈસા આપે, અને જો આમ રીવાજ થાય તો હું દંડ ખમતાં જ અધમૂઓ થઇ જાઉં અને લોકસેવાના કામનો જ ન રહું. પણ જેઓ સાજા ન થાય તેઓનો દંડ ભોગવવા હું તૈયાર નથી તેથી સાજા થનારની ભેટ પણ મને ન મળે એમ ઇચ્છું છું. જાહેર લાભને સારૂ પણ આ રીતે મળતા પૈસાનો આપણે ઇન્કાર કરવો એ જ મને તો યોગ્ય જણાય છે.

૨૨. જેવી માનતા તેવી જ પૂજા છે. ચરણસ્પર્શ, સાષ્ટાંગ નમસ્કાર આરતી વિગેરે ક્રિયાઓ પણ ત્યજવા જેવી છે. લાખો માણસો આરતી ઉતારવા બેસે, ચરણસ્પર્શ કરવા બેસે તો પ્રજાનો કેટલો વખત જાય? હું તો 'દર્શન' કરનારથી પણ અકળાઈ જાઉં છું. જો બધા દર્શન કરનારા સાષ્ટાંગ નમસ્કાર કરે તો હું ગાંડો જ બની જાઉં અથવા મારે તેવા નમસ્કાર કરનારની સામે પણ ન જોવાનો અવિનય કરવો જોઇએ. એટલે મારી એ સલાહ છે કે આપણે ટટાર ઉભા રહી દૂરથી નમસ્કાર કે સલામ કરવા સિવાય બીજો વિનય વાપરવાની ટેવ જ છોડી દેવી, તેથી પ્રજાને કશું નુકસાન નહિ થાય. એકબીજા પ્રત્યેનું માન એ કેવળ મનની ભાવના છે. તેનો અમલ પ્રસંગ આવ્યે કરી શકીએ છીએ. મારે વિષે તો હું જો જરા યે લાયક હોઉં તો એક જ પૂજા માગું છું. હું કહું છું તેમાંનું જે પ્રજાને પસંદ પડે છે તે સત્વર કરે અને સ્વરાજ્ય મેળવે. એજ ખરી અને કરવા યોગ્ય પૂજા છે. બીજી ખોટી હોઇ શકે અને તેથી ત્યાજ્ય છે.

૨૩. [ઘણા માણસો એમ ધારે છે કે સદાવ્રત ઉઘાડયે બહુ પુણ્ય થાય છે. પરંતુ જો કે તેમાં દયાની નજર રહેલી છે છતાં] સદાવ્રત

ઉપર જે કાયમ રહે તેનો નાશ જ થાય. પોતાના શરીરના પરસેવાથી મેળવેલી સગવડો જ માણસ જીરવી અને પચાવી શકે છે. પોતાની જાતિએ કરેલી સગવડનો ઉપયોગ ઓછામાં ઓછો કરે છે તે જ પુરુષાર્થ કરે છે. માણસે મુશ્કેલીઓની એરણ ઉપર ઘડાવું જોઇએ.

૨૪. [ લાકડે માંકડું વળગાડવામાં આપણે અધર્મ નથી માનતા એ હિંદુ સંસારની અધમ દશા સૂચવે છે. ] કજોડાની અને બીજ ત્રીજ વરની બાબત મુશ્કેલ છે. આ સડો કદાચ કાઠિયાવાડમાં સહુથી વધારે હશે. ગરીબ માબાપો પોતાની છોકરીઓ વેચવા તૈયાર થાય અને વિષયાન્ધ ધનવાન્ લોકો કેવળ પોતાના વિષય પોષવા સારૂ પૈસા આપવા તૈયાર થાય અને સમાજ તે વાત સાંખી શકે ત્યાંસુધી આ સડો દૂર થવો લગભગ અશકય છે. સ્વરાજ્યપ્રવૃત્તિમાં ધર્મની જે ઝાંખી થાય છે તેને અંગે પુરુષો પોતાના વિષયને મર્યાદિત કરતાં શીખે તો જ સાઠ વર્ષના ઘરભંગ થયાને બીજે દહાડે પરણતા અટકે. સમાજ જો બીજાના દોષની ચોકી કરવા બેસી જાય તો એ સુધારો નહિ થાય. આવાં દુ:ખોનું નિવારણ તિરસ્કારથી નહિ થઇ શકે. માત્ર વિવેકથી, દલીલથી અને દયાથી જ થશે. જે બાપ પોતાની દીકરીને વેચે છે અને જે એક નિર્દોષ બાળાને વેચાતી લે છે તે બન્ને દરદી છે અને દયાપાત્ર છે. આપણે બધા તેવાની ઉપર તિરસ્કાર જ કર્યા કરીશું તો તેઓ પોતાના હૃદય કઠોર બનાવી નિર્લજ્જ બનશે. જો આપણે તેઓના દરદનો ઇલાજ કરી તેઓને શરમાવીશું તો તેઓ જરૂર મર્યાદા શીખશે. તે તે ન્યાતો આ બાબતનો સુધારો વેળાસર કરી શકે છે. આવા વિવાહમાં વિવેકી ન જ જાય એને હું માત્ર ઇલાજરૂપે નથી જોતો, એ તો ધર્મ થયો. એ ધર્મના પાલનમાં યે દયા હોય; તિરસ્કાર અને અભિમાન નહિ.

૨૫. [ સ્વદેશ સેવા એ જેણે ધર્મ માન્યો છે તેણે ] પ્રજાનો પૈસો વાપરતાં પ્રતિક્ષણ વિચાર કરવાની જરૂર છે. આ ઉદ્ગારો હું કહાડું છું કેમકે એવા એક ધનવાન્ ગૃહસ્થે મારી પાસે ટીકા

કરેલી તે મને સાલ્યાં જ કરે છે. મેં ખાદીની વાત કરતાં જ તેણે મને કહ્યું: 'અમારી ખબર તમને ન પડે. તમે ઇચ્છો ત્યારે તમને મોટર મળે, તમને એક પ્યાલો માગો ત્યાં દશ પ્યાલા બકરીનું દૂધ મળે, તમને સૌ ખાદી આપવા આવે પણ મારા જેવા પૈસાદારને પણ હર વખત મોટરનાં, હૉટેલનાં ભાડાં આપવાં પડે અને જેટલી ખાદી જોઇએ તેના પૈસા આપવા પડે ત્યારે પ્રજાની સેવા આકરી અને મોંઘી લાગે'

૨૬. એમની દલીલમાં ઘણું વજૂદ છે એમ મને લાગ્યાં જ કરે છે. માત્ર આ સમયે મારી પાસે ઉપાય નથી. હું નાજુક થઇ જતાં મારી સેવા કરવાની શક્તિ ઓછી થઇ ગઇ છે એ હું જાણું છું. હવે સહુને પગે ચાલી આવજા કરવાનું કહેવાની મારી હિમ્મત નથી ચાલતી. હું નબળો તે બધાંને નબળા કલ્પી લઇ ઘણી વેળા ખોટી દયા ખાઇ લઉં છું, નહિ તો પ્રજાની સેવા કરવા માગનારને કંઈ વધારે ખર્ચ કરવું પડે તેમ નથી. ત્રીજા વર્ગની મુસાફરીનું ખર્ચ ભારે ન પડે અને જ્યાં રહીએ ત્યાં ગાડીભાડું ન જ ખર્ચીએ. ખોરાક સાદો લઇએ. પોષાક સાદો પહેરીએ. પણ આપણે આપણને પોતાને એટલા પંપાળ્યા છે કે લાખો જે કરી શકે છે તે કરવા આપણે આપણને પોતાને અસમર્થ ગણીએ છીએ.

૨૭. રેલ્વે ખાતાના નોકરો તે આપણા હિંદી ભાઇઓ છે; તેમને લાંચ ખાવાની, ચોરીઓ કરવાની આદત પડી ગઇ હોય છે. હું એમને કહું છું કે જો તમે મહેનત કર્યા વગર પેટ ભરવા ઇચ્છશો તો તો જરૂર તમે બીજે દિવસે મને લખશો કે વણાટકામ અમારાથી નથી થતું. પણ જો તમે મહેનત કરશો, બાર કલાક સુધી કામ કરશો, તો તમે એક મહિનામાં મને એમ જ લખવાના કે તમે અમને જે ઉપાય સુઝાડયો એ ઉપાયથી અમે સ્વતંત્ર બની ગયા છીએ; હવે અમને ઇશ્વર વિના બીજા કોઇની પરવા જ નથી. બાર કલાક કામ કરવું કાંઇ ભારે નથી. હું ડોસો થયો,

હવે મારામાં કંઇ શક્તિ નથી, તોપણ હું બાર કલાક કામ કરી શકું છું. ત્યારે તમે જુવાન લોકો શું ન કરી શકો ? તમે મહેનત કરી વિચારમય જીવન ગાળશો તો ઇશ્વરને ઓળખતા થશો, કારણ જે માણસનું ચારિત્ર્ય સારૂં નથી, જે દારૂ પીએ છે, જે વ્યભિચાર કરે છે તે બાર કલાક કામ કરી શકે જ નહિ. તમારી ખોરાકી તમને રેંટીયો પૂરી પાડશે.

૨૮. [ શાંત રીતે પ્રજાનો ક્રોધ બતાવવાના સાધનની કિમ્મત વધારવી હોય તો તેનો ન છૂટકે જ ઉપયોગ કરવો જોઇએ. આવું એક સાધન હડતાળ છે. પરંતુ તેનો હાલ દુરૂપયોગ થતો જોવામાં આવે છે. ] હડતાળો પાડવાથી હડતાળની કિમ્મત તદ્દન જતી રહે છે. મારે મન હડતાળ એક પવિત્ર અને બળવાન્ સાધન છે. ભારે ધાર્મિક પ્રસંગે હડતાળ હોય; અથવા પ્રજાની લાગણી ઘણી તીવ્ર હોય, ત્યારે તે દર્શાવવા હડતાળ પળાય. દરેક પ્રસંગને ધાર્મિક સમજી અથવા દરેક વખતે લાગણી તીવ્ર બનાવી હડતાળ પાળીએ તો ધાર્મિકતાનો અને લાગણીની તીવ્રતાનો આંક હલકો જ થાય.

૨૯. મારી ઉમેદ છે કે હિંદુસ્થાનમાં દરેક જગ્યાએ હડતાળ જવલ્લે જ પાળવામાં આવશે. સારામાં સારો ઉપાય એ છે કે મહાસભા અને ખિલાફત કમિટીએ મસલત કરી જાહેરનામું ન કહાડયું હોય, ત્યાંસુધી હડતાળ પાળવી જોઇએ નહિ.

૩૦. એક જમાનો એવો હતો કે આપણે આપણું ખાવાપીવાનું ઘરમાં કરી લેતા; પછી બહાર ખાવાપણું ન રહેતું. હવે તો બહાર જ ખાવાનું ઘણું રાખીએ છીએ. તેથી ખોરાક સારો નથી મળતો; મોંઘો મળે છે. એ રીતે ગરીબોને સારૂ આપણે મોંઘવારી કરીએ છીએ.

૩૧. ચ્હામાં કંઈ ખાસ ગુણ મેં તો જાણ્યો નથી. વળી બજારમાં થયેલી ચ્હા ઉકાળેલી હોવાથી હાનિકારક હોય છે, પણ ચ્હા ન પીવાની હિલચાલનું સારામાં સારૂં પરિણામ એ છે કે દુર્ગુણનો બચાવ થાય છે અને તેનો ભાવ ઘટે છે. પ્રજા બરોબર

ધ્યાન રાખશે તો દૂધનો કાબુ મેળવી દૂધ, ઘી વિગેરે વસ્તુઓ જે ગરીબોને સ્વપ્નવત્ થઇ પડી હતી તે હવે તેઓ લઇ શકે એવો સંભવ છે.

૩૨. પણ ન્હાખાના પ્રજામતના બળથી બંધ કરવાં એ એક વાત અને પશુબળથી બંધ કરવાં એ જુદી જ વાત છે. મુંબઇમાં પશુબળથી ન્હાખાના બંધ કરવાનો પ્રયત્ન ચાલ્યો હતો અને મને તો તે ભયંકર લાગ્યો હતો. જોરાવરીથી ન્હાખાના બંધ થાય તેના કરતાં તે ખુલ્લાં રહે એ હું વધારે પસંદ કરૂં. ન્હાખાના બંધ કરાવવાનો રસ્તો ન્હાવાળાઓની ઉપર જુલમ કરવો એ નથી, પણ ત્યાં જનારાને સમજાવવા એ છે. વળી તેવી પ્રવૃત્તિમાં મારૂં નામ વપરાયું જોઇ હું વધારે દુઃખી થયો છું. કોઇ પણ બળાત્કારમાં હું ન જ હોઉં. બળાત્કારને હું અધર્મ માનું છું. સારામાં સારૂં કાર્ય પણ હું બળાત્કારે કરાવવા નથી ઇચ્છતો. સ્વરાજ્ય સુદ્ધાં હું બળાત્કારે લેવા નથી માગતો. ત્યારે ન્હાખાના બળાત્કારે બંધ કરવા હું કેમ જ ઇચ્છું?

૩૩. આપણા ઉપર એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે આપણે હિંદીઓ દેખાવ વિશેષ કરીએ છીએ, અને વ્યવહારૂ ઉપાયો લેવામાં ઘણા કાચા છીએ. આ આક્ષેપ આપણે કબૂલી લેવો જ રહ્યો. અર્વાચીન ચળવળોનું અનુકરણ કરીશું કે ઘણા આઘાતોમાંથી બચવા પામેલી આપણી પ્રાચીન સંસ્કૃતિનું? રાજ્યદ્વારી બાબતોમાં આધ્યાત્મિક સંસ્કારોને આપણે બધાએ પ્રાધાન્ય આપવું જોઇએ, અને જો તેમ કરીશું તો જ આપણા વિજેતાઓ ઉપર આપણે વિજય મેળવી શકીશું.

૩૪. [આપણી ભૂલ આપણે તરત કબૂલ કરવી અને તેને માટે પશ્ચાત્તાપ કરવો એમાં આપણી મોટાઇ છે.] પશ્ચાત્તાપ થયા પછી શરમાવાની જરૂર જરા યે નથી. અબ્બાસ સાહેબે મને પોતાની વાત કહી અને તે ઘણી મગરૂરીથી, પોતે બાદશાહ જેવા હતા તે

છતાં એક વાર રેલની ચોરી કરવાનું ઘડીભર મન થઈ ગયું—મશ્કરીમાં, છતાં ચોરી તો થઇ જ. બીજા વર્ગની ટિકીટથી પોતાની સગીને પહેલા વર્ગમાં બેસાડી. તૈયબજી કુટુંબને હવે જુવાની આવી છે તેથી ત્રીજા વર્ગની મોજ માણે છે. પૂર્વે તો બધાં પહેલા વર્ગમાં જ બેસનારાં હતાં. તેમને ઘેર પહોંચતાં શરમ થઈ. 'બદ્રુદીનનો ભત્રીજો હું. મેં આવી ચોરી કરી એ જગત્ સાંભળે ત્યારે શું કહેવાય? અને ન સાંભળે તો પણ બદ્રુદીન પોતે શું કહે? હું પોતે મને કેમ માફ કરૂં?' આમ પશ્ચાત્તાપ કરતા સાહેબ પાછા સ્ટેશન પર ગયા, બાકીના પૈસા ભરવાની સગવડ કરી. તારો મોકલ્યા કે બીજે જ સ્ટેશને પૈસા ભરી ટિકીટ બદલાવે. જેટલા પૈસા ચોરીથી બચત તેના બમણા ખર્ચ કરી આખા સ્ટેશનને પોતાનો ગુન્હો જાહેર કરી પોતે તે જ ક્ષણે પશ્ચાત્તાપ કર્યો અને હવે તૈયબજી કુટુંબ કેવું ખાનદાન છે એમ ગુન્હો વર્ણવીને બતાવી શકે છે. હવે તેમને શરમાવાનું કંઇ કારણ રહ્યું નથી, અને હવે ઘણી સાવધાનીથી પોતે દેશસેવા અને આત્મસેવા કરે છે.

૩૫. શુદ્ધતાનાં જૂદાં જૂદાં માપ નથી હોતાં. કાટખૂણા જેમ બધા સરખા જ હોય છે તેમ શુદ્ધતા પણ તેવી જ સરખી હોય છે, તેમાં જરા પણ અશુદ્ધ હોય ત્યાંસુધી તે શુદ્ધતામાં નહિ જ ગણાય. તેથી આપણે આપણો પોતાનો ઈન્સાફ કરતાં તો જરા યે મારી ન આપીએ. પોતા પ્રત્યે નિર્દય થવાની ગુસ્સો કરવાની, આપણને પૂર્ણ મુખત્યારી છે, અને એ ધંધો શીખી જઇએ તો આપણા રાગદ્વેષાદિને બિચારાને પણ કંઇક છૂટ મળે છે અને આપણે આપવી જોઇએ.

૩૬. [નૈતિક મંદતા એ પ્રજાની હાલની સામાન્ય ખામી છે.] સરકારનાં અનીતિ, અન્યાય, ઉદ્ધતાઈ વર્ણવ્યાં જાય તેમ નથી. એક જૂઠને બીજા જૂઠોથી નભાવ્યે જાય છે. ઘણા કામો

ધમકીથી જ ચલાવ્યે જાય છે. એ બધાને ચાંપીને પ્રજા બેસી રહે તો કદિ આગળ ન વધે.

૩૭. ભૂખ્યો પોતાની ભૂખના બરાડા જ પાડે, પણ અન્ન મેળવવા મહા પ્રયાસ ન કરે, પ્રયાસ કરતાં મરવા તૈયાર ન થાય તો તેની ભૂખને વિષે જ આપણને શંકા થાય.

૩૮. જે સરકાર વચન આપે અને તોડે તેનો ત્યાગ એ અનાદિ કાળનો ઇલાજ છે. રાજાથી પીડાયેલી રૈયતે રાજાનો ત્યાગ કર્યાનાં દૃષ્ટાંતો આપણા ઇતિહાસમાં સહેજે મળી આવે છે. પ્રજાને રીસાઈ જવાનો હક્ક છે.

૩૯. દુષ્ટ રાજાને યુરોપમાં પ્રજા હણે છે. હિંદુસ્થાનમાં પ્રજા અકળાય ત્યારે તેનું રાજ્ય છોડી દે છે. મેં સૂચવેલો અસહકાર એ હળવો ત્યાગ છે. સર્વથા ત્યાગ એ અસહકારની પરાકાષ્ઠા છે. આપણે રીસાવું પણ ભૂલી ગયા છીએ.

૪૦. જો એમ હોય તો એ આપણી અધમતા સૂચવે છે. જ્યારે ગુલામ પોતાની ગુલામી ભૂલી જાય ત્યારે તેને બંધનમુક્ત કરવાનો ઇલાજ રહેતો જ નથી.

૪૧. જે બે અન્યાયોનું સમર્થન સરકાર આજે હઠપૂર્વક કરી રહેલી છે તેનાથી વધારે આકરા અન્યાય થવાનો સંભવ થોડો છે. જો તેથી આપણને અકળામણ ન થતી હોય તો સરકારનો દોષ નહિ ગણાય, પણ ગામડીઆ ભાષામાં એમ કહેવાશે કે, 'આપણે એ જ લાગના છીએ.'

૪૨. [આ ઉપરાંત સામાપક્ષનો વિરોધ સહન કરવાની શક્તિ આપણામાં નજીવી છે એ કોણ નહિ કબૂલ કરે? આ દોષને લીધે આપણું તેના તરફનું વર્તન ઉદ્ધતાઇ, અસભ્યતા અને હલકાઇથી ભર્યું હોય છે. આપણા વિરોધીઓ ગમે તેટલા જૂદા વિચાર ધરાવતા હોય તોપણ તેમનું કોઇ પ્રકારનું અપમાન કે અવજ્ઞા કરવાનો હક્ક આપણને મળી જતો નથી.] આપણા

પ્રતિસ્પર્ધીને, આપણા વિરોધીને, આપણે "ગધેડા" "વાંદરા" વિગેરે વિશેષણો કદિ ન લગાડીએ.

૪૩. આપણી ભાષામાં શાંતિ હોવી જ જોઇએ. સહકારીના સરઘસમાં જાય તેના નીકા ફોક થાય એમ કહેવું એ તો સજા સૂચવ્યા બરોબર થયું. એ જ વાક્યને માનીને બધી ઓરતો જે મરદો સન્માન કરવા ગયા હોય તેમનો ત્યાગ કરે તો હિંદુસ્થાનની શી ગતિ થાય? એ તો ચોકખો બળાત્કાર જ થયો. આપણા વિચારો બદલાય કે તરત તે જ વિચારો આપણા હંમેશના સાથી કબૂલ ન કરે, તે ન સમજે, એટલે તેમનો ત્યાગ કરવો એ ન્યાય કેવળ જંગલી જ કહેવાય. એ પ્રમાણે તો સંસાર એક ક્ષણ પણ ન ચાલે. વિચારવિરોધ છતાં આપણે મિત્રતા રાખવી છે. એમ ન હોય તો હિંદુ-મુસ્લીમ એકતાનો અર્થ જ શો રહ્યો? હિંદુના વિચારોમાં અને મુસલમાનના વિચારોમાં કેટલો બધો તફાવત છે? એક ધર્મ સમજી પૂર્વ ભણી મોં કરી ભજે છે, બીજો પશ્ચિમ ભણી; એક શીખા રાખે છે તો બીજો દાઢી રાખે છે. તેમ છતાં બન્ને એકબીજાને માન આપે છે, એક બીજાનું સહન કરે છે, એકબીજાની ઉપર બળાત્કાર નથી કરતા. અને જો હિંદુ-મુસલમાને એ પ્રમાણે વર્તવાની ખરી પ્રતિજ્ઞા લીધી હોય તો આ આજકાલના અસહકારીઓ સહકારીઓની ઉપર કેમ બળાત્કાર કરી શકે? અથવા જો અસહકારીઓ સહકારીઓ પર બળાત્કાર કરે તો એટલું ચોક્કસ છે કે અસહકારી હિંદુ અસહકારી મુસલમાન સાથે જરૂર લડવાના. તેથી જ્યાંસુધી અસહકારી સહકારીને મિત્રભાવે જીતી લેવાનો નિશ્ચય નહિ કરે ત્યાંસુધી હિંદુ-મુસલમાનના શુદ્ધ ઐક્યને હું અસંભવિત ગણું છું.

૪૪ [હિંદુ-મુસલમાનની ઐકયતા ઉપર જેટલો ભાર આપણે મૂકીએ તેટલો જ સ્વદેશીમાં આસ્થા ઉપર મૂકવાનો છે. આપણને સ્વદેશીની ખાનદાની અને તેના પ્રભાવની કિમ્મત ગળે ઉતરવી જોઇએ.]

૪૫. આપણું મેલીને આપણે પારકાનું કેમ લેવા જઇએ? હિંદુસ્થાનના કરોડો ભૂખે મરે અને આપણે બહારની પ્રજા સાથે વેપાર કરીએ એ આપણો આપણા પ્રત્યેનો અત્યાચાર. તે અત્યાચાર અટકાવવા આપણે આપણા દેશનું જ કાપડ પહેરીએ અને પરદેશી કાપડમાત્ર ગમે તેવું સુંદર લાગતું હોય તોપણ છોડી દઇએ, અને તેમ કરી શકવા સારૂ આપણે બધા પીંજવા, કાંતવા, વણવાનું કામ કરતા થઈ જઇએ. આમ કરવાથી આપણે સ્વાશ્રયી બનીએ.

૪૬. 'ઘણી જગ્યાએ ખાદીનો ભંડોળ છે, છતાં આસપાસના લોકો મીલનાં કે પરદેશી કપડાં પહેરે છે. આ દુઃખદ ખબર છે. એ તો પોતાને ત્યાં બાજરો થતો હોય તેનો ત્યાગ કરી બીજેથી ડાંગર મંગાવવા જેવું થયું. અને આવી કુટેવથી જ આપણે ભીખારી તથા પરાધીન થતા આવ્યા છીએ અને જો આપણી કુટેવ ન સુધારીએ તો હજુ પણ વધારે ભીખારી થઈએ. જે દેશમાં કપાસ થાય છે, રાતા ઘઉં થાય છે, બાજરો થાય છે ત્યાં કપડાં કે અનાજ બહારથી મંગાવવાં પડે તો તે કેમ આબાદ રહી શકે?

૪૭. [પાશેરામાં પહેલી પૂણી જેવું આપણું સ્વદેશીનું ધર્મ પાલન છે.] હવે હું સમજી શકું છું કે મારી પાસે કેમ એવી ફરિયાદ આવેલી કે દેશમાં ખાદી ઘણી વધારે વણાય પણ તેની ખપત ઓછી! શું એવો એ વારો આવે કે ધીંગી ઓરતો બાજરાનો રોટલો તો બનાવે અને સવારના પહોરમાં છાશ વલોવી સુંદર માખણ તો કહાડે ખરી પણ બાજરાના રોટલા કુતરાને આપે, માખણ પચવા જેટલી હોજરી રહી ન હોય તેથી બીસ્કીટની સાથે થોડી ચ્હા પીએ, પોતાના ઘઉં ભારે પડે તેથી અને તે રાતા હોય તેથી શહેરમાંથી સાંચાનો આટો મંગાવી તાજા ફુલકા ખાય! જો કોઇ રાજાની વડાઇનો ઇતિહાસ છોડી પ્રજાની ચડતી પડતીનો ઇતિહાસ "ગ્રીન" * ની માફક લખવા

* જોન રીચર્ડ ગ્રીન–(૧૮૩૭ થી ૧૮૮૩. ઇંગ્લાંડના આધુનિક સમયના અતિ પ્રખ્યાત ઈતિહાસકાર.

બેસી જાય તો, તે જરૂર સાબિત કરે કે જેમ હિંદુસ્થાનમાં નાજુક, સુંવાળાં લાગતાં કપડાં દાખલ થયાં તેમ પ્રજાનો બાંધો પણ નાજુક થતો ગયો અને પ્રજા નિર્માલ્ય થતી ગઇ. છ ફુટ ઉંચી રબારણને જાપાની મલમલની 'ભાતીગળ' સાડી કોઇ આપે તો એ પહેરે કે! અને પહેરીને ઢોર ચારે? આપણે ભીંત જ ભૂલ્યા છીએ. અંતરના શણગારને છોડી આપણે બહારના શણગારને મોહ્યા અને પરિણામે દેશ ખોયો, વેશ ખોયો, દેહ ગૂમાવ્યો અને આત્માને સૂવાડી મૂકયો.

૪૮. શુદ્ધ સ્વદેશીવ્રત પાળવા સારૂ આપણે સાદાઇ ધારણ કરવાની પૂરી જરૂર છે. પોષાક પહેરવાનો હેતુ પણ બદલાય. પોષાક શણગાર સારૂ ન પહેરીએ પણ શરીર ઢાંકવા. તેથી આપણી હવાને અનુકૂળ હોય તેવાં અને તેટલાં જ કપડાં પહેરીએ. સફેદ રંગ એ જ વધારેમાં વધારે ઠંડો રંગ હિંદુસ્થાનને સારૂ છે. તે આંખને ગમે છે. તેમાં મેલ તરત દેખાય છે તેથી આપણને સાફ રહેવાની ફરજ પડે છે. સદરો, ખમીસ, કબજો અને તે ઉપર કોટ એ તો શરીર ઉપર ઘાતકીપણું જ છે. જો સદરાની સાથે બીજું કંઇ જોઇએ તો પહેરણ હોય. એ ઉપરાંતનું બધું નકામું છે. ખાદીના ઇજારને અંગ્રેજી પાટલુન પહોંચી જ ન શકે. આપણા દેશમાં ખુરશીઓની જરૂરિયાત નથી. ઘણા ઠંડા અને ભેજવાળા દેશમાં તેની જરૂર ભલે હોય. આપણાથી અક્કડ કસકસતાં પાટલુન પહેરાય જ નહિ. આપણને તો મોકળી અને નરમ ઇજાર જ શોભે, જેથી ભોંય બેસતાં મુશ્કેલી ન પડે. આ દેશને સારૂ મોજાંના જેવી ગંદી ચીજ બીજી નથી. મોજાં કલાક પહેર્યાં પછી ઉનાળામાં વાસ મારશે જ. પગ ઉઘાડા રહેવાથી સારા રહે છે ને ઢાંકવામાં કશી શોભા નથી. જે અંગ જોતાં આપણી વૃત્તિઓ મલિન થવાનો સંભવ હોય તે સિવાયનાં અંગ ઢાંકવામાં મર્યાદાનો સવાલ તો છે જ નહિ. આ મુલકમાં બૂટ પહેરવા એ ઘાતકીપણું છે. ચંપલ કે સ્લીપર એટલેથી આપણા પગનું કીચ્ચડકાંટાથી પૂરૂં રક્ષણ થાય છે. આપણા દેશમાં તો જોડાનું નામ જ કાંટારખાં કે પગરખાં છે.

૪૯. હું માનું છું કે યુરોપના લોકોના પહેરવેશનું અનુકરણ કરવું એ આપણી અધોગતિ, નામોશી અને નબળાઈની નિશાની છે. જે પહેરવેશ હિંદુસ્થાનની આબોહવાને સૌથી સરસ રીતે અનુકૂળ છે, જે પહેરવેશ તેની સાદાઇ, કારીગિરી અને સસ્તાઇમાં પૃથ્વી ઉપર બીજા કોઇથી ઉતરતો નથી અને જે આરોગ્ય સંબંધી જરૂરિયાતોને માફક છે, તેનો ત્યાગ કરવામાં આપણે પ્રજાનો ગુન્હો કરીએ છીએ. અહિં વસતા અંગ્રેજોમાં ખોટું અભિમાન, અને પ્રતિષ્ઠાના તેટલા જ ખોટા ખ્યાલ ન હોત તો તેઓએ હિંદુસ્થાનનો પહેરવેશ કયારનો યે સ્વીકાર્યો હોત.

૫૦ પુલોના હાર આપવાથી હું કશો ફાયદો નથી જોતો. અસંખ્ય નકામાં જાય છે. અત્યારે આપણી પાસે એમ ફેંકી દેવાના પૈસા જ નથી. હાર માત્ર સૂતરના જ હોય. સૂતરની ઉપર અનેક કળા કરીને હાર બનાવી શકાય; સૂતરને અનેક રીતે ગૂંથી શકાય. સૂતરની ઝીણી સાંકળીઓ કરી શકાય. કેવળ એમને એમ ઝીણું સૂતર કાંતી તેની આંટીનો હાર આપવો એમાં બહુ માન અને વિચાર છે. જેને સૂતરના હાર મળશે એ તેનો સદુપયોગ કરી શકે છે. એવો સમય આવી રહ્યો છે કે જ્યારે સૂતરના હાર ગરીબોને આપી દીધા હશે તો તેઓ તેનો ઉપયોગ કરી લેશે. પુષ્પમાળાનો ઉપયોગ કોઇને નથી અને નકામાં પુલો બગાડવાં એ તો નુકસાન જ ગણાય.

૫૧. [આપણાં શહેરોમાં કે ગામડાંમાં પૂરી સ્વચ્છતા જળવાતી નથી એટલે અનેક પ્રકારની ગંદકીમાંથી ઉત્પન્ન થતા પ્રાણહારક રોગો આપણને જ લાગુ પડે છે, કુદરત આપણને કયાં છોડે એમ છે? આનું એક જ દૃષ્ટાંત આપણી સ્થિતિનો ખ્યાલ બતાવી આપશે.] જલંધર હોશિયારપૂર હરિયાના વિગેરે સાથે આવેલાં છે. તે પંજાબની પૂર્વમાં છે. ત્યાંથી વાંચનારને પશ્ચિમમાં મુલતાન લઈ જવા ઇચ્છું છું. મુલતાનમાં મરકી હંમેશાં રહે છે મુલતાનમાં પ્રલ્હાદનો જન્મ થયેલો મનાય છે. ત્યાં

પ્રલ્હાદનું મંદિર પણ છે. દિવાન મૂળરાજનું સ્થાન મુલતાન હતું. હરિયાનામાં પાંડવો છૂપા રહેલ કહેવાય છે. મુલતાન ગંદુ શહેર છે, જ્યાં ધૂળનો તો પાર જ નથી. મુલતાનની મ્યુનિસિપાલિટી બેદરકાર ગણાય છે. મરકીએ એક સાધુ પુરુષને જન્મ આપ્યો. તેમનું નામ ભાઈ મૂળચંદ છે. પૈસે ટકે તે સુખી હતા. હજુ યે કંઇ હશે. દેખાવે તે મેલા લાગે છે. ગુજરાતમાં જેમ અસલી માણસો બંડી પહેરે છે, તેમ આ ભાઇ ખાદીની બંડી પહેરે છે. ખાદીની ટોપી અને ખાદીનું ધોતિયું પહેરે છે. તેમના પ્રયાસથી એક મરકીની ઇસ્પિતાલ ખુલી છે, તેમાં ભાઈ મૂળચંદ અને તેના ભાઇ બન્ને હોમાયા. તેમની સાથે ત્રણ દાક્તર છે, જેમાંના બે મફત કામ કરે છે. આ ઇસ્પિતાલમાં બધા મરકીના કેસ લેવામાં આવે છે. તેમની સારવાર ભાઈ મૂળચંદ, તેમના ભાઈ અને બીજા સ્વયંસેવકો કરે છે. દરદીઓને બને ત્યાંસુધી ખુલ્લી હવામાં સૂવાડવામાં આવે છે. શહેરીઓએ મને કહ્યું કે જ્યારે માતાઓ પોતાના મરકીથી પીડાતા છોકરાઓને મેલીને ભયભીત થઇને નાઠી, ત્યારે ભાઇ મૂળચંદે આવા નિરાધાર દરદીઓનો કબજો લીધો અને તેમની સારવાર કરી. તેમને પ્રતાપે સેંકડો બચ્યા છે અને સેંકડો શાંતિમાં મરણ પામી શક્યા છે. ભાઇ મૂળચંદને પ્રતાપે મરકીનો ભય લોકોને ઓછો લાગે છે. આ ઇસ્પિતાલ જોવા મને લઇ ગયા હતા. લગભગ ચાલીશ દરદીઓ હતા. બધાને હું મળ્યો. તેમના સંતોષનું હું શું વર્ણન કરૂં ? મેં પોતે તો મને મુલતાનમાં આ દરદીઓનાં દર્શન થવાથી ભાગ્યશાળી માન્યો.

૫૨. [ નિરોગી અને ઉચ્ચ જીવન ગાળવા માટે માંસાહારનો ત્યાગ આવશ્યક છે એમ ઘણા ધર્મોએ અને મહાપુરુષોના અનુભવોએ બતાવી આપ્યું છે. ] હું તો માંસાહાર કરતો જ નથી. મૂર્છિત દશામાં કરેલો તેને સારૂ પસ્તાઉં છું, ખૂબ પ્રાયશ્ચિત્ત કર્યું છે. મરવા પડેલાં અમે ધણીધણિયાણીએ વૈદ્યના કહેવાથી પણ માંસ ખાવાની ના પાડી છે. માંસભક્ષણ કરીને પળવાર પણ હું જીવવા ઇચ્છતો નથી. મેં મુસલમાનોની સાથે વાતો

કરતાં જાણ્યું છે કે તેઓનામાં પરેજગાર ફકીરો પોતાના ગુસ્સાને અને પોતાની ઇંદ્રિયોને વશ કરવા માંસ છોડે છે. પણ માંસાહાર કરનાર ભાઇબહેનોને હું 'વેજીટેરિયન' થવા નથી કહેતો. તેઓના ખોરાકમાં માંસ મરચીનો ઘણો વધારે ઉપયોગ થાય છે એમ હું તેઓના નિકટ સંબંધમાં રહેવાથી જાણું છું. સ્વાદેન્દ્રિયને નિયમમાં રાખવા સારૂ હું પારસી ભાઇબહેનોને જરૂર વિનવું કે તેઓ માંસ પછી મરચીનો અતિ આહાર ન કરે. કરોડો મુસલમાનો હંમેશાં માંસ નથી ખાતા તેથી તેઓને ગેરલાભ નહિ, પણ લાભ થયો છે એવી મારી માન્યતા છે.

૫૩. [આમ હિંદી પ્રજાના જીવનમાં ખામીઓનો પાર નથી, પરંતુ આપણે આમ નમાલા, નિરુત્સાહી અને નિસ્તેજ આજે જણાઇએ છીએ તેનું મૂળ કારણ શું? આપણા બધા દોષો કયા દોષમાંથી ઉત્પન્ન થયા?]

૫૪. [આપણી બધી નબળાઇઓનું કારણ આપણી તામસી વૃત્તિ છે, અને તેને લીધે જ તે બધી ટકી રહી છે. કારણકે] એવો રીવાજ જોવામાં આવે છે કે જે ઇલાજથી અમુક વસ્તુ મળી હોય તે જ ઇલાજથી તે ટકાવી રખાય છે. જોરથી લીધેલી વસ્તુ જોરથી ટકાવી રખાય છે. વાઘ અમુક પ્રાણીને જોરથી પકડે છે, અને જોરથી રાખે છે. જેઓ જોરથી કેદ થાય છે તે જોરથી જ રહે છે. જોરથી જીતેલા મુલકને બાદશાહો જોરથી રાખે છે. તે જ પ્રમાણે પ્યારથી મેળવેલી વસ્તુ પ્યારથી જ રખાય છે. મા અતિ પ્યારથી બચ્ચાંને પોતાના ઉદરમાં રાખે છે અને અતિ પ્યારથીજ તેને ઉછેરે છે અને મોટું કરે છે. તેને માર વિગેરે બચપણમાં મારવામાં આવે છે તેમાં જોર વપરાય છે એમ નથી માનવાનું. વળી જ્યારે કંઇ કારણસર મા બચ્ચાંની ઉપરનો પ્રેમ તજે છે, ત્યારે બચ્ચું તેને હાથથી જાય છે. તે જ પ્રમાણે જે વસ્તુ સત્યાગ્રહથી મળી છે તે સત્યાગ્રહથી જ ટકી રહેવાની છે, અને જ્યારે સત્યાગ્રહ ગયો ત્યારે તે વસ્તુ પણ ગઇ

એમ ચોક્કસ માનવાનું છે. સત્યાગ્રહથી મેળવેલી વસ્તુ કોઈ માણસ શરીરબળથી રાખવા માગે તે બનવા જેવું નથી.

૫૫. આથી સમજાવું જોઇએ કે સત્યાગ્રહ એ મનની સ્થિતિ છે. જેના મનની સ્થિતિ સત્યાગ્રહમય થઇ છે, તે, સદાય બધી જગ્યાએ, અને બધી સ્થિતિમાં જીતેલો જ છે; તેની સામે રાજા થાય કે પ્રજા થાય, અજાણ્યા માણસ થાય કે ઓળખીતા થાય, પરાયા થાય કે સગા થાય, તોપણ તે જીતેલો જ રહે છે.

૫૬. આવો ચમત્કારી સત્યાગ્રહ આપણે નથી સમજતા, તેથી જ હિંદુસ્થાનમાં ગરીબડા અને નમાલા થઇ રહીએ છીએ; અને તેવું સરકારના જ સંબંધમાં છે એમ નથી, પરંતુ ખાનગી સંબંધમાં પણ તેવું જ છે. દેશની કેટલીક દેખીતી ખરાબ રૂઢીઓને આપણે જાળવી રાખીએ છીએ તેનું મુખ્ય કારણ સત્યાગ્રહની ખામી છે. આપણે જાણીએ છીએ કે અમુક વસ્તુ ખરાબ છે; પણ બીકથી, આળસથી કે ખોટી શરમથી આપણે છોડતા નથી.



## ૨૫. અવિનય અને ઉદ્ધતાઈ.

૧. બાળકો જો બચપણથી જ અવિનય અને ઉદ્ધતાઇ શીખે તો ભવિષ્યમાં તેઓ પ્રજાની સેવા કરવાને લાયક ન જ રહે. જરા વિચાર કરતાં પણ માલમ પડવું જોઇએ કે બાદશાહનું પણ અપમાન કરવામાં આપણે આપણું જ અપમાન કરીએ છીએ અને સૂરજને ધૂળ ઉડાડી આપણી જ આંખમાં નાંખીએ છીએ. આપણને અંગ્રેજી રાજ્યપદ્ધતિ ભલે પસંદ ન હોય. તેને સારૂ બાદશાહ જવાબદાર નથી. તેને તો તેના રાજ્યમાં શું ચાલે છે તેની ખબર પણ નથી હોતી. એમ ખબર રાખવાની તેની ફરજ નથી, શક્તિ નથી, ત્યાં તેનો દોષ શો કહાડવાનો હોય ? વળી દોષ હોય તોપણ તેનું અપમાન કરવાથી એ દોષ કેમ દૂર થશે ? પણ મુખ્ય વાત તો એ છે કે બાળકોનાં મનમાં દોષભાવ જ ઉત્પન્ન ન થવો જોઇએ. બાળકોનાં મન નિર્દોષ હોવાં જોઇએ. આખું વિદ્યાર્થીજીવન નિર્દોષ હોવું જોઇએ વિદ્યાર્થીજીવનમાં રાગદ્વેષાદિને અવકાશ ન હોવો જોઇએ.

૨. [ અપશબ્દો વાપરવાની ] કુટેવ નિશાળીઆઓમાં પણ છે જ. બચપણથી જ આપણે શીખીએ છીએ. નિશાળોમાં તો શિક્ષકો મારફતે સુધારા તરત થઈ શકે છે અને જો વિદ્યાર્થી શૂરા બને તો તેઓ પોતપોતાના ઘરોમાં રહેલી આવી અસ્વચ્છતા વહેલી દૂર કરાવી શકે છે.

૩. જે પ્રજા પોતાનાં બાળકોને, પોતાની સ્ત્રીઓને, અને પોતાના નોકરોને માન નથી આપતી તે પ્રજાની સભ્યતા નાશ

પામે છે. સેવકોએ તો ધર્મ માનીને દુર્બલની રક્ષા કરવી, તેઓને માનથી બોલાવવા, અને તેઓને યોગ્ય સગવડો કરી આપવી જોઇએ.

૪ અસભ્યતાની બૂરી ટેવ એવી વ્યાપક છે કે તેનો ઈલાજ થવો મુશ્કેલ જોઉં છું. મારી શક્તિ પ્રમાણે મેં આ ટેવ કઢાવવામાં ભાગ લીધો છે, છતાં મારે કબૂલ કરવું જોઇએ કે મહામહેનતે જ મારા સહવાસમાં આવેલા અસીલો આદિમાંથી એ ટેવ કઢાવી શક્યો છું. આ અસાધ્ય જેવો રોગ છે. ઘણી વેળા અસીલોએ મને કહેલું યાદ છે કે તેઓનાથી ઇરાદા વગર ભૂંડા શબ્દો બોલાઇ જવાય છે. કાર્ય ગમે તેવું કઠિન છે, છતાં આપણે તે કર્યે છૂટકો છે. આને વિષે દલીલની પણ જરૂર નથી. આ રાગદ્વેષનો પણ વિષય નથી. ઘણા કાળની પડી ગયેલી ટેવ કે જેમાં અત્યારે પ્રજા રોષ પણ નથી જોઇ શકતી તે ટેવ કાઢવાની આ વાત છે. વાંચનાર કેટલાક તો એમ જ માનશે કે આ લખાણ તેમને સારૂ ન જ હોઈ શકે. તેઓ કંઇ અપશબ્દો વાપરતા નથી. પણ તેઓ જો પોતાની ભાષા તપાસી જશે તો તેમને માલુમ પડશે કે તેમના મોંમાંથી પણ 'સાલો' શબ્દ તો નીકળતો જ હશે. એકબીજાને એકબીજાના ચોકીદાર નીમી ભાષાના બૂરા શબ્દો સંભાળી જઇ તેનો ઇરાદાપૂર્વક ત્યાગ કરવો કરાવવો પડશે. જે જે પ્રસંગે આપણે બીજાને ભૂંડા શબ્દો વાપરતા સાંભળીએ તે તે પ્રસંગે તેમને વિનયપૂર્વક તેમ ન કરવાનું સૂચવીએ તો કંઇ વધારો થઇ શકે.

૫. અસભ્યતા એક પ્રકારની હિંસા છે, અને અહિંસાવ્રતના પાલનનો દાવો કરનાર આપણે જ્યાંસુધી એ વ્રતથી બંધાયેલા છીએ ત્યાંસુધી ભલે આપણે હિંદુ હોઇએ કે મુસલમાન પણ આપણે સભ્યતાનું પાલન કરવા બંધાયેલા જ છીએ. અને એક પક્ષ જો અંત લગી સભ્ય રહે તો તેની અસર પ્રતિપક્ષ ઉપર છેવટે થયા વિના ન જ રહે.

૬. આજકાલ આપણામાં એવો પવન ઘણી વેળા વાય છે કે બુઝર્ગો જો જુવાન અને ઉછરતી પ્રજાની સાથે દરેક બાબતમાં ન ઉભી શકે અને મતભેદ બતાવે તો તેઓ કાંઇ કામના ન ગણાય અને તેમની આગલી સેવા ભૂલી જવાય. મારો ખાસ અભિપ્રાય છે કે વડીલોને માન આપવાની જે આપણી પ્રથા છે તે અમૂલ્ય છે અને તેનો ત્યાગ કરવો એ દેશને હાનિકારક છે. ભલે આપણો કોઈ બાબતમાં કોઇની સાથે મતભેદ હોય, એ મતભેદ આપણે વિનયપૂર્વક જાહેર કરી શકીએ છીએ, પણ આપણી માનની લાગણી જરા પણ ઓછી કરી શકતા નથી. [ મતભેદનું કારણ ઘણી વેળા અર્ધસત્ય હોય છે ] અર્ધસત્યને મેં દોઢ અસત્ય કહ્યું છે, કેમકે તે બન્નેને ભ્રમણામાં નાંખે છે. અર્ધસત્ય બોલનાર અપૂર્ણતા જોતો નથી અને અરધું સત્ય પૂરૂં છે એમ સમજી સામેનો તેને આખુ સત્ય માની લે એવું બની જાય છે.

૭. મારા સાથીઓ હૅાલ બુટ અને અંગ્રેજી વસ્ત્રો પહેરે છે. એ મારી સહિષ્ણુતા દર્શાવે છે અને તેવાઓનો સંગ કરીને પણ તેઓને હું પ્રેમપૂર્વક બતાવવા ઇચ્છું છું કે નથી હિંદુસ્થાનમાં હૅાલ બુટની જરૂર કે નથી અંગ્રેજી કપડાંની, પરંતુ હું તેમનો તિરસ્કાર કે અપમાન નથી કરી શકતો.

૮. ભારતવર્ષમાં જ્યારે આપણે નવીન અને સુંદર જીવન ગાળવાની આશા રાખી બેઠા છીએ તે વેળાએ અવિવેક અને આપણા વિચારોથી ઉલટા વિચાર ધરાવનારાના પ્રત્યે તિરસ્કાર એ આપણી ઉન્નતિને અટકાવનારાં શસ્ત્રો છે. જાહેર જીવનમાં પ્રતિસ્પર્ધી પ્રત્યે વિવેક, માન, અને સહિષ્ણુતા અતિ આવશ્યક છે. કોઇને અપમાન થાય એ આપણને નામોશી લગાડનારી વસ્તુ છે.

૯. સભ્યતા, વિનય, નમ્રતા, આ ગુણોની ઉપર એટલો બધો ઓછો ભાર મૂકાય છે કે કેમ જાણે તેની આપણા ચારિત્ર્ય ઉપર કંઈ અસર જ ન પડતી હોય. કોઇ માણસ સ્થૂલ બ્રહ્મચર્ય પાળે તો એ બાજીરાવ બનીને સહુને વગોવે અને ધમકાવે અને આપણે

તેની અસભ્યતાને દૂઝણી ગાયની પાટુની જેમ સાંખી લઈએ છીએ. તેમ જ જો કોઈ માણસ સાચા બોલો હોય તો તેને આખા બોલો થવાનો ઈજારો આપણે આપીએ છીએ. અને જે ખાદી પહેરતો થયો તે ખાદી ન પહેરનારની ઉપર કટકની માફક ચડી આવી શકે. તે જ રીતે જે સવિનય ભંગ આદરે તે તેને પોતાની વર્તણુકમાં અવિનય વાપરવાની રજા મળ્યા જેવું કરીને બેસે છે.

૧૦. આ અસભ્ય સેનાના નાયકો, નથી બ્રહ્મચારી, નથી સત્યવાદી, નથી ખાદીવાદી કે નથી સવિનયભંગવાદી; આ ચારે જણુ પોતપોતાની પ્રતિજ્ઞાથી એટલા બધા વેગળા છે, જેટલી ઉત્તર દિશા દક્ષિણથી. જ્યાં વિનય નથી ત્યાં વિવેક નથી અને જ્યાં વિવેક નથી ત્યાં કંઇજ નથી, એમ કહી શકાય. વિશ્વામિત્રની * તપશ્ચર્યા જ્યાંસુધી તે વિનય ન શીખ્યો, ત્યાંસુધી અધુરી ગણાઇ. વિનય અને નમ્રતા એ શાંતિની નિશાની છે. અવિનય અને ઉદ્ધતાઇ અશાંતિસૂચક છે.

૧૧. વિનય વાપરવો એટલે ખોટી ખુશામત કરવી એવો અર્થ કોઇ નહિ કરે, એવી ઉમેદ રાખું છું. વિનય વાપરવો એટલે આપણે આપણો ધર્મ છૂપાવવો એમ પણ નથી. વિનય વાપરવો એટલે આપણા પોતાના ધર્મ પર ચુસ્ત રહેતા છતાં બીજાના પ્રત્યે આદરભાવ રાખવો. હું તિલક કરૂં એટલે તિલક ન કરનારની મશ્કરી ન કરૂં. હું પૂર્વભણી પ્રાર્થના કરૂં એટલે પશ્ચિમ ભણી નિમાજ પઢનાર મુસલમાન ભાઇનો તિરસ્કાર ન કરૂં. મને સંસ્કૃત ઉચ્ચાર ન આવડે તેથી અરબ્બી ઉચ્ચારને વખોડી ન કહાડું. ખાદીવાદી પોતાની ખાદીની ટોપી પહેરતો છતો સોલા

*વિશ્વામિત્ર—ગાધીરાજાનો પુત્ર અને કન્યાકુબ્જ (કનોજ)નો રાજા, જાતે ક્ષત્રિય હતો પરંતુ પશુબળની તુચ્છતા જોતાં આત્મબળ પ્રાપ્ત કરવા માટે હજારો વર્ષ સુધી તપ કર્યું. ત્યારે તેમને રાજર્ષિ ઋષિ અને મહર્ષિ એમ ઉત્તરોત્તર પદ મળ્યાં; પણ પોતાના અવિનયને લીધે બ્રહ્મર્ષિ થઈ શકયા નહિ. છેવટે જ્યારે તે વિનયવાન્ થયા ત્યારે વસિષ્ઠ ઋષિએ તેમને બ્રહ્મર્ષિ શબ્દથી સંબોધ્યા હતા.

હૅટ પહેરનારની પ્રત્યે સહનશીલતાને પ્રેમ બતાવી શકે છે. ખાદીથી લદાયેલો માણસ જો પરદેશી કપડાં પહેરનારને ગાળ ભાંડવા મંડી જાય, તો તે પરદેશી કપડાંનો મોટો પ્રચાર કરનારો નીવડવાનો.

૧૨. જો આપણે આખા હિંદુસ્થાનને ખાદી પહેરવું કરી મૂકવા ઇચ્છતા હોઇએ તો આપણે ધીરજથી પરદેશી કપડાં વાપરનારને સમજાવવા જોઇશે. પરદેશી કપડાં ગમે તેટલાં વખોડીએ, પણ તે પહેરનારની સાથે તો મહોબતથી જ વર્તીએ. મરકી ભૂંડી છે, પણ મરકીથી પીડાતાનો ત્યાગ કરીએ તો આપણને પણ મરકીનો ચેપ લાગવાનો સંભવ છે. આપણે રોગનો નાશ ઇચ્છીએ, રોગીનો કદિ નહિ. પરદેશી કપડાં પહેરવાં એને આપણે રોગ માનીએ છીએ તો તે રોગથી પીડાતાની આપણે સેવા કરીએ. પરદેશી કપડાં પહેરનારા આપણને કાં રોગી ન માને ? ભલે માને. તેમ છતાં જો આપણે એકબીજાની સેવા જ કર્યા કરીશું તો કોઇને કોઈ દિવસે જેનું અજ્ઞાન હશે તે બહાર આવશે. એમ નહિ કરીએ તો ધર્મ અને અધર્મનો ભેદ આપણને કદિ નહિ જણાય.

૧૩. જ્યાં હુંપદ છે, ત્યાં અવિનય અને ઉદ્ધતાઇ છે. જ્યાં હુંપદ નથી, ત્યાં સભ્યતાની સાથે જ સ્વમાન છે. હુંપદવાળો શરીરનું અભિમાન રાખે છે. સ્વમાન જાળવનાર આત્માને ઓળખી તેની જ ચિંતા કરે છે, અને તે પાછળ શરીરને ગાળી નાંખવાને તૈયાર રહે છે. સ્વમાનના પૂજારી આ જગતમાં બધાની સાથે મિત્રભાવથી વર્તે છે, કેમકે તેને પોતાના માન જેટલું જ સહુનું માન પ્રિય લાગે છે. તે બધામાં પોતાને અને પોતામાં બધાને જુએ છે બીજાની જોડે પોતાને મૂકે છે. અહંકારી બધાથી અતડો રહે છે અને પોતાને બધાનો ઉપરી માની જગતનો કાજી થવા જતાં જગતની પાસેથી પોતાની હલકાઇનું માપ કઢાવી લે છે.

૧૪. અવિવેક એ ગુસ્સાની નિશાની છે. પ્રજા અત્યારે ગુસ્સામાં છે, બળી રહેલી છે, તેથી તેને કંઈ ગમતું નથી. પોતાનું દુઃખ મટાડે એવું કંઈ કરવાની પોતાની શક્તિ નથી એવો તેને મિથ્યા

વહેમ આવી ગયો છે. તેથી જે તેનું દુઃખ ભૂલાવે, એટલે કે ગુસ્સાના નિશાને બદલે બીજો કંઈ નિશો કરાવે તેને તે વળગે છે. તેથી આજકાલના અખબારોમાં મસાલાદાર લખાણોનો વધારો જોવામાં આવે છે. વળી વાંચવાનો વાયરો વધ્યો છે, તેથી લાંબા લખાણો વાંચવાની ટેવ પડી છે. આ બધાં નિશાનાં ચિહ્ન છે. યુરોપમાં કેટલાકને એવી ટેવ છે કે ઘડીએક પણ ચોપડી મૂકી જ શકતા નથી; આખો દહાડો જ્ઞાનવાર્તા તો ન જ વાંચી શકાય, તેથી 'શિલિંગ શૉકર'નો ઉપદ્રવ વધ્યો છે. 'શિલિંગ શૉકર' એટલે આઠ આનાની આપણને હલાવનારી નવલકથા. મર્યાદિત વાતો કરી આપણને હલાવાય નહિ, તેથી કાનના કીડા ખરી પડે એવી ભાષામાં ન બનવાજોગ વાતો લખી કેવળ પૈસાને જ ખાતર લખનારાઓ અને છાપનારાઓ માણસોને લલચાવે છે અને લાખો સ્ત્રીપુરુષોને આવાં 'શિલિંગ શૉકર' વાંચવાનો વ્યાધિ થઈ પડ્યો છે. આવા વ્યાધિમાં ઘેરાઇ જવાનો ભય આપણને પણ અત્યારે આવી પડ્યો છે. [ મસાલાદાર લખાણોમાં અથવા ભાષણોમાં અર્ધસત્ય હોય છે. એ વાંચીને કે સાંભળીને પ્રજા નિડર ન બને. ]

૧૫. નનામા કાગળો લખવાની આપણી અસભ્ય આદત બીજા દેશોના લોકો કરતાં વધારે હશે એમ મને જણાય છે. આપણે આપણા વિચારો જણાવતાં ડરીએ છીએ, શરમાઇએ છીએ. સાચા વિચારો જણાવતાં ડર શાનો? શરમ શાની? નનામા કાગળો લખનારને હજુ મારી ભલામણ છે કે તેમણે એ ટેવને છોડી દેવી. જે વિચારોની, જે ભાષાની, જવાબદારી ઉઠાવવા આપણે તૈયાર ન હોઇએ તે વિચારો બતાવવાનો કે તેવી ભાષા વાપરવાનો આપણને અધિકાર નથી.



## ૨૬. જાહેરપણાની બીક.

૧. હિંદુસ્થાનને વળગેલા અતિ દુષ્ટ રોગોમાંનો એક આપણામાંની જાહેરપણાની બીક છે. 'ભીંતને પણ કાન છે' કહી કોઇ કાલ્પનિક ભાવિસંકટથી ડર્યા કરીને આપણે બધી વાતો એકબીજાના કાનમાં મોં ઘાલીને કરીએ છીએ. આ હીન વસ્તુને બંગાળમાં મેં જેટલા દુઃખદાયી પ્રમાણમાં અનુભવી તેટલી બીજે ક્યાં યે નથી જોઇ. ત્યાં દરેક માણસ તમારી જોડે 'ખાનગી'માં જ વાત કરવા ઇચ્છે છે. નિર્દોષ નૌજવાનોને વાતચીત શરૂ કરતાં પહેલાં પોતાની વાત કોઇ ત્રીજું તો નથી સાંભળતું એ આશંકાએ આજુબાજુ નિહાળીને જોઇ લેતા ભાળીને મને અત્યંત ખેદ થયો છે. ત્યાં દરેક અજાણ્યો માણસ છૂપી પોલિસનો મનાય છે. અજાણ્યા માણસોથી સાવધાન રહેવા મને ચેતવણીઓ મળી છે. અને શહેર (કલકત્તા) માં મળેલી વિદ્યાર્થીઓની સભાનું પ્રમુખસ્થાન લેનાર વિદ્યાર્થી પણ છૂપી પોલિસ ખાતાનો જ માણસ હતો એમ મેં સાભળ્યું, ત્યારે તો મારા દુઃખનો પાર જ રહ્યો નહિ. વળી ઓછામાં ઓછા બે આગેવાન લોકનેતાઓનાં નામ તેઓ સરકારના છૂપા જાસૂસ હોવા તરીકે લેવાયાનું તો મને બરોબર યાદ છે.

૨. ઇશ્વરનો ઉપકાર છે કે હું તો આજ વર્ષો થયાં મારા વ્યવહારમાં—અને તેમાંયે રાજ્યપ્રકરણી બાબતોમાં તો ખાસ—છૂપાપણાને અને ખાનગીને ચોક્ખું પાપ માનતાં શીખ્યો છું. જો આપણે પરમેશ્વરને આપણા એકેએક વ્યવહારનો સાક્ષી સમજીએ છીએ તો આ પૃથ્વીતલ ઉપર આપણે કોઇથી કોઇ પણ વાતમાં ડરવાનું

પ્રયોજન છે જ નહિ, કારણ કે આપણા કિરતારની હાજરીમાં આપણે મેલા વિચાર બોલવા તો દૂર રહ્યા, કરી પણ કેમ શકીએ ?

૩. મેલી વાત જ અંધારૂં અને ગોપન શોધે છે. મનુષ્યસ્વભાવ મેલને જ ઢાંકવા–છૂપાવવા–તરફ છે. આપણે મેલી ચીજને અડકવા કે જોવા નથી ઇચ્છતા, આપણે એને આંખઅળગી કરવા ઉત્સુક રહીએ છીએ. એજ નિયમ આપણી વાણીમાં હોવો જોઇએ હું તો કહું છું કે આપણે જે વિચારોને દુનિયાની નજરથી છૂપાવવા માગીએ એવા વિચારો કરવા પણ ન જોઇએ.

૪. આ જાહેરપણાની બીકે આપણામાં નામર્દાઇ આણી છે અને આપણી વાણીને ભાંગીને દ્વિઅર્થી બનાવી દીધી છે. પ્રજાના શરીરમાં દુષ્ટમાં દુષ્ટ ક્ષય રોગની પેરે ઘર કરી બેઠેલા આ છૂપી પોલિસ ખાતાને દફનાવવાને ટૂંકામાં ટૂંકો રસ્તો એ જ છે કે આપણે મનના વિચાર પણ મોટેથી કરતાં શીખવું, આપણા એકેએક વિચાર બોલતાં થઈ જવું, કોઇની પણ જોડે ‘ ખાનગી ’ માં વાત કરવા ના પાડવી અને છૂપી પોલિસની બધી બીક છોડી દેવી. એ જાણે છે જ નહિ એમ જ માનીને ચાલવું, અને હરકોઇને આપણા બધા જ વિચારો અને બધા જ કાર્યક્રમો જાણવાના અધિકારી માનવા. મને અનુભવ છે કે મારા ભારેમાં ભારે વિચારો અને કાર્યો મેં જાહેર રીતે–ખુલ્લા અજવાળામાં–ઘડીને સુંદરમાં સુંદર પરિણામો નિપજાવ્યાં છે. મારી બાજુએ ડિટેકિટવોને બેઠેલા જોઇને હું કદિ એક ક્ષણ પણ ગભરાયો નથી. પ્રજા કદાચ નહિ પણ જાણતી હોય કે મારા હિંદુસ્થાનમાંના આખા વસવાટ દરમિયાન છૂપી પોલિસ હંમેશાં મારી પછવાડે રહેતી આવી છે, પણ એથી મારા મને કદિ ત્રાસ નથી માન્યો; એટલું જ નહિ પણ એવા માણસો પાસેથી વગરસંકોચે મેં મિત્રભાવે આપેલાં કામકાજ પણ લીધાં છે. કેટલાકોએ પોતાને મારી પાછળ રહેવું પડવા માટે મારાં આરી- માગી હશે.

૫. સામાન્ય રીતે આવા લોકોની હાજરીમાં આજસુધીમાં હું જે જે કાંઇ બોલ્યો હોઈશ તે બધું જ દુનિયાને જાહેર થઈ ચૂકયું છે. પરિણામે આજે એવી સ્થિતિ આવી ગઈ છે કે એ લોકો મારી આસપાસ છે કે નહિ એ પણ મારા ધ્યાનમાં નથી હોતું. આમ મારી હીલચાલ ઉપર દેખરેખ કરવા આવું છૂપું ખાતું રોકવામાં આજ સરકાર કેટલું ડહાપણ વાપરી રહી છે એ હું નથી કહી શકતો. મને લાગે છે કે આ લોકો માત્ર શિરસ્તાની રૂએ મારી જોડે ફરે છે. મને પોતાને તો એમનો છાંટાભાર ત્રાસ નથી થતો.

૬. આ મારા અનુભવની હું બંગાળના તેમ જ આખા હિંદુસ્થાનના પ્રત્યેક નૌજવાનને ભેટ કરૂં છું. આમાં કોઇએ એમ માનવાનું કારણ નથી કે મારી સ્પષ્ટતા નહિ, પણ મારા દેશમાંનો દરજ્જો મને પોલિસના ત્રાસમાંથી બચાવે છે. જે ઘડીએ તમે છૂપી પોલિસથી ગભરાવાનું છોડીને એ રીતે એને છૂપા જાસુસ તરીકે ગણવાની જ ના પાડશો તે જ ક્ષણેથી તેની હાજરીનો તમને ત્રાસ લાગવો બંધ થશે એ સમજાવું કઠણ નથી. આમ કાં તો થોડા જ વખતમાં સરકારને જ પોતાના છૂપા જાસૂસખાતાની શરમ આવશે અથવા તેમ નહિ થાય તો એ છૂપી પોલિસના માણસો જ એવા નાહકના અને નિરર્થક ધંધાથી કંટાળશે.

૭. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે. રોગના ઇલાજ કરતાં રોગનાં મૂળ તરફ એ વધારે લક્ષ આપે છે. છૂપી પોલિસખાતાની નીપજ આપણી ગોપનપ્રિયતામાંથી થયેલી છે. એ છૂપાપણાનો વાળીચોળીને ત્યાગ કરી દેવાથી જાસૂસખાતું એની મેળે જ બંધ પડશે છાપાનો કાયદો આપણામાંની આ નામર્દાઇના રોગની જ એક નિશાની છે. જો આપણે આપણા ઇરાદાઓ જાહેરપણે બેધડક બોલી બતાવતા થઇ જઇશું તો છાપાનો કાયદો એમનો એમ સૂકાઈ જશે. પહેલ કરનારાઓએ અલબત્ત સાહસ ખેડયું લેખાશે અને સહન કરવું પડશે. હું તો જો કોઈ પત્રનો તંત્રી પોતે જે વિચારો પસંદ કરતો હોય અગર પ્રગટ કરવા ઇચ્છતો

હોય તે છૂટથી—પરિણામની કશી બાક રાખ્યા વગર—છાપી ન શકતો હોય તો એવા વર્તમાનપત્રને જ સાફ બંધ કરી દેવું જ હજાર દરજ્જે વધૂ પસંદ કરૂં.

૮. અસહકારની પ્રવૃત્તિ વર્તમાનપત્રો તરફથી તેને મળનારી મદદનો ભલે ખુશીથી ઉપયોગ કરી લેતી હોય છતાં વસ્તુતઃ તે ર્તમાનપત્રોથી સ્વતંત્ર છે; સ્વતંત્ર રહેવી જોઇએ. આજે આપણે જે વિચારો છાપી રહ્યા છીએ તે ન છૂટકે જ છાપવા દેવામાં આવે છે એમાં તો જાણે શંકા જ નથી. અને એ વિચારોનો પ્રચાર પરિણામકારક નીવડવા લાગ્યો છે એમ જે ઘડીએ સરકાર જોશે તે જ ઘડીએ પોતાના જીવની ખાતર તેને અટકાવવાને તે વખતો વખત પ્રયત્ન કરશે, એ દેખીતું છે. આ સરકાર શું કે કોઇ પણ સરકાર શું–આપઘાત કરવા તૈયાર થાય એવી અપેક્ષા તો આપણે કેવી રીતે રાખીએ જ? એણે કાં તો સુધરવું રહ્યું, નહિ તો પોતાની આણ ન માનનારાઓને એણે દાબી દેવા રહ્યા.

૯. સામાન્ય રીતે આપણે ત્યાંના જેવી આપખુદ જૂલમી સરકારના અમલ હેઠળ તેનામાં સુધારણા થવાની અપેક્ષા રાખવા કરતાં તેના તરફથી દબાણ અને જૂલમની અપેક્ષા જ આપણે પહેલી રાખવી ઘટે. સરકારને પશ્ચાત્તાપ કરાવવા નહિ તો તેની જડ ઉખેડવા માગનારા વિચારોનો પ્રચાર અટકાવવાનું પગલું તો સરકારના શસ્ત્રાગારમાંનું એક સામાન્યમાં સામાન્ય શસ્ત્ર ગણાય. એ વાપરતાં તો સરકાર સહેજ પણ આંચકો નથી ખાવાની એમ માનીને આપણે ચાલવું ઘટે. આ સ્થિતિ વચ્ચે જો એકએક છાપાવાળાઓ નિર્ભય બની જાઇ પરિણામની છાંટાભાર દરકાર ન કરતા આવા વિચારોને પ્રગટ કરવાનો—કોઈ વાર આવા વિચારોની પોતે વિરુદ્ધ હોય તોપણ છાપાના જાપતાના કાયદાને ન ગણકારીને કેવળ છાપાનું છૂટાપણું સિદ્ધ કરવાની ખાતર પણ—નિર્ધાર ન કરે તો અને ત્યાંસુધી આપણા વિચારોનો પ્રચાર ચાલુ રાખવાના અને તે અટકવા ન દેવાના માર્ગ આપણે શોધવા જોઇએ.

પ્રજાને આપવા સારૂ જેની પાસે નવા વિચાર છે અગર તો હિંદુસ્થાનના રોગને માટે જેને કોઈ પણ અકસીર ઇલાજ કે બૂટી જડી છે એવો કોઇ પણ તંત્રી પોતાના એ વિચારને સહેજે લખી કહાડી શકે; બીજા સો માણસો તેની નકલો કરી શકે; અને બીજા અનેક લોકો હજારો લોકોને તે વાંચી સંભળાવી શકે. આમ ઓછામાં ઓછું અસહકારવાદી છાપાંવાળાઓ તરફથી તો હું એટલી આશા રાખી જ રહ્યો છું કે તેઓ પ્રેસઍકટની બધી બીક છોડીને–પ્રેસ ઍકટ જાણે છે જ નહિ એમ જ માનતા રહીને–પોતાના સર્વ વિચારો છૂટથી અને પૂરેપૂરી સ્વતંત્રતાપૂર્વક પ્રગટ કરવામાં બિલકુલ નહિ અચકાય અને પોતાના વિચારોને છૂપાવી રાખવામાં મહાપાપ સમજશે. એ રીતે પોતાના વિચારોને ગુંગળાવનારૂં છાપું ચલાવવું એ પોતાની શક્તિઓની કેવળ બરબાદી કર્યા સમાન છે. વર્તમાનપત્રના સંપાદકે પોતાના સારામાં સારા વિચારો ઉપર એવો દાબ કબૂલ રાખવો એ સંપાદકના ધંધા ઉપર પાણી ફેરવવા સમાન છે.



# ૨૭. સભ્યોની લાયકાત.

૧. મત આપનારાઓ, સભ્યોની લાયકાત જોવાના કરતાં તેઓનો મત આપનાર સાથેનો અંગત સંબંધ જુએ છે. આપણી કહેવત પ્રમાણે સભાસદોને ચૂંટવામાં વગે વાવણાં થાય છે. આપણે સભાના પ્રતિનિધિની ચૂંટણી વખતે આ આદતમાંથી શરૂઆતમાં જ નિકળી જઈશું તો એક ઢબ પડી જશે અને તે પ્રમાણે જ મત આપવાનો ભવિષ્યમાં રિવાજ પડશે. જો સભાનો આપણે સદુપયોગ કરવા ઇચ્છીએ તો આ રસ્તો જ આપણે પકડવો પડશે. મારી તો એવી પણ માન્યતા છે કે કોઇ મત આપનારાએ પક્ષોના ઝઘડામાં ન પડવું જોઇએ. અમુક ઉમેદવાર કયા પક્ષનો છે એ જાણવા કરતા કયા વિચારનો છે એ જાણવું આવશ્યક છે. એનું ચરિત્ર કેવું છે એ જાણી લેવું એ વળી એથી પણ વધારે અગત્યનું છે. ચારિત્ર્યવાન્ પુરુષ ગમે ત્યાં હશે ત્યાં આપણને શોભાવશે. તેની ભૂલો સહન કરવા જેવી હશે. ચારિત્ર્યહીનની મારફતે ઉચ્ચા પ્રકારની લોકસેવા હું અસંભવિત માનું છું. એટલે જો મારે ચૂંટણી કરવાની હોય તો ઘણા ઉમેદવારોમાં પ્રથમ તો હું સારામાં સારા કોણ છે એ શોધી લઉં અને પછી હું તેની ઉલટ તપાસ કરીને જાણી લઉં કે જે વડે દેશની ઉન્નતિ વહેલામાં વહેલી થઇ શકે એવા વિચારોને તે અનુકૂળ છે કે નહિ. તેથી હું નીચેના પ્રશ્નો પૂછું:—

૧. હાલ જે સ્વદેશી ચળવળ ચાલી રહેલી છે તેને તમે પસંદ કરો છો? અને સ્વદેશનું કાપડ સોંઘું થાય તેવી રીતે જે જે વસ્તુઓ જોઇએ તે તે વસ્તુઓ સોંઘી મળી શકે એવા પ્રયત્નો કરવા તૈયાર રહેશો?

૨. પ્રત્યેક પ્રાંતની ભાષામાં જ પ્રત્યેક પ્રાંતની પ્રવૃત્તિઓ ચાલવી જોઇએ અને રાષ્ટ્રની પ્રવૃત્તિઓને સારૂ રાષ્ટ્રીય ભાષા હિંદુસ્થાની એટલે હિંદીઉર્દુનું મિશ્રણ હોવી જોઇએ એમ તમે માનો છો? અને જો માનતા હો તો પ્રાંતની ભાષામાં બની શકે તેટલો પ્રાંતનો કારભાર ચલાવવા અને રાષ્ટ્રનો કારભાર રાષ્ટ્રીય ભાષામાં ચલાવવા તમે સતત પ્રયત્ન કરશો?

૩. જ્યારે અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યારે અંગ્રેજી અમલદારોએ લોકોની સગવડ કરતાં અમલ ચલાવવાની સગવડનો વધારે ખ્યાલ રાખીને હિંદુસ્થાનના ભાગ ભાષા પ્રમાણે કરવાને બદલે અમલદારોની સગવડ પ્રમાણે કર્યા તેથી દેશને બહુ નુકસાન થયું છે એમ તમે માનો છો? અને જો માનતા હો તો ભાષા પ્રમાણે પ્રાંતોના નવેસર વિભાગ વહેલામાં વહેલા થઇ શકે એવો પ્રયત્ન કરશો?

૪. તમે માનો છો કે હિંદુ–મુસલમાનની એકતા વિના હિંદુસ્તાનની ઉન્નતિ બિલકુલ સંભવતી નથી? અને જો એમ માનતા હો તો ખિલાફતના સવાલમાં તમે હિંદુ હો તો મુસલમાનોને બધી યોગ્ય મદદ દેવા તૈયાર છો?

૨. આમ હું આવા ચાર પ્રશ્નો તો જરૂર પૂછું અને તેનો મને સંતોષકારક જવાબ મળે તો હું મારો મત આપું. મને આ ચાર પ્રશ્નો બહુ વજનદાર અને અગત્યના લાગવાથી હું તે પ્રશ્નો પૂછું. મત આપનારને આમાંના કોઈ પ્રશ્નો જરૂરના ન જણાય તો એ ભલે ન પૂછે. એને પોતાને વધારે અગત્યના જણાય તે ભલે પૂછે. કયા પ્રશ્નો પૂછવા એ અહીં સવાલ નથી પણ આપણે હિંદુસ્થાનની ચડતીને સારૂ જે જે વસ્તુઓની આવશ્યકતા કલ્પેલી હોય તે તે વસ્તુઓ આપણા પ્રતિનિધિની પાસે કરાવવાને સારૂ

તેનો અભિપ્રાય જાણી લેવો એ જરૂરનું છે. એ સવાલ અહીં હું ચર્ચી રહ્યો છું. મત આપનારની તટસ્થતા, સ્વતંત્રતા, તેનું પ્રામાણિકપણું, તેની બુદ્ધિની જાગૃતિ, એ હિંદુસ્થાનને આ સંધ્યાને સમયે અતિ આવશ્યક છે એ બતાવવાનો મારો પ્રયત્ન છે. મત આપનાર રાષ્ટ્રની પ્રવૃત્તિમાં કંઇ પણ ભાગ ન લે, તેમાં શું શું ચાલે છે એ જાણે નહિ, વિચારે નહિ, પણ પોતાના સગાંને કે પોતાને જેની ઓથ છે અથવા જેની ગરજ છે તેને જ એ પોતાનો મત આપે તો તેથી હિંદુસ્થાનનું ભલું થવાને બદલે હિંદુસ્થાનનું ભૂંડું થાય એ બતાવવા ઇચ્છું છું.

૩. હવે માનીએ કે કયા પ્રશ્નો પૂછવા એ આપણે નિશ્ચય કરી લીધો, એ પ્રશ્નો પૂછી લીધા અને એ પ્રશ્નોનો ઉત્તર આપણને સંતોષકારક રીતે ન મળી શકે અથવા તો સંતોષકારક ઉત્તર આપનાર ચારિત્ર્યવાન્ ઉમેદવાર નથી એમ આપણને લાગે તો આપણું શું કર્તવ્ય છે એ પ્રશ્ન તપાસવો રહ્યો. જ્યાં મત આપવાની પ્રથા ઘણા કાળથી ચાલતી આવેલી છે ત્યાં અનુભવથી મત આપનારાઓએ જોયું છે કે જ્યારે તેમને અનુકૂળ પડે એવો પ્રતિનિધિ ન મળે ત્યારે તેઓ પોતાનો મત ન નોંધાવીને પોતાની સત્તાનો પૂરો ઉપયોગ કરી લે છે. જ્યાં કોઈ પ્રતિનિધિ અનુકૂળ નથી ત્યાં 'નહિ મામા કરતાં કાંણો મામો સારો' એ ન્યાય લાગુ પડતો નથી. પણ આપણે કોઇને મત નહિ આપીને પૂરેપૂરી અસર ઉપજાવી શકીએ છીએ.

૪. કોઇ એમ કહેશે કે મત આપનારા બેસી રહેશે અને મત આપનારાઓનો મત લઇને ગમે તે માણસો તો દાખલ થઇ જ જવાના. થોડે અંશે આ વાત સાચી છે. પણ એમ માની લ્યો કે કોઇ ગામમાં ઉમેદવારો કેવળ મદ્યાદિનું સેવન કરનારા જ હોવાથી પીઢ માણસોએ તેઓને મત નહિ આપ્યા અને ઉમેદવારો પોતાના જેવાઓનો મત મેળવીને પ્રતિનિધિ બન્યા. એવાનું વજન સભામાં કેટલું પડવાનું ? અલબત્ત તેઓનો એકડો મીંડું નહિ ગણાય,

પણ એઓનાં ભાષણનું, એઓનાં અભિપ્રાયનું કશું વજન સભામાં પડી શકવાનું નથી, એટલું જ નહિ પણ જ્યારે મત આપનારાઓએ દઢતાપૂર્વક એક સમયે પોતે પસંદ કરી શકે એવો પ્રતિનિધિ ન જોયો હોય ત્યારે તેઓ ઘટિત પગલાં ભરી બીજે સમયે યોગ્ય પ્રતિનિધિને શોધી કહાડી પોતાના મતથી તેને ચૂંટશે અને આમ કરીને પોતાના ગામને કે શહેરને શોભાવી શકશે.

૫. જ્યાં રાષ્ટ્રીય જીવન જીવંત દશામાં હોય છે ત્યાં લોકો દરેક પ્રવૃત્તિને સમજે છે અને પોતાની આસપાસનું વાતાવરણ શુદ્ધ કરવા અને રાખવાને ખૂબ મથ્યા કરે છે. એટલે ઇરાદાપૂર્વક અને જ્ઞાનપૂર્વક મત નહિ નોંધાવવાના પ્રસંગો કોઈ કોઇ વખતે મત આપનારને આવ્યા જ કરશે એમ અનુભવે સહુ જ્ઞાનવાન્ અને વિચારવાન્ મત આપનાર જોઇ શકશે. તેથી જ્યારે પોતાને અનુકૂળ પ્રતિનિધિ ન જોવામાં આવે ત્યારે મત આપનારાઓ નીડર રહી પોતાનો મત આપવાનું માંડી વાળશે એવી મારી ઉમેદ છે; અને જો મત આપશે તો તેઓ નિષ્પક્ષપાતે પાત્ર પુરુષને જ આપશે એમ હું માની લઉં છું.

૬. [યોગ્ય પુરુષને મત આપવાથી જ મતનો સદુપયોગ થયો કહેવાય] કેમકે જેમ સારામાં સારો અસ્ત્રો તે નાદાન હજામના હાથમાં કંઇ જ કામનો નથી તેમ સારામાં સારૂં બંધારણ સ્વાર્થી કે અજ્ઞાની માણસોના હાથમાં નકામું થઈ પડવાનું છે. જેમ સારો કારીગર નઠારાં ઓજારથી પણ નભાવી લે છે અને નઠારાં ઓજારને સારાં પણ કરી શકે છે તેમ ખરા સેવકોના હાથમાં નઠારૂં બંધારણ પણ પ્રજાને લાભદાયક બની શકશે.

# ૨૮. સભાઓમાં વ્યવસ્થા અને વર્તન.



૧. આપણો અનુભવ એમ બતાવે છે કે આપણે સભાઓને અંગે કેટલુંક નકામું ખર્ચ કરીએ છીએ. પશ્ચિમનું અનુકરણ આપણે હંમેશાં ઘણી બાબતમાં વગર વિચારે કરીને દેશને બહુ નુકસાન પહોંચાડીએ છીએ. ખરૂં જોતાં આપણી પશ્ચિમની માહિતી પણ ઓછી જ છે. પશ્ચિમ એટલે ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ, જર્મની—આ દેશો ઘણા આબાદ છે. તેમની આબાદીની સાથે આપણે મુદ્દલ હરિફાઇ કરી શકતા નથી. જે ખર્ચ તેઓને પાલવે તે ખર્ચ હિંદુસ્થાન કોઇ પણ પ્રકારે કરવાને શક્તિમાન્ નથી. તેથી આપણે હિંદુસ્થાનનાં હવાપાણી, હિંદુસ્થાનની આર્થિક સ્થિતિ અને હિંદુસ્થાનના રીતરિવાજોનો વિચાર કરીને જ સભાઓની યોજના કરવી ઘટે છે. એ દૃષ્ટિએ વિચારતાં મંડપો ઉપર અને અસંખ્ય ધજાપતાકામાં હજારો રૂપિયાનું ખર્ચ કરવું આપણે પસંદ કરી શકતા નથી. સ્વચ્છતા અને સગવડ જાળવી શકાય ત્યાં સૌંદર્ય સહેજે મળી આવે છે.

૨. જો સ્વચ્છ અને ખુલ્લું મેદાન હોય અને તેમાં પુષ્કળ ઝાડો યોગ્ય સ્થળે મળી આવે તો એના જેવો બીજો મંડપ આપણી કલ્પનામાં આવી શકતો નથી. આપણે લાખો માણસોની હાજરી આપણી પરિષદોમાં ઇચ્છીએ છીએ. ન ઇચ્છતા હોઇએ તો ઇચ્છવી જોઇએ. લાખો માણસને સારૂ વિલાયતમાં પણ મંડપો

રચવામાં નથી આવતા. પ્રમુખ અને કેટલાક આગેવાનોને સારૂ મધ્યમાં એક માંચડો ગોઠવીને આસપાસ કુંડાળામાં જનસમાજને સારૂ ભોંય પર બેસવાની ગોઠવણ કરવામાં આવે છે. તેઓ ઓછી જગ્યામાં બેસી શકે, ઘણા માણસો માંચડા ઉપરથી થતાં ભાષણો સાંભળી શકે અને આવી રચના બહુ ઓછે ખરચે કરી શકાય. જ્યાં હજારો માણસો ભેળા થાય ત્યાં તેઓને આપણે લાંબો વખત રોકી શકતા નથી. પરિષદોનું મુખ્ય કામ કમિટીમાં જ હોવું જોઇએ. તેમાં તૈયાર થયેલા ઠરાવો અને વિચારો ઓછામાં ઓછા શબ્દોમાં, લોકો સમજી શકે એવી સરળ અને આડંબરરહિત ભાષામાં મૂકાવા જોઇએ. આટલું કરવાને સારૂ આપણે સવારના સાતથી નવ અને સાંજના પાંચથી સાત વાગ્યા સુધી મળીને પરિષદનું કામ આટોપી શકીએ છીએ અને કમિટીને સારૂ વધારે વખત બચાવી શકીએ છીએ. જો આવે સમયે પણ તડકાની ધાસ્તી લાગે તો બત્તીઓ લાવીને સાંજના છથી નવ સુધી અથવા તો તેથી પણ મોડી સાંજે મળીને ઘણી સહેલાઇથી પરિષદનું કામ ઉકેલી શકીએ છીએ.

૩. આપણામાં સવારના વહેલી સભાઓ બોલાવવાની પ્રથા હજુ વધારે લોકપ્રિય બનાવવાની જરૂર છે. ઉનાળાના દહાડામાં તો ખસુસ કરીને સભાઓ વહેલી સવારે જ કરવી જોઇએ. સભાની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે એક પણ બાબત આપણે ભૂલેલા ન હોઇએ. ખાવાની, રહેવાની, ન્હાવાની, સ્વચ્છતાની સગવડો પૂરી હોય. કચરાને ઠેકાણે કચરો, પાણીને ઠેકાણે પાણી. કચરો, પાણી, મેલું વિગેરે બહુ ભરાતાં છતાં જ્યાં જુઓ ત્યાં સ્વચ્છતા. પાણીનાં ખાબોચિયાં કયાંય નજરે ન આવે. મેલું બધા કરે છતાં જ્યાં જુઓ ત્યાં ચોકખું. આ તો શરીરનો પ્રથમ ધર્મ, અને આપણે બધા શરીરી મળવાના; તેથી પ્રથમ નજર સ્વચ્છતા તરફ જવી જોઇએ.

૪. કારભાર ચલાવવાની ક્રિયા જે સભામાં થવાની હોય તે જોવાને જ જો હજારો માણસો એકઠાં થવા માગે તો તેઓની વ્યવસ્થા કરવી એ જ મોટામાં મોટો કારભાર થઇ પડે. તેથી સભા જ્યારે કારભાર ચલાવતી કે ઘડતી હોય ત્યારે તે જોવાની ઇચ્છા ઘણાં માણસોએ કરવી ન જ જોઇએ.

૫. લોકોને પ્રથમથી જ પત્રિકાઓથી, ભાષણોથી કેળવી દેવા જોઈએ, કે તેઓ કયાંય અવાજો ન કરે, ટોળેટોળાં મળી ઉભાં ન રહે, સ્વયંસેવકોની સૂચનાઓ માને, જ્યાં મનાઇ હોય અથવા જ્યાં મનાઇ કરે, ત્યાં ન જાય, જ્યાં જાય ત્યાં બીજાને સંકોચે નહિ, ઉપરાઉપરી પડે નહિ. સંઘમાં રહેવાની આવડતનાં આ બધાં લક્ષણ છે.

૬. સ્વયંસેવકો ગરીબને પણ તુંકારે ન બોલાવે, સહુને સૂચના સિપાઇની જેમ હૂકમ કરી ન કરે, પણ વિનયથી જે કહેવું હોય તે કહે. સ્વયંસેવકોની રીત સામાન્ય સિપાઇથી ઉલટી હોય.

૭. બધા ખાદી પહેરીને જ આવે એવી આપણે આશા રાખીએ, સભ્યો પ્રતિનિધિઓ સૌ ખાદી પહેરીને જ આવે, પણ મેમાન અને મુસાફર, તમાશગીર ગમે તે પોષાકમાં આવ્યા હોય તેનું કોઇ અપમાન ન કરે. સહકારી ગણાતા હોય તેનું પણ સહુ વિનયપૂર્વક સાંભળે. બાળક સરખાને પણ કોઇ ન અડકે. કોઈનાં કપડાંનો કોઈ સ્પર્શ ન કરે. ‘દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન’ એ કવિતા આ રાજ્યને વિષે તો ખોટી પડી, પણ સ્વરાજ્યને વિષે ખોટી ન પડે એવું આપણે બતાવી આપવાનું રહ્યું.

૮. મારા જેવા દરદીને સારૂ સભામાં ખુરશી રાખવામાં આવે છે, તે બદલીને હવે આપણે પુરાણી બાજઠ દાખલ કરવી જોઇએ. જ્યાં બધા ભોંયે કે ઓટલે બેઠા હોય છે ત્યાં વચમાં એક ખુરશી જરાએ દીપતી નથી. ખુરશી એ માનની નિશાની નથી એ આપણે સિદ્ધ કરી મૂકવું જોઇએ. એક જગ્યાએ ખુરશીથી

ગેરસમજ થઈ હતી. ત્યાં બે જ ખુરશીઓ હતી; એક મારે સારૂ બોલવાની અને બીજી પ્રમુખની. હવે એક અજાણ્યા ગૃહસ્થ જરા સભાના શરૂ થયા પછી આવ્યા. સહુ નીચે જ બેઠા તો હતા, પણ આ ગૃહસ્થને લાગ્યું કે જો તે નીચે બેસે તો પોતાનું અપમાન પોતે જ વ્હોરી લીધા બરોબર થાય. હું સમજી ગયો. તેને એમાં કશું અપમાન નહોતું એ કહીને સમજાવવું મને યોગ્ય ન લાગ્યું. મેં તરત જ ટેબલ ઉપર બેસી મારી ખુરશી ખાલી કરી. જો મારે સારૂ બાજઠ જ હોત તો ઉપરની મુશ્કેલી ઉભી જ ન થાત. વાત નજીવી છે પણ તેમાં સાર ઠીક ઠીક રહ્યો છે.

૯. સભામાં દરેક સ્ત્રીપુરુષનો ધર્મ શાંતિ જાળવવાનો છે. એમનો ધર્મ છે કે કોઈ દીવાનો થઈ ગુસ્સામાં હુમલો કરે તો તે સહન કરવો. હુમલો ન કરવો, ગાળાગાળી ન કરવી, ઘુમરાણ ન કરવું, બહાર હોય તેણે અંદર આવવા પ્રયત્ન ન કરવો, પણ એક ચિત્તે સાંભળવુ, વિચારવું, બરોબર લાગે તે વર્તનમાં ઉતારવું, બાકીનું ત્યાગવું. આટલો વ્યાવહારિક ધર્મ પાળવાને આપણે લાયક નથી બન્યા. બે ચાર વરસાદના છાંટામાં આપણે શાંતિ ન રાખીએ, તો ઘણા ધારીઆં અને લાકડીઓમાં કોઈ દીવાનો બની તોફાન કરે, તોપણ આપણે નાશીએ. પછી સ્ત્રીઓનું રક્ષણ ન કરી શકીએ—આપણું માન ન રાખી શકીએ. આપણને માણસનો વિશ્વાસ હોવો જોઇએ. કોઈ લાકડી અને ધારીઆંથી મારવાનું નથી, પણ જેમ અનેક વ્યાધિઓ આવે છે, તેમ કોઇ દીવાનો મારી બેસે તોપણ ડાહ્યાએ ખામોશ પકડવી એ એનો ધર્મ છે. ક્ષત્રિયનો ધર્મ કોઈ ગાળો દે—લાકડી મારે—ધારીઉં મારે તો તેને સામું મારવામાં નહિ પણ સહન કરવામાં છે. ક્ષત્રિયનો ધર્મ ન ભાગવાનો છે; એનો ધર્મ મારવાનો નહિ, પણ મરવાનો અને મરીને જીવવાનો છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે કોઇ પણ મારીને બીજાની રક્ષા નથી કરતું; પણ મારનાર મરવાની તૈયારી કરે છે, અને મરવાની પૂરી શક્તિ નથી, તેથી

મારીને મરે છે. જેટલે દરજ્જે તે તલવાર ઉગામે છે તેટલો એ ઓછો ક્ષત્રિય છે.

૧૦. પ્રેમ કંઈ પરાણે બતાવાતો નથી. સભામાં ચૂપ રહેવું એ પણ શુદ્ધ-પ્રેમ-અદબ-ની નિશાની છે એમ લોકોને સમજાવવામાં આવે તો તેઓ તો સમજી જાય એમ છે. [ અવાજોથી શાંતિમાં ભંગાણ પડે છે અને વક્તા શ્રોતા વચ્ચે અંતરાય થાય છે. ] તેથી હું જોઉં છું કે આ આપણા શાંતિમય યુદ્ધમાં જયઘોષોને અવકાશ જ નથી. અથવા તો છે તો યોગ્ય રીતે યોગ્ય વખતે અને ઓછામાં ઓછી વેળા. મહાત્મા ગાંધી કી જે' અને એવા જ બીજા પોકારોની સખ્ત બંધી હોવી જોઇએ. આવા કશા જ પોકારો વગર આપણી સભાઓ ચલાવવાને આપણે શક્તિમાન્ થવું જોઇએ અને તેવા પોકારો વગર મોટમોટા શ્રોતૃસમુદાય આપણી સભાઓમાં એકઠા ન થઇ શકતા હોય તો તે પણ ઈષ્ટ જ છે. જે તાલુકો કે જીલ્લો આવા અંકુશ હેઠળ ન આણી શકાય તેને કાયદાના સવિનય ભંગની બાબતમાં હું નાલાયક ગણું.

૧૧. કામનો આરંભ આપણે ઇશ્વર ભજનથી કરીએ. મને ઉમેદ છે કે તે ઉપર દરેક ભાઇ અને બહેન વિચાર કરશે. ભજનોનો સૂર તો સરસ જ હોય. પણ એ સૂર ઉપર હું તમારૂં ધ્યાન નથી ખેંચતો. એ સૂરની પાછળ જે મીઠાશ રહેલી છે, જે અર્થ રહેલો છે તેની તરફ હું તમારૂં ધ્યાન ખેંચવાને ઇચ્છું છું. બન્નેમાંથી આપણે જોઇશું તો એ દેખાય છે કે એક તરફથી જીવ અને બીજી તરફથી શિવ એ બેની વચ્ચે, એક તરફથી મનુષ્યપ્રાણી પામર સ્ત્રી અને પુરુષ, અને બીજી તરફ મહાન્ ઇશ્વર એ બે વચ્ચે મોટો તફાવત રહેલો છે. એક પણ વસ્તુ ઇશ્વરની ઇચ્છા વિના કરી શકાતી નથી. ઇશ્વર એ એવું પરમ મહાન્ તત્ત્વ છે કે જેને આધીન રહીને આપણે વર્તવું જ પડે છે, જેની સામે આપણો સત્યાગ્રહ કે દુરાગ્રહ કંઇ જ ચાલતો નથી, જે સર્વવ્યાપી છે, સર્વજ્ઞ છે, બધું જાણે છે. તેથી ભજનમાં

કહેવું કે હે ઇશ્વર, તું કેવો મહાન્ અને હું કેવો પામર ગમાર? મારા જેવા પામરને અહંકાર શું, અભિમાન શું? આપણું એક જ કર્તવ્ય હોઇ શકે, પ્રભુનું નામ લેવું. સૂતાં, બેસતાં, જમતાં પ્રત્યેક ક્રિયા કરતાં કરતાં પ્રભુનું જ નામ લેવું. આપણાં શાસ્ત્રોમાં અને ભજનોમાં એમ જ લખેલું છે. બધા માણસોનો અનુભવ પણ એ જ વાત કહે છે. એથી જ આપણે સભાનું કાર્ય ઇશ્વરની પ્રાર્થનાથી શરૂ કરીએ છીએ.

૧૨. સ્વાગત મંડળનાં અને પ્રમુખનાં ભાષણો એટલાં લાંબાં હોય છે કે તે વાંચી સંભળાવવાં એ કોઇ પણ પ્રસંગે જૂલમ કરવા જેવું છે. પણ ૧૫૦૦૦ માણસોની આગળ લાંબાં વ્યાખ્યાનો વાંચવાં એ તો ધાતકીપણું જ કહેવાય. છતાં ભાષણો લાંબાં તો હોય જ. ઘણા વિષયોનું ઠીક વિવેચન કરતાં ઘણાં પાનાં ભરાય એ સ્વાભાવિક છે. ત્યારે શું ઉપાય કરવો? મને તો લાગે છે કે આ બન્ને ભાષણો હિંદુસ્થાનીમાં (ઉર્દુ તથા દેવનાગરી લિપિમાં) અંગ્રેજીમાં અને જે પ્રાંતમાં કૉંગ્રેસ મળે તે પ્રાંતની ભાષામાં જરૂર પ્રમાણે છપાવાં જોઇએ અને પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો મંડપમાં દાખલ થાય તેના પહેલાં દરવાજા આગળ જ તેઓને તે મળવાં જોઇએ. પછી અરધા કલાકની અંદર. બન્નેના ભાષણોનો સાર બન્ને વાંચી સંભળાવે અથવા કહી જાય એ યોગ્ય ગણાય.

૧૩. આપણા વિરોધીઓને આપણી સભાઓમાં નોતરીએ, તેમનું કહેવું ધીરજથી અને અદબથી સાંભળીએ, આપણે તેમને વિષે બોલતાં તેમની બદબોઇ ન કરીએ, આપણે તેમના નામો આવે ત્યારે શરમના પોકારો ન કરીએ, આપણે તેમને આપણા મતના લોકોને કરીએ તેટલી જ ઉત્સુકતાથી રોજના વ્યાવહારમાં મદદ કરીએ. આપણે એમની જોડે અસહકાર એટલા પૂરતો જ કરીએ કે રાજ્યદ્વારી બાબતોમાં તેમને મદદ ન કરીએ અગર તો તેમાં સાથ

ન દઇએ. ઉશ્કેરણી થાય એવાં ભાષણો આપણે હરગીઝ ન કરીએ.

૧૪. [ કોઇની લાગણી દુઃખાય તેવાં અથવા ઠેકાણાં વગરનાં ભાષણો બંધ કરાવવાનો અને સભાને નિયમમાં રાખવાનો હક્ક એક નિષ્પક્ષપાત વ્યક્તિને હોય છે. તે સ્પીકર તરીકે ઓળખાય છે. ] સભાનો પ્રમુખ તો પક્ષપાતી હોઈ શકે, પણ સ્પીકરને તો એવો અધિકાર જ નથી. સ્પીકર તો માત્ર સભાને નિયમ પ્રમાણે ચલાવવાને સારૂ જ નીમાય છે. સ્પીકરને પોતાનો અભિપ્રાય આપવાનો હક્ક જ નથી.

૧૫. [ ફકત વ્યવસ્થિત સભાઓ ભરીને જ આપણે સંતોષ માનીએ તો આપણે એક પણ ડગલું આગળ વધવાના નથી. ] પણ જો આપણે સ્વરાજ્યની ચળવળ સભાઓ ભરીને જ કરીએ તો પ્રજાને હાની થવાનો સંભવ છે. મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને અને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.

૧૬. સભાઓ ભરાઈ વીખરાઇ જઈ પોતાની પાછળ કાર્યકારી મંડળ મૂકતી જોવામાં આવતી નથી, અથવા જો કાર્યકારી મંડળ મૂકવામાં આવે છે તો તેમાં પોતાના ધંધામાંથી બચતા વખતમાં કામ કરનારા હોય છે. આપણને જરૂરનું તો એ છે કે સભાના ઠરાવોનો અમલ કરવો એને જેઓ પોતાનો મુખ્ય અને ખાસ ધંધો ગણી શકે તેવા માણસો જોઇએ. આવા માણસો ઘણા હોય ત્યારે જ સભાઓમાં કાર્ય શોભી નિકળવાનાં, ત્યારે જ ફળદાયી થવાનાં.



# ૨૯. પશ્ચિમના સુધારાનો પવન.

૧. કોઈ પણ માણસ પોતાની વિરુદ્ધ વાત કરે એવું ભાગ્યે જ બને છે. કહેવાતા સુધારામાં મોહ પામેલા માણસ તેની સામે નહિ લખે પણ તેને ટેકો મળે એવી વાતો અને દલીલો શોધી કહાડશે. આ તેઓ જાણી જોઇને કરે છે એમ પણ નથી. તેઓ જે લખે છે તે પોતે માને છે. નિદ્રાવશ થયેલો માણસ પોતાને સ્વપ્નુ આવે છે તે ખરૂં જ માને છે. જ્યારે તેની ઊંઘ ઉડે, ત્યારે જ તેને પોતાની ભૂલ માલૂમ પડે છે. આવી દશા સુધારાવશ માણસની છે. આપણે જે કાંઈ વાંચીએ છીએ તેમાંનું ઘણું સુધારાના હિમાયતીનાં લખાણ હોય છે. તેમાં બહુ હોંશિયાર અને ભલા માણસો પણ છે. તેઓનાં લખાણથી આપણે અંજાઇ જઇએ છીએ. આમ એક પછી એક માણસ ફસાતા જાય છે.

૨. પ્રથમ તો સુધારો એ નામ કઇ સ્થિતિને આપવામાં આવે છે, તે આપણે વિચારીએ. આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહારની શોધમાં, અને શરીર સુખમાં સાર્થક અને પુરુષાર્થ માને છે. તેના દાખલા લઇએ. સો વર્ષ પહેલાં જેવાં ઘરમાં યુરોપના લોકો રહેતા હતા, તેના કરતાં હાલ વધારે સરસ ઘરમાં તેઓ રહે છે. આ સુધારાની નિશાની ગણાય છે. આમાં શરીર સુખની વાત રહેલી છે.

૩. અગાઉ માણસો ચામડાનાં વસ્ત્ર પહેરતા અને ભાલાં વાપરતા. હવે તેઓ મોટા લેંઘા પહેરે છે; અને શરીર શૃંગારને સારૂ તરેહવાર કપડાં બનાવે છે. તથા ભાલાંને બદલે એક પછી એક પાંચ ઘા કરી શકે એવી ચક્કરવાળી બંદુકડી વાપરે છે. તે

સુધારાની નિશાની છે. કોઇ મુલકના માણસ જોડા વિગેરે ન પહેરતા હોય તે જ્યારે યુરોપનાં કપડાં પહેરતાં શીખે છે, ત્યારે જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવેલાં ગણાય છે.

૪. અગાઉ યુરોપમાં માણસો સાધારણ હળથી પોતાના જોગી જમીન જાત મહેનતથી ખેડતાં તેને બદલે હાલ વરાળયંત્રોથી હળ ચલાવી એક માણસ ઘણી જમીન ખેડી શકે છે અને ખૂબ પૈસો એકઠો કરી શકે છે. તે સુધારાની નિશાની ગણાય છે.

૫. અગાઉ માણસો કોક જ પુસ્તકો લખતાં તે અમૂલ્ય ગણાતાં. આજે જેને જેવું ફાવે તેવું લખે છે અને છાપે છે. તથા લોકનાં મન ભમાવે છે. આ સુધારાની નિશાની છે.

૬. અગાઉ માણસો ગાડા વાટે દહાડાની બાર ગાઉની મજલ કરતા, હાલ રેલ ગાડીથી ચારસો ગાઉની મજલ કરી શકે છે. આ તો સુધારાની ટોચ ગણાઈ છે. હજી જેમ સુધારો વધતો જાય છે તેમ એવું ધારવામાં આવે છે કે માણસો હવાઇ વિમાનથી * મુસાફરી કરશે, અને થોડા કલાકમાં દુનિયાના ગમે તે ભાગમાં જઇ પહોંચશે. માણસોને હાથ પગ નહિ વાપરવા પડે. એક બટન ચાંપશે ત્યારે તેને પહેરવાનો પોષાક આવી મળશે. બીજું બટન ચાંપશે ત્યારે તેને છાપાં આવશે. ત્રીજું બટન ચાંપશે ત્યારે ગાડી તૈયાર થઇ જશે. નિત્ય નવાં ભોજન મળશે. હાથ તથા પગનો ખપ જ નહિ પડે. બધું સંચાથી જ કામ લેવાશે.

૭. અગાઉ માણસો જ્યારે લડવા માગતા ત્યારે એક બીજાનું શરીર બળ અજમાવતાં. હવે તો તોપના એક ગોળાથી હજારો માણસના જાન લઇ શકાય છે. આ સુધારાની નિશાની છે.

૮. અગાઉ લોકો ખુલ્લી હવામાં પોતાને ઠીક પડે તેટલું સ્વતંત્ર પણે કામ કરતાં. હવે હજારો મજુરો પોતાના ગુજરાનની ખાતર

* આધુનિક હવાઈ વિમાનની ઝડપ વધુમાં વધુ એક કલાકે ૧૫૦ માઈલની છે.

એકઠા મળી મોટા કારખાનાઓમાં કે ખાણોમાં કામ કરે છે. તેઓની દશા જાનવર કરતાં હલકી થઇ પડી છે. તેઓને સીસા વિગેરેના કારખાનામાં જાનની ખુવારી કરી કામ કરવું પડે છે. આનો ભોગ પૈસાદાર માણસોને મળે છે.

૯. અગાઉ માણસોને મારી ગુલામ કરતા. હાલ માણસોને પૈસાની કે કે ભોગની લાલચ આપી ગુલામ બનાવે છે, અગાઉ લોકોમાં દરદ નહોતા, તેવા દરદો પેદા થયા છે, અને તેની સાથે દાક્તરો શોધ કરવા લાગ્યા છે કે તે દરદો કેમ મટાડવાં. આમ કરતાં ઇસ્પીતાલો વધી છે. તે સુધારાની નિશાની ગણાય છે.

૧૦. અગાઉ કાગળો લખતા ત્યારે ખસૂસ ખેપીઆ જતા અને બહુ ખર્ચે તેવું બની શકતું. આજે મારે કોઇને ગાળ ભાંડવાનો કાગળ લખવો હોય તો એક દોઢીએ [હાલ અત્યારે બે દોઢીએ] હું ગાળ કહાડી શકું છું. કોઇને મારે શાબાશી આપવી હોય તો તે પણ હું તેટલી જ કિમ્મતે પહોંચાડી શકું છું. આ સુધારાની નિશાની છે.

૧૧. આગાઉ માણસો બેથી ત્રણ વખત ખાતા અને તે પણ હાથે પકાવેલી રોટી અને થોડી તરકારી હોય તો તે. હવે બબે કલાકે ખાવાનું જોઇએ. અને તે એટલે દરજ્જે કે ખાવામાંથી લોકો નવરા જ નથી થતા. હવે કેટલું કહું! આ બધું તમે ગમે તે પુસ્તકમાં જોઈ શકો છો. સુધારાની આ બધી ખરી નિશાની છે, અને જો કોઈ પણ માણસ તેથી જુદી વાત સમજે તો તે ભોળો છે, એમ ચોક્કસ માનજો.

૧૨. સુધારો તો હું જણાવી ગયો તેજ ગણાય છે. તેમાં નીતિ કે ધર્મની વાત છે જ નહિ. સુધારાના હિમાયતી ચોકખી વાત કરે છે કે લોકોને ધર્મ શિખવવાનું કામ તેમનું નથી. અને ધર્મ તો કેટલાક ઢોંગ છે એમ માને છે. કેટલાક વળી ધર્મનો ડોળ કરે છે. નીતિની વાતો પણ કરે છે. છતાં હું તમને વીશ

વર્ષના અનુભવ પરથી કહું છું કે નીતિને નામે અનીતિ શિખવવામાં આવે છે. નીતિ ઉપલી બાબતોમાં ન હોઇ શકે એ બાબત પણ સમજી શકાય તેવી છે. શરીરસુખ કેમ મળે એ સુધારો શોધે છે. એ જ તે આપવા મહેનત કરે છે, છતાં તે સુખ પણ નથી મળી શકતું.

૧૩. આપણે ખોટે માર્ગે ચડીએ તો પાછા ફર્યા વિના નથી ચાલતું. જે ભોગવીએ છીએ તેને વિષે વીતરાગ થયે છૂટકો છે. તેમ થતા પહેલાં તેની તરફ તિરસ્કાર આવવો ઘટે છે. જે કંઈ સાધનો ફાયદાકારક દેખાય તે તો છૂટવાનાં નથી. તેમાં દેખીતા ફાયદા કરતાં હાની વિશેષ છે એમ જેને સાબિત થશે તે જ તે વસ્તુ છોડશે. મને તો લાગે છે કે જલદી કાગળો મોકલી શકીએ છીએ, તેથી કંઇ ફાયદો થયો નથી. જ્યારે આપણે રેલ વિગેરે સાધનો જતાં કરીશું, ત્યારે તેમાં કાગળોની ઉપાધિમાં નહિ પડીએ. જેમાં વસ્તુતાએ દોષ નથી, તે ચીજનો અમુક અંશે ઉપયોગ કરી શકાય. આપણે જેઓ સુધારામાં ઘેરાયા પડયા છીએ, તે તેટલા વખત સુધી પોસ્ટ વિગેરેનો ઉપયોગ કરી શકીએ છીએ. જ્ઞાનપૂર્વક ઉપયોગ કરતા તેમાં ગાંડા નહિ બનીએ. અને વ્યવસાયો વધારવાને બદલે દિવસે દિવસે ઘટાડીશું. જે આમ સમજશે તે જે ગામડાંઓમાં પોસ્ટ કે રેલ નહિ હોય ત્યાં લઇ જવાનો મોહ નહિ રાખે. સ્ટીમર વિગેરે પાખંડો એકાએક નહિ જાય અને બધા તે નહિ તજે, તેવી દહેશતથી તમારે અને મારે બેસી રહી તેનો ઉપયોગ વધારવાની જરૂર નથી. એક માણસ પણ તેનો ઉપયોગ ઓછો કરશે, અથવા તેમ કરતો બંધ થશે તો બીજા તે પ્રમાણે કરતાં શીખશે. બીજા કરે અથવા નહિ કરે પણ તેમ કરવું સારૂં છે તેવું માનનાર તો કર્યે જ જશે. સત્ય ફેલાવવાની આ જ શૈલી છે. બીજી જગતમાં જોઇ નથી.

૧૪. આ સુધારો તે અધર્મ છે, અને તે યુરોપમાં એટલે દરજ્જે ફેલાયો છે કે ત્યાંના માણસો અર્ધ ગાંડા જેવાં જોવામાં

આવે છે. તેઓનામાં ખરૂં કૌવત નથી. પોતાનું જોર નીચો કરી ટકાવી રાખે છે, એકંતિ તે લોકો બેસી શકતા નથી. સ્ત્રીઓ ઘરની રાણી હોવી જોઇએ, તેઓને શેરીઓમાં ભટકવું પડે છે. અથવા તો તેઓને મજુરીએ જવું પડે છે. ઇંગ્લાંડમાં જ ચાલીશ લાખ રંક અબળાઓ પેટને અર્થે ગદ્ધા મજુરી કરે છે, અને તેને લીધે સફ્રેજેટની હિલચાલ ચાલી રહી છે.

૧૫. [ સુધારાવાળા હોવાનો દાવો કરનારા કેટલાએક પાશ્ચાત્ય સંસ્કૃતિના પૂજકોને બિભત્સ, નિંદ્ય અને મલિન આચરણમાં કાંઇ જ અજુગતું હોય એમ જણાતું નથી. ] માનવજાતિમાં થતા ખરાબમાં ખરાબ ભ્રષ્ટાચાર અને દુરાચરણનું સ્મરણ ન્હાના બગીચાઓમાં યુરેઝિયન યુવકો કરાવે છે. મારૂં ચાલતું હોય તો તો જે કોઇ પણ બગીચામાં આવા એક પણ યુરેઝિયન સંતાન દ્વારા હિંદી સ્ત્રીજાતિને કલંકિત કર્યાનું જાહેર થાય તેવો એકેએક બગીચો કે જમીનદારી હું બંધ જ કરાવું. હું જાણું છું કે આ સવાલ સહેલો નથી. પણ જો આ દેશમાં વસતા ગોરાઓ હરકોઇ હિંદી સ્ત્રીની ઇજ્જતને પોતાની બહેનની ઇજ્જતના જેટલી જ પવિત્ર માનતાં શીખે તો યુરેઝિયન બાળકો જોવાનું કલંક આ દેશમાંથી નાબુદ થાય જ. હું ‘ સ્વેચ્છા ’ થી થયેલા સંબંધોમાં નથી માનતો.

૧૬. આ વિષય એટલો બધો દુઃખદ છે અને પુરુષ અગર સ્ત્રીની પવિત્રતા મારે મન એટલી પવિત્ર વસ્તુ છે કે મેં આવા બગીચાઓને વિષે જે જે જોયું છે અને સાંભળ્યું છે તે વિષે લખતાં મર્યાદા રાખીને બોલવું મને કઠણ થઇ પડે છે. હું એમ નથી કહેતો કે આ પાપમાં એકલા યુરોપિયન જ ગુન્હેગાર છે અને દેશીઓ ચોકખા છે. હું જાણું છું કે હિંદીઓની ચામડી આ વિષયમાં તેમના પાપને ઢાંકે છે. હું એટલી જ વાત પર ભાર મૂકું છું કે હિંદી મનુષ્ય જે પાપ કરવાની હિમ્મત કરતા સહેજે

અચકાય છે તે ગોરો ઉપરી જાણે પોતે કશું જ અજુગતું ન કરતો હોય તેટલી બેશરમીભરી સ્વાંભાવિકતાથી કરે છે, પણ આ દુઃખદ ચર્ચા પર આટલેથી જ હું પડદો નાખીશ.

૧૭. આ સુધારો એવો છે કે જો આપણે ધીરજ રાખી બેસીશું તો સુધારાની અડફેટમાં આવેલાં માણસો પોતે સળગાવેલી અગ્નિમાં બળી મરશે. પેગમ્બર મહમંદના શિક્ષણ પ્રમાણે આ બ્રિટિશ રાજ્ય સેતાની રાજ્ય ગણાય. હિંદુધર્મ આને હડહડતો કલિ કાળ કહે છે. હું તમને આ સુધારાનો આબેહૂબ ચિતાર નથી આપી શકતો. મારી શક્તિની બહારની આ વાત છે. પણ તમે સમજશો કે આ સુધારો યુરોપિય પ્રજામાં સડો કરી રહ્યો છે. તે સુધારો નાશકારક અને નાશવંત છે. તેનાથી દૂર રહેવું ઘટે છે, અને તેથી જ અંગ્રેજી પાર્લામેન્ટને બીજી પાર્લામેન્ટ નકામી થઈ પડીછે.

૧૮. પાર્લામેન્ટનો મોહ જવો એ કઠણ કામ છે. ચામડી ઉખેડતા, બાળતા, નાક કાન કાપતા એ જંગલીપણું હતું. પણ જંઘીસખાન, તૈમુરલેન વિગેરેના જૂલમ કરતાં પાર્લામેન્ટનો જૂલમ વિશેષ છે. તેથી આપણે તેમાં ભમીએ છીએ. આધુનિક જૂલમ તે મોહજાળ છે. તેથી તે વધારે ખરાબી કરે છે. એક માણસના સ્વતંત્ર જૂલમને પહોંચી શકાય. પણ લોકોને નામે લોકો ઉપર જૂલમ થાય તેને પહોંચી વળવું બહુ મુશ્કેલ છે. બન્યું છે તો એવું કે અસલ કોઇ ગંડુરાજા કેટલાક ડાહ્યા હતા તેમ નિકળી આવતા. એડવર્ડ એકલા રાજ્ય કરતા હોત તો ઠીક જ, પણ અંગ્રેજ માત્ર તમારો અને મારો રાજા છે. આ વાકયનો અર્થ વિચારી જોજો. આમાં દુનિયાના મોહની વાત નથી. સાધારણ બુદ્ધિ હિંદની તો એમ જ માને છે કે પાર્લામેન્ટ તે પાખંડ છે. સુધારામાં પડી અસાધારણ બુદ્ધિ પાર્લામેન્ટમાં મોહ પામે છે. તે પાર્લામેન્ટ તે પ્રજાની ગુલામીની નિશાની છે. એ ખચિત વાત છે. વાંચો વિચારો તો તમને પણ એમ જ લાગશે. તેમાં અંગ્રેજનો વાંક હવે તમે નહિ

કહાડો. તેમની ઉપર દયા ખાવા જેવું છે, તેઓ બાહોશ માણસ એટલે તે જાળમાંથી નિકળી આવશે એમ મારૂં માનવું છે. તેઓ સાહસિક છે અને મહેનતુ છે. તેઓના વિચાર મૂળે અનીતિ ભરેલા નથી એટલે તેમને વિષે મારા મનમાં ઉત્તમ વિચાર જ છે. તેઓનું હાડ ખરાબ નથી. સુધારો એ તેઓને અસાધ્ય રોગ નથી પણ હાલ તેઓ તે રોગમાં ઘેરાયા છે તે તો ભૂલવાનું જ નથી.

૧૯. પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૂલી જાઓ એવી સલાહ મેં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના યુદ્ધ વેળા આપેલી. એ સંસ્કૃતિના અનુકરણમાં હિંદુસ્થાનનો નાશ મેં ચોકખી રીતે સને ૧૯૦૮ માં જોયો. મારી માન્યતા મેં પ્રથમ એક અંગ્રેજ ઉમરાવને જાહેર કરી અને વિલાયતથી દક્ષિણ આફ્રિકા પાછો ફર્યો, ત્યારે તે જ સાલમાં (૧૯૦૮ માં) ઇંડિયન ઓપીનિયનમાં પણ પ્રસિદ્ધ કરીને છેવટે તે લેખોને 'હિંદ સ્વરાજ્ય' રૂપે પ્રગટ કર્યા.

૨૦. હું બાઇબલનો પૂજારી છું. જીસસનો પર્વત ઉપરનો ઉપદેશ મને આજે પણ મંગળમય છે. તેમાંનાં મધુર વાકયો આજે પણ મારા અગ્નિને સમાવી શકે છે. રસ્કિન્, કાર્લાઇલનાં કેટલાંક લખાણો આજે પણ હું પ્રેમપૂર્વક વાંચું છું. ઘણાં અંગ્રેજી ભજનોનો સૂર અને તેની કડીઓ આજે પણ મને અમૃત સમાન લાગે છે. એમ છતાં પાશ્ચાત્ય પદ્ધતિનો ત્યાગ હું ઇષ્ટ સમજું છું, ધર્મ્ય સમજું છું.

૨૧. પાશ્ચાત્ય સંસ્કૃતિ એટલે પશ્ચિમમાં મનાયેલા આજના આદર્શો અને તે ઉપર રચાયેલી પાશ્ચાત્ય પ્રવૃત્તિઓ. પશુબળને પ્રધાનપદ, પૈસાને પરમેશ્વરનું પદ, ઐહિક સુખ મેળવવામાં કાળનો મુખ્ય ભાગે ક્ષેપ, અનેક પ્રકારના દુન્યવી ભોગો મેળવવા કાળજાતૂટ સાહસો, યાંત્રિક શક્તિના વધારા પાછળ માનસિક શક્તિનો પારાવાર વ્યય, નાશ કરવાની યુક્તિઓ શોધવામાં કરોડો રૂપિયાનો ખર્ચ, યુરોપ બહારની પ્રજાને હલકી ગણવાનો ધર્મ,—આ સંસ્કૃતિને હું સર્વથા ત્યાજ્ય સમજું છું.

૨૨. અર્વાચીન સમયમાં લડાઈ થોડે અંશે હંમેશની થઇ રહી છે. અત્યારે હવે બધી સુધરેલી પ્રજાઓમાં લડાઇ માટે દેખીતો અણગમો જણાય છે. છતાં લડાઇ માટે રાખવામાં આવતી તૈયારીઓ અને સુલેહ જાળવવા માટે ભાવપૂર્વક પ્રગટ કરવામાં આવતી ઇચ્છા, આ બે ઉપરથી જણાઇ આવવું જોઇએ કે રાજ્ય ચલાવનાર વર્ગોમાં માર્ગદર્શક તત્ત્વ તરીકે નીતિનો લગભગ સાવ અભાવ છે.

૨૩. આધુનિક સુધારાએ મને જો કોઇ વસ્તુ ખાસ શીખવી હોય તો તે એ છે કે તેનાથી બાર ગાઉ દૂર ભાગતા રહેવું. આધુનિક સુધારો શી વસ્તુ છે? તેનો અર્થ પાર્થિવ પૂજા, પશુપૂજા. પદે પદે પાર્થિવ સુધારાની પૂજા તેમાં ન રહી હોય તો તેમાં બીજું કશું નથી એમ ખચિત માનજો. મને સામાન્ય વર્ગના મનની ખબર ન હોત તો આ પ્રવૃત્તિ ઉપાડવામાં મારી ભૂલ થાત. વીશ વર્ષ સુધી આધુનિક પ્રવૃત્તિથી ખદબદી રહેલા એક દેશમાં દક્ષિણ આફ્રિકામાં–હું રહ્યો છું, જે દેશે આધુનિક તેટલી સઘળી વાતો ગ્રહણ કરી છે, અને જે આજે પ્રવૃત્તિથી તરવરી રહેલો છે, ત્યાં મેં દુનિયામાં શૂરવીરમાં શૂરવીર પુરુષો જોયા છે, છતાં મારે શિક્ષિતવર્ગને કહેવું જોઇએ કે આધુનિક સુધારાને શ્રેષ્ટ રીતે પ્રચલિત થતો જોઇ આવ્યા છતાં હું એ જ નિશ્ચય ઉપર આવ્યો છું કે હિંદુસ્થાનને તો પ્રભુ આધુનિક સુધારાની બલાથી મુક્ત જ રાખે તો સારૂં.

૨૪. આ પાઠ હું આજે નહિ પણ ૧૯૦૮ માં શીખેલો; અને એ જ પાઠ હું અહિં આવ્યો ત્યારથી શાંતિથી પણ દૃઢતાથી દેશને ભણાવી રહ્યો છું. આપણી પ્રાચીન સંસ્કૃતિ વિષે, મારા અડગ વિશ્વાસને લીધે, આપણા ધર્મની સાહજિક સરલતા વિષે મારા વિશ્વાસને લીધે જ વિરોધ અને વિખવાદનાં વાદળોમાં પણ હું મારી શાંતિ અને આશા જાળવી રહી શકયો છું. આપણી તો હજી પારણામાં પહેલી પૂણી છે. આ વિરોધ અને વિખવાદ ડગલે ડગલે આપણને હેરાન કરશે; પણ મારા જેવો જાગ્રત, પ્રજ્વલિત વિશ્વાસ રાખશો તો લડાઇ

કદિ હારવાના નથી એમ નિશ્ચય માનજો. આધુનિક સુધારા ઉપર ઉછરેલા લોકો આગળ પણ હું કહેતાં શરમાતો નથી કે આ ધર્મયુદ્ધ છે; હું કહેતાં શરમાતો નથી કે આપણી રાજકીય દૃષ્ટિ પલટાવી નાખવાનો આ એક મહા પ્રયાસ છે. આપણા રાજકાર્યને ધર્મમય બનાવવાનો મહા પ્રયાસ છે. અને જેમ આમાં આપણે પ્રગતિ કરતા થઇશું તેમ આપણે આપણા ઉદ્દેશ તરફ પણ વધારે પ્રગતિ કરી હશે. એમ હું માનું છું.



# ૩૦. ખરો સુધારો.



૧. હું માનું છું કે જે સુધારો હિંદુસ્થાને બતાવ્યો છે તેને દુનિયામાં કંઇ જ પહોંચી શકે તેમ નથી. જે બીજ આપણા વડવાઓએ રોપ્યાં છે તેની બરોબરી કરી શકે તેવું કંઇ જોવામાં આવ્યું નથી. રોમ ધુળધાણી થઈ ગયું, ગ્રીસનું નામ જ રહ્યું, ફીરઓનની બાદશાહી ચાલી ગઈ, જાપાન પશ્ચિમના પંજામાં આવ્યું. ચીનનું કંઈ કહેવાય નહિં, પણ પડયું આખડયું તો પણ હિંદુસ્થાન હજુ તો તળીએ મજબૂત છે.

૨. જે રોમ અને ગ્રીસ પડયાં છે તેનાં પુસ્તકોમાંથી યુરોપના લોકો શીખે છે. તેઓની ભૂલો પોતે નહિ કરે એવું ગુમાન કરે છે. આવી તેઓની કંગાળ સ્થિતિ છે, ત્યારે હિંદ અચલિત છે એ જ ભૂષણ છે. હિંદની સામે આરોપ છે કે તે એવું જંગલી, એવું અજ્ઞાન છે કે તેની પાસે કંઇ ફેરફાર કરાવી શકાતા જ નથી. આ આરોપ એ આપણો ગુણ છે, દોષ નથી. અનુભવે જે આપણને ઠીક લાગ્યું છે તે આપણે કેમ ફેરવીશું? ઘણાં અક્કલ દેનારા આવ જા કર્યા કરે છે ત્યારે હિંદ અડગ રહે છે. આ તેની ખૂબી છે, આ તેનું લંગર છે.

૩. સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે છે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણા મનને તથા ઇંદ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીએ છીએ. આ જ 'સુ' એટલે સારો ધારો છે. તેથી જે વિરુદ્ધ તે કુધારો છે.

૪. ઘણા અંગ્રેજી લેખકો લખી ગયા છે કે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિંદુસ્થાનને કંઇ જ શીખવવું નથી રહેતું.

૫. આ વાત બરોબર છે, આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યાં કરે છે. તેના શરીરને જેમ વધારે આપીએ તેમ વધારે માગે છે; વધારે લઇને પણ સુખી નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે. તેથી પુર્વજોએ હદ બાંધી ઘણા વિચારો કરી જોયું કે સુખ દુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી. ગરીબ તે ગરીબાઇના કારણથી દુઃખી નથી. ગરીબ સુખી જોવામાં આવે છે. કરોડો તો ગરીબ જ રહેશે. અને આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડવી. હજારો વર્ષ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું. હજારો વર્ષ પહેલાં જેવાં આપણાં ઝૂંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યાં. હજારો વર્ષ પહેલાં જેવી આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નુકસાનકારક હરીફાઈ રાખી નહિ. સૌ સૌનો ધંધો કરતા રહ્યા. તેમાં તેઓએ દસ્તુર મુજબ દામ લીધું. આપણને કંઇ સંચા વિગેરે શોધતાં ન આવડે તેમ નહોતું. પણ આપણા પુર્વજોએ જોયું કે સંચા વિગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામ જ બનશે અને પોતાની નીતિ તજશે. તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથે પગે જે બને તે જ કરવું. હાથ પગ વાપરવામાં જ ખરૂં સુખ છે, તેમાં તંદુરસ્તી છે.

૬. તેઓએ વિચાર્યું કે મોટાં શહેર સ્થાપવાં તે ભાંજગડ છે, તેમાં લોકો સુખી નહિ થાય. તેમાં સોનેરી ટોળીઓ અને સફેદ ગલીઓ જાગશે અને રાંક માણસો લુંટાશે તેથી તેઓએ નાનાં ગામડાંથી સંતોષ રાખ્યો.

૭. તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તરવાર કરતા નીતિ બળ વધારે બળવાન્ છે તેથી તેઓએ રાજાને નીતિવાન્ પુરુષો, ઋષિઓ અને ફકીરોના કરતાં ઉતરતા ગણ્યા.

૮. આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે. તે બીજાની પાસે શીખવા લાયક નથી.

૯. આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા પણ તે બધાં રીતસર નીયમમાં હતાં. સૌ જાણતું હતું કે એ ધંધા કંઈ ભારે નહોતા. વળી વકીલો તબીબો વિગેરે લોકોમાં લૂંટ નહિ ચલાવતાં. એ તો લોકોના આશ્રિત હતા. લોકોના ઉપરી થઇ ન રહેતાં. ઇનસાફ તો ઠીક ઠીક થતો, અદાલતે ન જવું એ લોકોની નેમ હતી; તેઓને ભમાવવાને સ્વાર્થી માણસો ન હોતા. આટલો સડો પણ માત્ર રાજા રજવાડાની આસપાસ હતો. આમ, તો તેથી નિરાળી રીતે પોતાના ખેતરનું ધણીપણું કરતી. તેઓની આગળ ખરૂં સ્વરાજ્ય હતું.

૧૦. અને જ્યાં ચાંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિંદુસ્થાન હજુ પે છે. તેને તમારા નવા ઢોંગોની વાતો કરશો તો હસી કહાડશે. તેની ઉપર અંગ્રેજ રાજ્ય કરતા નથી, તેમ રાજ્ય કરવાના નથી.

૧૧. જે લોકોને નામે આપણે વાતો કરીએ છીએ તેઓને આપણે ઓળખતા નથી. તેઓ આપણને ઓળખતા નથી. તમને અને જેને દેશદાઝ છે તેને મારી સલાહ છે કે તમારે મુલકમાં જ્યાં રેલની રેલ નથી ફરી તેવા ભાગમાં છ મહીના ફરવું આ પછી દેશની દાઝ લાવવી. પછી સ્વરાજ્યની વાત કરવી. હવે તમે જોયું છે. કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તે હિંદુસ્થાન જ્યાં હોય ત્યાં જે ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો. તે નર પાપી છે.

૧૨. ઉપર વર્ણવ્યું તેવું જ હિંદુસ્થાન હોય તો તો ઠીક. પણ જે દેશમાં હજારો બાળવિધવા છે, જે દેશમાં બે વર્ષની બાળકીનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વર્ષે છોકરા છોકરી ઘર સંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભરથાર કરે છે, જે દેશમાં નિયોગનો ચાલ છે, જે દેશમાં ધર્મને નામે પાડા બકરાઓનો વધ થાય છે તે

દેશ પણ હિંદુસ્થાન છે. આ ખામીઓ તો ખામીઓ જ છે. તેને કોઇ સુધારો નથી કહેતું. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હંમેશાં પ્રયત્ન થયા છે અને થયાં જ કરશે. આપણને જે નવો જૂસ્સો આવ્યો છે તે આપણે તે ખામીઓ દૂર કરવામાં વાપરી શકીએ છીએ.

૧૩. કોઈ પણ દેશમાં કોઇ પણ સુધારા નીચે માણસો સંપૂર્ણતાને નથી પામ્યા. [પણ એટલું તો ખરૂં કે] યુરોપમાં ચાલી રહેલાં અમન-ચમન ઉપરથી દેખાય છે કે, અર્વાચીન સંસ્કૃતિમાં રાજસી અને તામસી સત્તા પ્રબળ છે, જ્યારે પ્રાચીન આર્ય સંસ્કૃતિમાં સાત્વિક સત્તા પ્રબળ છે. અર્વાચીન સંસ્કૃતિ મુખ્યતઃ ભોગ પ્રધાન છે, આપણી મુખ્યતઃ ધર્મ પ્રધાન છે. અર્વાચીન સંસ્કૃતિમાં જડ પ્રકૃતિના નિયમોનું સંશોધન કરાય છે, અને મનુષ્યની બુદ્ધિ શક્તિનો ઉપયોગ, વસ્તુ ઉત્પન્ન કરવાનાં સાધનો, અને વિનાશ કરવાનાં ઉપકરણો શોધવામાં અને રચવામાં કરાય છે; જ્યારે આપણી સંસ્કૃતિની પ્રવૃત્તિ મુખ્યતઃ આધ્યાત્મિક નિયમો શોધવાની છે. હિંદી સુધારાનું વલણ નીતિ દૃઢ કરવા તરફ છે, પશ્ચિમના સુધારાનું વલણ અનીતિ દૃઢ કરવા તરફ છે. તેથી તેને કુધારો કહ્યો. પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે. હિંદી સુધારો સેશ્વરી છે.

૧૪. આમ સમજી શ્રદ્ધા રાખી હિંદના દેશભક્તોએ હિંદી સુધારાને જેમ બાળક માને વળગી રહે તેમ વળગી રહેવું ઘટે છે.

૧૫. આપણે ઇધર ઉધર ફેરફારો કરીને સિદ્ધિ ન જ પામી શકીએ. જીવનનું આખું વ્હેણુ જ બદલ્યે આપણો છૂટકો છે.

૧૬. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન હિંદ જે શીખ્યું છે તે ભૂલી જવામાં તેનો ઉદ્ધાર છે. આગગાડી, તાર, ઇસ્પીતાલ, વકીલ, દાકતર અને આવા પ્રકારની બીજી બધી વસ્તુઓ છોડવી પડશે, અને કહેવાતા ઉંચા વર્ગોએ, ખરૂં સુખ આપનારૂં સાદુ ખેડુતનું જીવન છે એમ જાણીને તે જીવન સમજપૂર્વક ધાર્મિકવૃત્તિથી અને

વિચારપૂર્વક ગુજારવા શીખવું પડશે. હું ઇચ્છું છું કે દરેક શિક્ષિત માણસ, દરેક અંગ્રેજ પણ, જો તેને રૂચે તો, આ સત્ય શીખે અને તે પ્રમાણે વર્તે.

૧૭. જે સુધારાની મને જરૂર છે, તે સુધારો ઉપરચોટિયો હશે તો વ્યર્થ જવાનો. તે ઉંડે જવો જોઇએ. લોકોનાં હૃદયો પલટાવાં જોઇએ. બીક જવાનો ડોળ નહિ પણ તેનો સાચો નાશ થવો જોઇએ. શાંતિનો ડોળ નહિ પણ તેનું જ્ઞાનપૂર્વક પાલન થવું જોઇએ. ખાદીનો ડોળ નહિ પણ તેનો શોખ ઉત્પન્ન થવો જોઇએ. રેંટીયાની પૂજા નહિ પણ તેનો દરેક ઘરમાં ધર્મ સમજી ઉપયોગ થવો જોઇએ. ત્યારે જ આપણી જીત થવાની. મનમાં ગુલામીનું સેવન કરતાં હોઇશું તો સ્વતંત્રતા કદિ મળવાની નથી.

૧૮. અર્વાચીન સંસ્કૃતિને નહિ, પરંતુ પ્રાચીન કાળના ઋષિ મુનિઓના આધ્યાત્મિક બળને પામેલા, ઋષિ લોકોએ કરેલી તપશ્ચર્યાનો આપણને વારસો આપી જનારા, અંગ્રેજી ભાષા તથા તેના સાહિત્યનો એક શબ્દ પણ ન જાણનારા, અર્વાચીન સંસ્કારોના ભાર નીચે ન દબાયેલા આપણા વડવાઓ પોતાનો સંપૂર્ણ વિકાસ કરીને સર્વત્ર પૂર્ણ સ્વતંત્રતા મેળવવા શકિતમાન્ નિવડ્યા હતા.



# ૩૧. ધર્મ અને સુધારો.

૧. મારો ખાસ અભિપ્રાય છે કે હિંદ અંગ્રેજથી નહિ, પણ આજકાલના સુધારા નીચે કચરાયેલું છે. તેની ઝડપમાં તે આવી ગયું છે. અને તેમાંથી બચવાનો હજી ઉપાય છે ખરો, પણ દિવસે દિવસે વખત જતો જાય છે.

૨. એમ છતાં હિંદુસ્થાન ભણેલું ભૂલી જવાની સ્થિતિમાં અત્યારે છે. નિરર્થક અને ફળ વગરનું એવું ઘણું યે તે શીખ્યું છે. મારા પશ્ચિમના અવલોકનમાંથી હું બે ઘણી અગત્યની બાબતો શીખ્યો છું. એક સ્વચ્છતા; અને બીજી ઉદ્યોગશક્તિ. મને સંપૂર્ણ ખાત્રી થઇ છે કે જ્યાંસુધી આપણે સ્વચ્છતાનું પાલન ન કરીએ, ત્યાંસુધી આપણે આધ્યાત્મિક પ્રગતિ ન જ કરી શકીએ. પશ્ચિમના લોકોની ઉદ્યમશક્તિ તાજુબી પમાડે તેવી છે. તે શક્તિ મોટા પ્રમાણમાં સ્થૂળ પદાર્થો પાછળ વપરાય છે. જો હિંદુસ્થાનના લોકોમાં તેટલા જ પ્રમાણમાં ઉદ્યમશકિત હોય અને તે યોગ્ય માર્ગે દોરવાય તો તેઓને તે મોટા આશિર્વાદ સમાન થઇ પડે. [ ધાર્મિક જીવનમાં તેની કિમ્મત ઓછી નથી. ] આપણી પવિત્ર ભૂમિમાં પ્રાચીનમાં પ્રાચીન ધર્મો ઉછરેલા છે તેને અર્વાચીન ( પાશ્ચાત્ય ) સંસ્કૃતિમાંથી કાંઇ જ ગ્રહણ કરવા જેવું નથી, કારણ કે તે સંસ્કૃતમાં ઘોર હિંસા સમાયેલી છે. તેમાં દૈવી સંપતનો તદ્દન અભાવ જણાતો હોવાથી તેનો વિનાશકાળ પાસે અને પાસે આવતો જાય છે.

૩. મને ધર્મ વહાલો છે. એટલે પ્રથમ દુઃખ તો એ છે કે હિંદ ધર્મભ્રષ્ટ થતું ચાલ્યું છે. ધર્મનો અર્થ હું હિંદુ મુસલમાન કે

જરસ્થોસ્તી એમ નથી કહેતો. પણ તે બધા ધર્મમાં જે ધર્મ રહ્યો છે, તે જતો રહે છે. આપણે ઈશ્વરથી વિમુખ થતા જઇએ છીએ.

૪. હિંદુ, મુસલમાન, પારસી ખ્રિસ્તી બધા ધર્મ શિખવે છે કે આપણે દુન્યવી વસ્તુઓ વિષે મંદ રહેવું, અને ધાર્મિક વસ્તુઓ વિષે ઉત્સાહી રહેવું, આપણે આપણા દુન્યવી લોભની હદ બાંધવી, અને ધાર્મિક લોભને મોકળો રાખવો. આપણો ઉત્સાહ તેમાં જ રાખવો.

૫. ધર્મ ઉપર પાખંડનો આરોપ ખોટો મૂકાય છે. પાખંડ તો બધા ધર્મમાં રહ્યો છે. જ્યાં સૂર્ય હોય ત્યાં અંધારૂ રહેલું જ છે. પડછાયો દરેક વસ્તુ વિષે છે. ધર્મધુતારા એ દુન્યવીધુતારા કરતાં સારા છે એમ તમે જોશો. સુધારામાં જે પાખંડ હું તમને બતાવી ગયો તે ધર્મમાં જોવું જ નથી.

૬. જો કે ધર્મને બહાને હિંદુ મુસલમાન લડયા, ધર્મને બહાને ખ્રિસ્તીમાં મહા યુદ્ધો થયાં, ધર્મને બહાને હજારો નિરપરાધી માણસો માર્યા ગયાં, તેઓને બાળી નાંખ્યાં, તેઓની ઉપર મહાન્ સંકટો પાડયાં.

૭. છતાં હું તો કહું છું કે એ બધું સુધારાના દુઃખ કરતાં વધારે સહન થઇ શકે તેવું છે. ધર્મમાં પાખંડ છે એમ સૌ સમજે છે. તેથી પાખંડમાં આવેલા માણસો મરી રહે એટલે ઉકલી જાય છે. જ્યાં ભોળા માણસો રહ્યાં છે, ત્યાં એવું તો ચાલ્યાં જ કરશે પણ તેની અસર સદાયને સારૂ બૂરી રહેતી નથી. સુધારાની હોળીમાં જે માણસો બળી રહ્યાં છે તેની તો હદ જ નથી. તેની ખૂબી તો એ છે કે માણસો સારૂં માનીને તેમાં ઝંપલાવે છે. તેઓ નથી રહેતા દીનના કે નથી રહેતા દુનિયાના. તેઓ ખરી વસ્તુને તદ્દન ભૂલી જાય છે. સુધારો તો ઉંદરની પેઠે ફુંકીને ફોલી ખાય છે. તેની અસર જ્યારે આપણે જાણીશું ત્યારે અગાઉના વહેમો પ્રમાણમાં આપણને મીઠા લાગશે. હું એમ નથી કહેતો કે

તે વહેમોને આપણે કાયમ રાખવા. તેની સામે તો લડીશું જ પણ તે લડત કાંઇ ધર્મ ભૂલી જવાથી નથી લેવાવાની. પણ ખરી રીતે ધર્મ સંપાદન કરીને લેવાશે.

૮. [ ધર્મ સંપાદન કરવા માટે ડરવું એ મનુષ્યને અણછાજતું છે. ] આગળના વખતના ઋષિઓ ઉપર જૂલમીઓ કોઇ પ્રકારની ઇજા કરે તો તેમનાં કેળવેલાં શરીર તે સામે ટક્કર ઝીલી શકે, અને તેમનો આત્મા સ્વતંત્ર થાય તે માટે તેઓ દેહનું દમન કરતાં. જો હિંદુસ્થાન પોતાના જૂના જ્ઞાનને શોધવા ઇચ્છતું હોય અને યુરોપની ભૂલોથી દૂર રહેવા માગતું હોય, જે સેતાની રાજ્યે આખા યુરોપને ઘેરી લીધેલું છે તેને બદલે જો હિંદુસ્થાન પૃથ્વી ઉપર ઇશ્વરનું રાજ્ય જોવા ઇચ્છતું હોય તો હું તેના પુત્રપુત્રીઓને ભારપૂર્વક કહીશ કે મોહક વચનોથી છેતરાશો નહિ, આપણી પ્રગતિ અટકાવતાં દાવપેચથી ઠગાશો નહિ. હિંદુસ્થાને વેઠવાં પડનારાં દુઃખોના ભયથી ભોળવાશો નહિ, પણ આજે યુરોપમાં શું બને છે તે જુઓ અને તે ઉપરથી સમજો કે જેમ યુરોપે કર્યું છે તેમ આપણે દુઃખમાંથી પસાર થવું જ જોઇએ. પણ યુરોપે કર્યું છે તેમ આપણે બીજાઓને દુઃખ દેવાની રીત અખત્યાર કરીને નહિ કરીએ.

૯. જો હિંદ સંતોના માર્ગે ચાલશે તો હું માનું છું કે હિંદ આ મહાન્ પ્રજા દ્વારા, એક સંદેશ–જડબળનો સંદેશ નહિ પરંતુ પ્રેમબળનો સંદેશ–જગતને પહોંચાડી શકશે. અને ત્યારે આપણે પશુબળિઆઓને જીતવાને, રક્ત રેડીને નહિ પણ કેવળ આત્મબળથી, ભાગ્યશાળી બનીશું.

૧૦. આપણો ધર્મ અહિંસા તત્વ ઉપર રચાયો છે. તેનું ક્રિયાત્મક રૂપ પ્રેમ સિવાય બીજું કોઇ નથી. પ્રેમ કે જે આપણે આપણા પાડોશી કે મિત્ર ઉપર જ નહિ, પરંતુ જેઓ આપણા શત્રુ હોય તેઓ ઉપર પણ રાખવાનો છે.



# ૩૨. હિંદની મુક્તિ.



૧. જે કારણથી દર્દી માંદો પડયો હોય તે કારણ દૂર કરવામાં આવે તો દર્દી સાજો થાય એ જગત્ પ્રસિદ્ધ છે. તેમ જ જે કારણથી હિંદ ગુલામીમાં આવ્યું તે કારણ દૂર થાય તો તે બંધનમુક્ત થાય.

૨. હિંદનો સુધારો સર્વોત્તમ ગણીએ તો પછી તે ગુલામીમાં કેમ આવ્યું ? આ પ્રશ્ન સ્વાભાવિક છે.

૩. સુધારો તો મેં કહ્યો તેવો જ છે, પણ એમ જોવામાં આવે છે કે બધા સુધારાની ઉપર આફતો આવ્યા કરે છે. જે સુધારો અચલિત છે તે છેવટે જ આફતને દૂર કરે છે. હિંદના બાળકમાં કચાશ હતી તેથી તે સુધારો ઘેરાયો. પણ ઘેરામાંથી છૂટવાની તેની તાકાત છે એ તેનું ગૌરવ બતાવે છે.

૪. વળી કંઇ આખું હિંદ તેમાં ઘેરાયેલું નથી, જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે તે જ ગુલામીમાં ઘેરાયેલા છે. આપણે જગતને આપણી દમડીના માપથી માપીએ છીએ. જો આપણે ગુલામ હોઇએ તો આપણે જગતને એવું ધારી લઇએ છીએ. આપણે કંગાળ દશા ભોગવીએ છીએ, તેથી આખું હિંદ એવું છે એમ આપણે માની લઇએ છીએ. હકીકતમાં તેવું કાંઇ નથી. છતાં આપણી ગુલામી એ દેશની છે એ માનવું વાસ્તવિક છે. પણ ઉપલી વાત ધ્યાનમાં લઈએ તો સમજાય કે આપણી ગુલામી જાય તો હિંદની ગુલામી ગઇ. આમાં તમને સ્વરાજ્યની વ્યાખ્યા મળી રહેશે. આપણી ઉપર આપણે રાજ્ય ભોગવીએ તે જ સ્વરાજ્ય છે, અને એ સ્વરાજ્ય આપણી હથેળીમાં છે.

૫. તે સ્વરાજ્ય સ્વપ્નવત્ ન માનશો. મનથી માની બેસી રહેવાનું એ સ્વરાજ્ય નથી. એ તો એવું છે કે તમે ચાખ્યા પછી બીજાને તેનો સ્વાદ ચખાડવા તમારી જીંદગી પર્યંત યત્ન કરશો, પરંતુ મુખ્ય વાત તો દરેક જણે પોતાનું સ્વરાજ્ય ભોગવવાની છે. ડૂબતો બીજાને નહિ તારે, પણ તરતો તારશે. આપણે પોતે ગુલામ હોઇશું અને બીજાને છોડવવાની વાત કરીશું તે બનવા જોગ નથી.

૬. તમને હવે એટલું તો જણાયું હશે કે અંગ્રેજને કહાડવા એવી નેમ આપણે રાખવાની જરૂર નથી. અંગ્રેજ જો હિંદી થઇને રહે તો આપણે તેનો સમાસ કરી શકીએ છીએ. અંગ્રેજ જો પોતાના સુધારા સહિત હિંદમાં રહેવા માગે તો તેની જગ્યા હિદમાં નથી. આવી દશા લાવવી તે આપણા હાથમાં છે. અંગ્રેજ હિંદી બને એ વાત ન બનવા જેવી છે એમ આપણે કહેવું એ તો અંગ્રેજ માણુસ નથી એમ કહેવા બરોબર થયુ. તેઓ આપણા જેવા થાય કે નહિ તેની આપણને પરવા પણ નથી રહેતી. આપણે આપણું ઘર સાફ કરીએ પછી તેમાં રહેવા લાયક માણુસ જ રહેશે. બીજા પોતાની મેળે ચાલ્યા જશે. આવો અનુભવ તો દરેક માણુસને થયો હશે.

૭. જો કે આવું થયેલું તવારીખમાં વાંચવામાં ન આવે, પરંતુ તવારીખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું એ હીણપત છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટે જ છે.

૮. દરેક દેશની સ્થિતિ એક હોતી નથી. હિંદુસ્થાનની સ્થિતિ વિચિત્ર છે. હિંદુસ્થાનનું બળ અતુલ છે. એટલે આપણે બીજી તવારીખની જોડે સંબંધ થોડો છે. જ્યારે બીજા સુધારા રગદોળાઇ ગયા, ત્યારે હિંદી સુધારાને આંચ નથી આવી. એ સાબિત કરવાની જરૂર ન હોય.



# ૩૩. વકીલ દાકતરનો ધંધો.



૧. મારો મત એવો છે કે વકીલે હિંદને ગુલામી અપાવી છે. અને તેઓએ હિંદુ-મુસલમાનના કજીયા વધાર્યા છે. તેઓએ અંગ્રેજી સત્તા વધારી છે.

૨. કોઈ કહેશે કે 'આવાં તહોમતો મૂકવાં સહેલાં છે, પણ સાબિત કરતાં મુશ્કેલી પડશે. વકીલ વિના કોણ આપણને સ્વતંત્રતાનો માર્ગ બતાવત? તેઓ વિના ગરીબોનો બચાવ કોણ કરત? તેઓ વિના દાદ કોણ અપાવત? જુઓ મર્હુમ મનમોહન ઘોષે કેટલાકને બચાવ્યા? પોતે તેમાંથી એક પેની સરખી નહિ લીધેલી. કૉંગ્રેસ વકીલોથી નભે છે, અને તેઓની મહેનતથી તેમાં કામ થાય છે. આ વર્ગને વખોડતાં તો ન્યાયને અન્યાય કરવા બરોબર થાય છે.'

૩. આ પ્રમાણે એક વેળા હું પણ માનતો. વકીલોએ કોઇ દહાડે કાંઈ જ સારૂં નથી કર્યું એમ મારે નથી બતાવવું. મી. મનમોહન ઘોષને હું માન આપું છું. તેમણે ગરીબોને મદદ કરેલી એ વાત બરોબર છે. કૉંગ્રેસમાં વકીલોએ કાંઈક કર્યું એ પણ માની શકાય. વકીલો પણ માણસો છે; અને કાંઇક સારૂં તો રહેલું છે. ઘણા ખરા દાખલા જે વકીલોની સારી માણસાઈના જોવામાં આવે છે તે તેઓ વકીલ છે એવું ભૂલી ગયા છે, ત્યારે જ બનેલા છે. મારે તો તમને એટલું જ બતાવવાનું છે કે તેઓનો ધંધો તેઓને અનીતિ શિખવનારો છે. તેઓ ભૂલી, લાલચમાં પડે છે. તેમાંથી ઉગરનારા થોડા જ છે.

૪. હિંદુ અને મુસલમાન લડયા છે. તેઓને ત્રાહિત માણસ કહેશે કે તમે ભૂલી જાઓ; બેઉનો વાંક હશે; એક બીજાથી એક બીજા સંપીને રહેજો. તેઓ વકીલની પાસે ગયા, વકીલની ફરજ થઈ પડી કે તેણે તો અસીલનો પક્ષ ખેંચવો. અસીલ ધારતો ન હોય તેવી દલીલો અસીલના પક્ષથી તેણે શોધવી એ તેનું કામ છે. જો એમ ન કરે તો એણે પોતાના ધંધાને લાંછન લગાડયું એમ ગણાય. એટલે વકીલ તો ઘણે ભાગે લડત આગળ વધારવાની સલાહ આપશે.

૫. વળી માણસો વકીલ થાય છે તે પરદુઃખ ભાંગવાને સારૂ નહિ, પણ પૈસા પેદા કરવાને. તે એક કમાણીનો રસ્તો છે. ત્યારે વકીલનો સ્વાર્થ કજીયા વધારવામાં રહેલો છે. મારી જાણની વાત છે કે વકીલો પોતે જ્યારે કજીયા થાય છે, ત્યારે રાજી થાય છે. મુખત્યારોને પણ વકીલની જરૂર છે. નહિ હોય ત્યાંથી તેઓ કજીયા ઉભા કરશે. તેઓના દલાલો હોય છે, તેઓ જળોની માફક ગરીબ માણસોને વળગે છે અને તેઓનું લોહી ચૂસી લે છે. એ ધંધો જ એવા પ્રકારનો રહ્યો છે કે તેમાં માણસને કંકાસનું ઉત્તેજન મળે જ. વકીલો એ નવરા માણસો છે. આળસુ માણસો એશઆરામ ભોગવવાની ખાતર વકીલ બને છે. વકીલ જો પરમાર્થની શેખી કરે તો તેણે આજીવિકા અંગ મહેનતથી મેળવી વકીલાત મફત કરવી. વકીલ આળસુ છે એ તમને એકાએક નહિ જણાય. પાછળથી મોજશોખ કરીશું, મોટા બનીશું, પૈસા કમાઈશું એ લગનીમાં, વિષયી થાકતો છતાં વિષયમાં લીન રહે છે, તેમ વકીલાતનો વિષયી થાકતો છતાં કાળજાતુટ મહેનત કરી પાછળથી એશઆરામમાં વખત ગુમાવવા માગે છે. આ ખરી હકીકત છે. બીજી દલીલો અપાય તે બહાનાં છે. વકીલાત એ ભારે આબરૂદાર ધંધો છે એમ શોધી કહાડનાર વકીલો જ છે. કાયદા તેઓ ઘડે છે. તેનાં વખાણ પણ તેઓ જ કરે છે, માણસોની પાસેથી શું દામ લેવું એ પણ તેઓ જ મુકરર કરે છે, અને માણસોની ઉપર દાબ બેસાડવા

આડંબર એવો કરે છે કે જાણે આકાશમાંથી ઉતરી આવેલા દેવતાઇ પુરુષ ન હોય!

૬. મજુરોના કરતાં તે શા સારૂ વધારે દાડીયું માગે છે? તેઓની હાજતો મજુરોના કરતાં શા સારૂ વધારે છે? મજુર કરતાં તેમણે દેશનું શું વધારે ભલું કર્યું છે? ભલું કરનારને કાંઇ વધારે પૈસા લેવાનો હક્ક છે ખરો? જો પૈસાની ખાતર તેણે કર્યું તો પછી ભલું કેમ ગણાયું? આ તો તે ધંધાનો જે ગુણ છે તે હું તમને કહી ગયો, પણ એ તો અલગ વાત રહી છે.

૭. વકીલોથી કેટલાક હિંદુ મુસલમાન વચ્ચે હુલ્લડો થયાં છે. એ જેણે અનુભવ લીધો હશે તેઓ જાણતા હશે. તેથી કેટલાક કુટુંબો પાયમાલ થઇ ગયાં. તેઓનાથી ભાઇઓ વચ્ચે ઝેર દાખલ થયાં છે. કેટલાક રજવાડા વકીલોની જાળમાં ફસાઇ જઇ કરજદાર થઇ પડયા છે. ઘણા યે રસિયા વકીલોના કારસ્થાનોથી લૂંટાઇ ગયા છે. આવા દાખલા ઘણાક આપી શકાય છે.

૮. પણ વધારેમાં વધારે નુકસાન તેઓના હાથે એ થયુ છે કે અંગ્રેજી ધોંસરી આપણા ગળામાં સજ્જડ પેસી ગઇ છે. તમે વિચારો. તમને લાગે છે કે અંગ્રેજી અદાલતો ન હોત તો અંગ્રેજો રાજ્ય ચલાવી શકત? અદાલતો એ કાંઇ લોકોના સ્વાર્થને સારૂ નથી. જેને પોતાની સત્તા નભાવવી છે તે અદાલતોની મારફત લોકોને વશ કરે છે. લોકો પોતે લડી લે તેમાં ત્રીજો માણસ પોતાની સત્તા નથી બેસાડી શકતો. ખરેખર માણસો જ્યારે પોતાને હાથે મારામારી કરીને અથવા તો સગાને પંચ નીમી લડી લેતા, ત્યારે મરદ રહેતા. અદાલતો આવી ત્યારે બાયલા બન્યા. એક બીજાએ લડી મરવું એ જંગલી ગણાતું. શું હવે ત્રીજો માણસ મારો કજીયો પતાવે એ ઓછું જંગલીપણું છે? કોઇ કહેશે કે જ્યારે ત્રીજો માણસ ઠરાવ આપે ત્યારે તે ખરો જ હોય છે? કોણ ખરૂં છે એ તો બંને પક્ષકાર જાણે છે. આપણે ભોળપણમાં માની લઇએ છીએ કે ત્રીજો માણસ આપણા પૈસા લઈ જઇ આપણો ઇન્સાફ કરે છે.

૯. હકીકત તો આટલી જ બતાવવાની છે કે અંગ્રેજોએ અદાલતોની મારફત આપણી ઉપર દાબ બેસાડયો છે અને તે અદાલતો આપણે વકીલ ન થઇએ તો ન ચાલી શકે. અંગ્રેજો જડજ હોત, અંગ્રેજો જ વકીલ હોત, અંગ્રેજો જ સિપાઈ હોત, તો અંગ્રેજો માત્ર અંગ્રેજો ઉપર જ રાજ્ય કરત. હિંદી જડજ અને હિંદી વકીલ વિના ન ચાલી શકાયું. વકીલો કેમ થયા, તેઓએ કેવી ધાલાવેલી કરેલી એ બધું જો તમે સમજી શકો તો મારા જેટલો જ તિરસ્કાર તમને પણ છૂટશે. અંગ્રેજ સત્તાની એક ચાવી તે તેઓની અદાલત છે. અને અદાલતની ચાવી વકીલો છે. જો વકીલો વકીલાત છોડી દે અને એ ધંધો વેશ્યાના જેવો નીચ ગણાય તો અંગ્રેજી રાજ્ય એક દિવસમાં પડી ભાંગે. વકીલોએ હિંદી પ્રજાની ઉપર આરોપ મૂકાવ્યો છે કે આપણને કજીયા વહાલા છે અને આપણે કોર્ટ-દરબારરૂપી પાણીનાં માછલાં છીએ.

૧૦. વકીલને વિષે જે શબ્દો હું વાપરૂં છું તે જ શબ્દો જડજોને લાગુ પડે છે. એ બન્ને મશીઆઇ ભાઇ છે અને એક બીજાને જોર આપનારા છે.

૧૧. હું જે વિચારો તમારી આગળ રજુ કરૂં છું, તે અત્યારે તો મારા પોતાના છે. પણ તે કાંઈ મેં જ કરેલા છે એમ કાંઇ નથી. પશ્ચિમના સુધારકો પોતે મારા કરતાં વધારે લખી ગયા છે. તેઓએ વકીલ દાકતરને બહુ વખોડયા છે. તેમાંના એક લેખકે ઝેરી ઝાડ બનાવ્યું છે. તેની ડાળ વકીલ, દાકતર વિગેરે નકામા ધંધાદારીઓની કરી છે, અને તે ઝાડના થડની ઉપર નીતિધર્મ રૂપી કુહાડી ઉગામી છે. અનીતિને તે બધા ધંધાનું મૂળ એમ રૂપ આપ્યું છે. એટલે તમે સમજશો કે હું તમારી આગળ મારા ખીસ્સામાંથી કાઢેલા નવા વિચાર નથી મૂકતો, પણ બીજાનો તેમ જ મારો અનુભવ રજુ કરૂં છું.

૧૨. દાકતરોને વિષે મને મોહ હતો. એક વખત એવો હતો જ્યારે મેં પોતે દાકતર થવાનો ઇરાદો રાખેલો અને દાકતર

થઇ મારે કામની સેવા કરવી એમ ધાર્યું હતું. હવે મોહ ગયો છે. આપણામાં વૈદ્યનો ધંધો સારા ધંધામાં ગણાયો જ નથી તેનું હવે મને ભાન આવ્યું છે અને હું તે વિચારની કિમ્મત પારખી શકું છું.

૧૩. દાકતરી ટોળી દેશસેવા શી કરવાની હતી? પાંચ કે સાત વર્ષ સુધી મુડદાં ચુંથી, હિંસા કરી, નકામાં સૂત્રો ગોખી, શું ધાડ મારવી રહી? શારીરિક રોગ મટાડવાની શક્તિથી દેશને શો લાભ થાય! સમૂળગો શરીરમોહ વધે. દરદો કેમ ન થાય એ યોજના રચવી તે તો આપણે વૈદ્યકશાસ્ત્રથી અજ્ઞાન છતાં જાણી શકીએ. આનો અર્થ એમ નથી કે વૈદ્યો ન જ ઘટે. તે તો આપણી પાછળ રહેશે જ. કહેવાનો હેતુ એ છે કે તે ધંધાને ભારે રૂપ આપી, તેમાં ઘણા જુવાનો સેંકડો રૂપીયા અને કેટલાંક વર્ષ ખૂએ છે, તે ન ખોવા ઘટે. વિલાયતી વૈદ્યોથી રતિભાર પણ ફાયદો આપણને નથી થયો અને નથી થવાનો એ જાણી લેવાની જરૂર છે.

૧૪. દાક્તરોનું કામ માત્ર શરીર સંભાળવાનું છે. વળી શરીર સંભાળવાનું છે એમ પણ નથી, તેઓનું કામ શરીરમાં રોગ થાય તે દૂર કરવાનું છે. રોગ કેમ થાય છે? આપણી જ ગફલતથી. હું બહુ જમું; મને અજીર્ણ થાય, હું દાકતર પાસે જાઉં. તે મને ગોળી આપે, હું સાજો થાઉં, પાછો ખૂબ ખાઉં અને પાછો ગોળી લઉં. આમાં બન્યું તે આ છે. એ હું ગોળી ન લેત તો હું અજીર્ણની સજા ભોગવત અને ફરી પાછો હદ ઉપરાંત ન જમત. દાકતર પાછો વચમાં આવ્યો અને તેણે મને હદ ઉપરાંત ખાવામાં મદદ કરી, તેથી મને શરીરે આરામ તો થયો પણ મારૂં મન નબળું થયું. એમ ચાલતાં છેવટે મારી સ્થિતિ એવી થાય કે મારા મનની ઉપર હું જરા યે કાબુ ન રાખી શકું.

૧૫. મેં વિષય કર્યાં, હું માંદો પડયો. મને દાકતરે દવા આપી હું સાજો થયો, હું ફરી વિષય નહિ કરૂં? કરીશ જ. જો દાકતર વચમાં

ન આવત તો કુદરત પોતાનું કામ કરત. મારૂં મન દઢ થાત અને હું અંતે નિર્વિષયી થઈ સુખી થાત.

૧૬. ઇસ્પીતાલો એ પાપની જડ છે. ઇસ્પીતાલો સેતાનના ચરખા છે. સેતાન તેનો ઉપયોગ પોતાના લાભ માટે અને પોતાના રાજ્ય ઉપર પોતાની સત્તા કાયમ રહે તે માટે કરે છે. તે દોષને, દુર્દશાને, અધઃપાતને અને ખરી ગુલામગીરીને કાયમ કરે છે. ઇસ્પીતાલો વડે માણસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે કરે છે. ગુહ્યેન્દ્રિયના રોગો માટે અને ક્ષય માટે પણ ઇસ્પીતાલો ન હોત તો આપણામાં ગુહ્યેન્દ્રિયના દોષ તથા ક્ષય ઓછા પ્રમાણમાં હોત.

૧૭. ઇસ્પીતાલો વડે યુરોપી દાકતરો હદ વાળે છે. તેઓ માત્ર શરીરના જ ખોટા જતનની ખાતર લાખો જીવને દર વર્ષે મારે છે, જીવતા જીવ ઉપર અખતરા કરે છે. આવું એક પણ ધર્મને કબૂલ નથી. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી કહે છે કે માણસના શરીરને સારૂ આટલા જીવો મારવાની જરૂર નથી. દાકતરો આપણો ધર્મ ભ્રષ્ટ કરે છે. તેઓની ઘણી ખરી દવામાં ચરબી અથવા દારૂ હોય છે. આ બન્નેમાંથી એક પણ વસ્તુ હિંદુ અગર મુસલમાનને ખપે તેમ નથી. આપણે સુધરેલાનો ડોળ કરી બધાઓને વહેમી ગણી સ્વચ્છંદે ગમે તેમ કર્યા કરીએ એ જૂદી વાત છે. પણ દાકતરો ઉપર પ્રમાણે કરે છે તે ચોકખી અને સીધી વાત છે. આનું પરિણામ એ આવ્યું છે કે આપણે નમાલા અને નામર્દ બનીએ છીએ. આવી સ્થિતિમાં આપણે લોકસેવા કરવાને લાયક નથી હોતા, અને આપણે શરીરહીન તથા બુદ્ધિહીન થતા જઇએ છીએ. અંગ્રેજી કે યુરોપી દાકતરી શીખવી એ ગુલામોની ગાંઠ મજબૂત કરવાની ખાતર છે.

૧૮. આપણે દાકતર કેમ થઇએ છીએ તે પણ વિચારવાનું છે, તેનું ખરૂં કારણ આબરૂદાર અને પૈસા કમાવા ધંધો કરવાનું છે. પરોપકારની વાત નથી. એ ધંધામાં પરોપકાર નથી. એ તો હું

તમને બતાવી ગયો. તેથી લોકોને નુકસાન છે. દાક્તરો માત્ર આડંબરથી મોટી ફી લે છે, અને તેઓની દવા જે એક આનાની કિમ્મતની હોય તેનો તેઓ રૂપીયો લે છે. આમ વિશ્વાસમાં અને સારા થવાની આશામાં ઠગાય છે.

૧૯. [વકીલો અને દાકતરો હાલ જે ઉદ્દેશથી અને જે પદ્ધતિએ કામ કરી રહ્યા છે, તેથી તેઓ પોતાનો અને દેશનો આત્મા હણાવવામાં સાધનભૂત બની રહ્યા છે. દાકતરોએ દેશમાં અનીતિ વધારી અને વકીલોએ દેશને ગુલામીની બેડી પહેરાવીને સરકારના હાથ મજબૂત કર્યા, અને સ્વરાજ્યપ્રાપ્તિમાં તેઓ વિલંબ કરાવનારા નીવડયા.] આત્મસ્વાતંત્ર્ય–પોતાની ઉપર સ્વરાજ્ય મેળવવું–એ જ સાચામાં સાચું સ્વરાજ્ય છે. મુક્તિ કહો, મોક્ષ કહો, સર્વ કંઇ એ જ છે. અને દાકતરો, વકીલો કે રેલ્વે આપણા મોક્ષ માર્ગમાં મદદકર્ત્તા નથી, વિઘ્નરૂપજ છે–એ મારો મત બદલવાને મને હજુપણ કશું યે જડયું નથી. હું એ પણ કહું છું કે સરકાર અત્યારે જે સેતાની કાર્યમાં રોકાયેલી છે તેમાં ભળીને તો એવા મોક્ષસાધક આત્મસ્વાતંત્ર્યનો પ્રયત્ન સરખો અસંભવિત છે. ઇશ્વર અને સેતાન બન્ને જોડે સામટું સહિયારૂં ન જ થઇ શકે.



# ૩૪. સુધારો અને વૈદું.



૧. હું માનું છું કે દવાખાનાં વધ્યે જાય તેમાં સુધારાની કસોટી રહેલી નથી. ઉલટું, જે પ્રમાણે પાંજરાપોળો વધે, તે જેમ લોકોની પોતાનાં ઢોરના ભલા તરફ બેપરવાઇ બતાવે છે તે પ્રમાણે દવાખાનાં વધે તે પડતીની નિશાની છે. તેથી આપણે રોગને મટાડવા કરતાં તેને અટકાવવા તરફ જ કાળજી રાખીશું એવી હું આશા રાખું છું. ચિકિત્સાશાસ્ત્ર કરતાં આરોગ્યસંરક્ષણ શાસ્ત્ર બેસુમાર રીતે વધારે શ્રેષ્ઠ છે—જો કે તેને અમલમાં મૂકવાનું વધારે કઠણ છે. હું ચાલુ પ્રથાને મેલી વિદ્યા તરીકે ગણું છું, કેમકે તેથી લોકો શરીર ઉપર વધારે પડતું મહત્ત્વ મૂકવાને લલચાય છે અને અંદર રહેલા આત્મા તરફ વસ્તુતઃ બેદરકાર રહે છે.

૨. અત્યારના વૈદ્યકશાસ્ત્રમાંથી ધર્મને ફારગ કરવામાં આવ્યો છે. જે માણસ તેને કરવાની નમાજ યા ગાયત્રી યોગ્ય વૃત્તિથી દરરોજ કરે તેને માંદા પડવાનું કારણ નથી. આત્મા પવિત્ર હોય તો શરીર પણ નિરોગી બને છે. મને ખાત્રી થઇ છે કે ધાર્મિક વર્તનના મુખ્ય નિયમો પાળવાથી આત્મા અને શરીર બન્નેનું રક્ષણ થાય છે. અર્વાચીન વૈદ્યકશાસ્ત્રે રોગોની ચિકિત્સા કરતી વેળા શરીરની અંદર રહેલા સનાતન તત્ત્વ તરફ દુર્લક્ષ આપ્યું છે, અને આમ કરીને પોતાને કાર્ય કરવાનું જે ક્ષેત્ર, તેની મર્યાદા ઓળંગી ગયું છે. શરીરને રોગથી મુક્ત કરવાનો પ્રયત્ન કરતાં મનુષ્યથી નીચેની સૃષ્ટિની તેણે અવગણના કરી છે. પ્રાણીજાત ઉપર ઉપરીપણું ભોગવતો હોવાથી માણસ તેનો રક્ષક થવાને બદલે તેનો ભક્ષક

બન્યો છે, અને વૈદ્યકશાસ્ત્ર, પ્રાણીઓ ઉપર ગુજરતા જૂલમમાં માણસનું મુખ્ય હથીયાર થયું છે. મારા મત પ્રમાણે સજીવ પ્રાણીઓ ઉપર અજમાવવાની શરીર છેદન વિદ્યા એ ઇશ્વર અને તેની સુંદર સૃષ્ટિ સામે કરવામાં આવતા ઘોરમાં ઘોર ગુન્હાઓ પૈકી પણ સૌથી ઘોર ગુન્હો છે.

૩. સચેતન પ્રાણીઓને રીબાવવાની કિમ્મતે આપણે જીવવાનું હોયતો "જીવવું નથી" એમ કહેવાની આપણામાં શક્તિ આવવી જોઇએ. આપણે પ્રાણીઓ તરફ પ્રાથમિક દયા બતાવીએ નહિ તો આપણી પ્રાર્થનાઓમાં દયાળુ પરમેશ્વર પાસે દરરોજ આશીર્વાદો માગવા તે આપણને બરોબર છાજે નહિ.

૪. અર્વાચીન વિજ્ઞાન શાસ્ત્રીના ઉદ્દેશ સામે નહિ પણ તે ઉ`શે જે દિશા લીધી છે તેની વિરુદ્ધ મારી ફરીયાદ છે. ફક્ત ભૌતિક પ્રગતિને સહાય કરનાર નિયમો અને રીતોને શોધવામાં જ તે રોકાઇ રહ્યો છે. પરંતુ અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રીઓ જે ખંત, મહેનત અને ભોગથી પ્રેરાઇને સત્યની પાછળ લાગેલા છે તે બદલતો હું ફક્ત તેમની પ્રશંસા જ કરૂં છું. લાંબા વખતના અનુભવ ઉપરથી બંધાયેલો મારો અભિપ્રાય મારે દિલગીરીની સાથે જણાવવો પડે છે કે આપણા હકીમો અને વૈદ્યો તેવી વૃત્તિ થોડા પણ પ્રમાણમાં બતાવતા નથી. તેઓ બીનતકરારે જૂની રીતિઓને અનુસરે છે, અને જરા પણ શોધખોળ કરતા નથી. આપણા દેશી વૈદ્યકની સ્થિતિ ખરેખર ખેદજનક છે. અર્વાચીન શોધખોળની આગળને આગળ ન રહ્યાથી વૈદ્ય અને હકીમ લોકોનો ધંધો મોટે ભાગે અપયશ પામ્યો છે.



# ૩૫. રેલ્વેથી થયેલું નુકસાન.



૧. હિંદને રેલ્વેએ, વકીલોએ અને દાક્તરોએ કંગાલ બનાવી દીધો છે. એ દશા એવી છે કે જો આપણે વેળાસર નહિ જાગીએ તો ચોમેરથી ઘેરાઇ જઇશું.

૨. સુધારો તે કેવો સુધારો એ તો મુશીબતે માલૂમ પડે તેમ છે. તબીબો તમને કહેશે કે ધાસણીના દરદવાળો મોતના દહાડા સૂધી પણ જીવવાની આશા રાખ્યા કરે છે. ધાસણીનો રોગ ઉપરથી દેખાય એવી ઇજા કરતો નથી. વળી તે રોગ માણસને ખોટી લાલી આપે છે. તેથી રોગી વિશ્વાસે તણાયા કરે છે અને છેવટે ડૂબે છે. તેમ જ સુધારાનું સમજવું. એ અદ્રશ્ય રોગ છે. તેનાથી ચેતજો.

૩. તમને ઉગી આવશે કે રેલ્વે ન હોય તો અંગ્રેજોનો કાબુ હિંદ ઉપર છે તેટલો તો ન જ રહે. રેલ્વેથી મરકી ફેલાઇ છે. જો રેલ્વે ન હોય તો માણસો થોડા જ એક જગ્યાએથી બીજી જગ્યાએ જશે. તેથી ચેપી રોગો આખા દેશમાં નહિ જઇ શકે. સહેજે ' સેગ્રીગેશન ' સૂતક આપણે પહેલાં પાળતા. રેલ્વેથી દુકાળ વધ્યા છે, કેમકે રેલ્વેની સગવડતાથી લોકો પોતાનો દાણો વેચી કહાડે છે. જ્યાં મોંઘવારી હોય ત્યાં અનાજ તણાઇ જાય છે. લોકો બેદરકાર બને છે; અને તેથી દુકાળનું દુઃખ વધે છે. રેલ્વેથી દુષ્ટતા વધે છે. ખરાબ માણસો પોતાનો ખરાબો ઝપાટાથી ફેલાવી શકે છે. જે યુગમાં ઝડપથી આવજા કરવી શકય ન હતી, અને જે યુગમાં શિક્ષકો અને ઉપદેશકો દેશના એક ખૂણેથી બીજે

ખૂણે, દરેક જાતનાં જોખમો વેઠીને, પોતાના આનંદ ખાતર નહિ, પોતાની તંદુરસ્તી સુધારવા માટે નહિ, (જો કે એ બધું તેઓની મુસાફરીથી નીપજતું હતું) પરંતુ માણસ જાત માટે પગે જતા, તે જ યુગમાં કાશી અને યાત્રાનાં બીજાં સ્થળો પવિત્ર નગરો હતાં, પરંતુ આજે તે સ્થળો તિરસ્કારને પાત્ર બન્યાં છે. હિંદમાં જે પવિત્ર સ્થાનો હતાં તે અપવિત્ર થયાં છે. અગાઉ લોકો બહુ મુશીબતે તેવી જગાએ જતા. તેવા લોકો ખરેખર ભાવથી ઇશ્વર ભજવા જતા.

૪. 'પણ રેલ્વેનો મોટામાં મોટો લાભ બીજા ગેરફાયદાને ભૂલાવી દે છે. રેલ્વે છે તો આજે હિંદમાં એક પ્રજાનો જુસ્સો જોવામાં આવે છે, એટલે રેલ્વે ભલે આવી, એમ કહેવામાં ભૂલ જ છે. તમને અંગ્રેજે શીખવ્યું છે કે તમે એક પ્રજા ન હોતા, અને થતાં સેંકડો વર્ષો જશે. આ વાત તદ્દન પાયા વગરની છે, જ્યારે હિંદમાં અંગ્રેજો ન હોતા, ત્યારે આપણે એક પ્રજા હતા. આપણા વિચારો એક હતા, આપણી રહેણી એક હતી. ત્યારે તો તેઓએ એક રાજ્ય સ્થાપ્યું. ભેદ તો પછી તેણે જ પાડયા.

૫. એક પ્રજાનો અર્થ એવો નથી કે આપણી વચ્ચે અંતર ન હોતો. પણ આપણા મુખ્ય માણસો પગે પાળા કે ગાડામાં આખા હિંદમાં ફરતા. તેઓ એક બીજાની ભાષા શિખતા અને તેઓની વચ્ચે અંતર ન હોતું. જે દીર્ઘદર્શી, પુરુષોએ શ્વેતબિન્દુ, રામેશ્વર, જગન્નાથ અને હરદ્વારની જાત્રા ઠરાવી તેઓનો શો વિચાર હતો તે તમે જાણો છો? તેઓ મૂર્ખ ન હોતા એમ તમે કબુલ કરશો. તેઓ જાણતા હતા કે ઇશ્વર ભજન તો ઘેર બેઠાં થાય છે. તેઓએ જ આપણને શિખવ્યું છે કે જેનું મન ચંગા તેને ઘેર બેઠાં ગંગા છે. પણ તેઓએ વિચાર્યું કે હિંદને કુદરતે એક મુલક બનાવ્યો છે. તે એક પ્રજા હોવી જોઇએ. તેથી તેઓએ જૂદાં સ્થાનકો ઠરાવી લોકોને એકતાનો ખ્યાલ

એવી રીતે આપ્યો કે જેવું દુનિયામાં બીજી જગ્યાએ નથી. બે અંગ્રેજ એક નથી તેટલા એક આપણે હિંદી હતા અને છીએ. માત્ર તમે અમે જે સુધર્યા છીએ તેને મન જ હિન્દુસ્થાનમાં જૂદી જૂદી પ્રજા છીએ એમ આભાસ આવ્યો. રેલ્વેથી આપણે જૂદી પ્રજા માનતા થયા, અને રેલ્વેથી આપણે એક પ્રજાનો ખ્યાલ લાવતા થયા છીએ, એમ માનો તો મને બાધ નથી.

૬. અફીણી કહી શકે છે કે અફીણના ગેરફાયદાની ખબર અફીણથી જ પડી, વાસ્તે અફીણ એ સારી વસ્તુ છે. માણસને એવી રીતે પેદા કરેલ છે કે તેણે પોતાના હાથથી જ બને તેટલું આવાગમન કરવું. જો આપણે રેલ્વે વિગેરે સાધનોથી દોડધામ ન કરીએ તો આપણને બહુ ગુંચવાડા ભરેલા સવાલો ન આવી પડે. આપણે હાથે કરીને દુઃખ વહોરી લઇએ છીએ.

૭ માણસની હદ ખુદાએ તેના શરીરના ઘાટથી જ બાંધી. તો માણસે તે ઘાટની હદ ઓળંગવાના ઉપાય શોધી કહડાયા. માણસને અક્કલ એવા કારણથી આપી કે તે ખુદાને પીછાને. માણસે અક્કલનો ઉપયોગ ખુદાને ભૂલવામાં કર્યો. મારાથી મારી કુદરતી હદ મુજબ મારી આસપાસ વસતા માણસોની સેવા થઇ શકે. તો મેં ઝટ લઇને મારી મગરૂરીમાં શોધી કહાડયું કે મારે તો આખી દુનિયાની સેવા મારા શરીર વડે કરવી. આમ કરવા જતાં ઘણા ધર્મના અને ઘણા પ્રકારનાં માણસો સામે આવે તે બોજો માણસ જાત ઉપાડી શકે જ નહિ એટલે પછી અકળાય છે.

૮. આ વિચાર પ્રમાણે તમે સમજી લેશો કે રેલ્વે એ ખરેખરૂં તોફાની સાધન છે. રેલ્વેનો ઉપયોગ કરી માણસ ખુદાને ભૂલેલ છે.

૯. સત્યાગ્રહની સાચી ભાવનાથી જ હું ઉપરના લગભગ નિશ્ચિત નિર્ણયો કરી શકયો છું. સત્યાગ્રહી તરીકે મારે આ

વિચાર કરવાનો નથી કે આવો જબરો સુધારો જે લોકો ચાલુ ગાંડી દોડધામમાં સંતોષ મેળવવા મથે છે તેઓમાં દાખલ કરાવી શકાશે કે કેમ ! મને જો તેનું સત્ય સમજાય તો તેને અનુસરવામાં મારે આનંદ માનવો જોઇએ, અને તેથી જ પ્રજાનો આખો સમુદાય તેમ કરવા માંડે નહિ ત્યાંસુધી હું વાટ જોઇ શકું નહિ. આપણા માંહેલા જેઓ આમ વિચારે છે તેઓએ જરૂરી પગલાં લેવાં જોઇએ, અને બાકીનાને આપણે ખરા હોઇશું, તો પાછળ આવવું પડશે. સિદ્ધાંત તૈયાર છે; આપણા વર્તનથી જેટલું બને તેટલું કરી તે સિદ્ધ કરવાનો છે. આપણે દોડધામ વચ્ચે રહેતા હોવાથી, બધા દોષોથી વખતે છૂટી શકીશું નહિ. દરેક વખતે હું આગગાડીમાં બેસું છું અથવા મોટરનો ઉપયોગ કરૂં છું ત્યારે મને લાગે છે કે મારી સત્યની ભાવનાને હું અન્યાય કરૂં છું. આ ધોરણે વિચારતાં જે ન્યાયદૃષ્ટિએ પરિણામ આવે તેની મને ભીતિ નથી. ઇંગ્લાંડ જવામાં તેમ દક્ષિણ આફ્રિકા અને હિંદ વચ્ચે જબરી આગબોટો મારફત વ્યવહાર ચાલે એમાં પણ અને એવી અનેક બાબતોમાં અહિત રહ્યું છે.

૧૦. આગગાડીઓ કે દવાખાનાંઓનો નાશ કરવાનો મારો ઇરાદો નથી; પણ તેઓ આપોઆપ બંધ પડે તે હું આવકારદાયક જ લેખું. આગગાડીઓ કે દવાખાનાં, ઉચ્ચ અને શુદ્ધ સુધારાની કસોટી નથી. વધુમાં વધુ તેઓ એક આવશ્યક રોગ છે. એ બેમાંના કશાથી પ્રજાની નૈતિક ઉન્નતિમાં એક તસુ જેટલો પણ વધારો થતો નથી. તેમ જ અદાલતોનો કાયમનો નાશ કરવાની મારી ધારણા નથી, કારણ કે હું તેમને ખરા મનથી ઇચ્છવા યોગ્ય સંપૂર્ણતાની નિશાની તરીકે ગણું છું. તેમ જ બધી કારીગરી તથા બધી મીલોનો નાશ કરવાનો મારો પ્રયત્ન એથી યે ઓછો છે. તેને માટે વધારે સાદાઇ અને વધારે મોટા ત્યાગની જરૂર છે. લોકો આજ તેને માટે તેટલા તૈયાર નથી.

# ૩૬. આગગાડીના ત્રાસ.

૧. જે હાડમારી રેલ્વેના ત્રીજા વર્ગના મુસાફરો ભોગવી રહ્યા છે, તેમાંથી તેઓનો છૂટકારો કરવા જેવી અસરકારક સેવા બજાવવાનો સુંદર અવસર, દરેક કાર્યકર્તાને—જે પોતાનો આખો કે થોડો વખત તેવા કાર્યમાં રોકવા ધારે છે, તેને—ભાગ્યે જ મળી શકે. આ બાબત ગરીબ અને મધ્યમ વર્ગના આપણા લાખો દેશબાંધવોને લગતી છે.

૨. આપણી અંત્યજ વર્ગો તરફની ક્રૂર વર્તણુકથી તેઓ શારીરિક સ્વચ્છતાના નિયમો અને સ્વમાનના વિચાર માત્ર માટે બેદરકાર થઇ ગયા છે; તેવી જ રીતે દરેક પ્રકારની અગવડ અને અપમાન લાચારીથી સહન કરવાની ટેવથી, પ્રજાની દેખીતી રીતે અધોગતિ થઇ રહી છે. એકાદ ગંદા ડબામાં જગ્યા મેળવવા માટે જેઓને હડકાયેલા કુતરાની પેઠે હંમેશાં ધક્કામુક્કી કરવી પડે, ઉભા રહેવાની જગ્યા મેળવવા માટે પણ જેઓને બહાર ઉભી બારીમાંથી ગાળાગાળી અને ટંટો કરવો પડે, મુસાફરી દરમિયાન કચરામાં જેઓને લોટવું પડે, કુતરાની પેઠે જેઓને નાસતો લેવો પડે પોતા કરતાં શરીરે વધારે જોરાવર પાસે જેઓને સદા નમવું પડે, અને બકરાંની પેઠે સિંચાઇ જેઓને ઘણી યે રાત બેઠાં બેઠાં જેટલી ઉંઘ મળે તેટલાથી જ ચલાવી લેવું પડે, તેઓની પૂરી અધોગતિ થયા સિવાય બીજું શું સંભવી શકે ?

૩. હાવરા–લાહોર લાઇનમાં આપણા કાબુલી દોસ્તો ત્રીજા વર્ગના મુસાફરોનું થોડું ઘણું બાકી રહેલું દુઃખ પૂરૂં કરે છે. દરેક

કાબુલી, સપાટ ભૂમિ ઉપરથી આવનાર ગમે તેટલા મુસાફરો કરતાં પોતાને વધારે જોરાવર માને છે. આવા ત્રાસની અસર પ્રજાનાં ચારિત્ર્ય ઉપર અધમ પ્રકારની થયા વિના ન જ રહે. આપણે ગણ્યાગાંઠ્યા કેળવાયેલાઓએ મુસાફરવર્ગને આ ત્રાસમાંથી છોડાવવા જોઇએ, અથવા તેઓની વતી બોલવાનો કે તેઓને દોરવાનો આપણો દાવો હંમેશ માટે છોડી દેવો જોઇએ.

૪. હું માનું છું કે આગગાડીમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ ઉપર જે દુઃખ પડે છે તે ખરેખર અસહ્ય છે. હિંદની પ્રજાને મૂંગે મોંઢે દુઃખો સહન કરવાની તાલીમ મળી છે, એટલે લાખો આ દુઃખ સહન કરે છે. આમ દુઃખ સહન કરવામાં બહુ ગુણ છે, પણ તેની સીમા હોવી જોઇએ, કેવળ નબળાઇથી સહન કરેલું દુઃખ નામર્દાઇ છે. આગગાડીની હાડમારી સહન થઈ• રહી છે એ નામર્દાઇનો આભાસ આપે છે. આ દુઃખો બે પ્રકારનાં છે. એક તો રેલ્વેખાતાની ખામીને લીધે, અને બીજો ઉતારૂઓની બેદરકારીને લીધે. આ હાડમારીના ઇલાજ પણ બે પ્રકારના છે. તેનું કારણ રેલ્વેખાતુ છે. ત્યાં સર્વેએ જેને કડવો અનુભવ થાય તેણે તે ખાતાને લખવું. ગુજરાતી ભાષામાં પણ લખી શકાય. વર્તમાનપત્રોમાં પોકાર કરવા. બીજો ઇલાજ એ છે કે જ્ઞાનવાન્ ઉતારૂઓએ અજ્ઞાત ઉતારૂઓને રીતભાતનું જ્ઞાન આપવું. તેની ગંદાઇ, બેદરકારી વિગેરે તરફ તેનું ધ્યાન ખેંચવુ.

૫. સમાજ સેવા માટે આ પૂરતું કામ છે. આવા પ્રકારના કાર્ય માટે સ્વયંસેવકો ગાડીમાં બેસે, લોકોની કર્તવ્યવૃત્તિ કેળવે, ગર્દી ઘટાડવા, ગાર્ડ અને બીજા અમલદારોને બોલાવે, મુસાફરો ગાડીમાં ચડઉતર [ ધક્કામુક્કી વિના ] કરે તેની સંભાળ રાખે. ઘણા વખત સુધી આપણે દુઃખ વેઠ્યું છે એટલે ઉતાવળની જરૂર નથી, એમ કહેવું એ ઉત્તર ન કહેવાય. ખોટાને ભોગવટાનો હક્ક ન મળી શકે.

૬. હું અધિકાર વર્ગને સૂચવીશ કેઃ—જો તમે સ્ટેશન માસ્તર હો તો તમારાથી મુસાફરોનાં ઘણાં દુઃખનું નિવારણ થઇ શકે.

તમે પોતે ગરીબ ઉતારૂઓની સાથે વિવેક વાપરી તમારી નીચેનાઓને તેમ કરવાનો દાખલો બેસાડી શકશો.

૭. તમે ટીકીટ આપવાનો હોદ્દો ભોગવતા હો તો પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને જેટલો વખત આપો છો અને તેઓના ઉપર જેટલું ધ્યાન રાખો છો, તેટલો વખત અને તેટલું ધ્યાન ગરીબોને પણ મળવું જોઇએ એ તમે સહેજ વિચારે સમજી શકશો. ગરીબોની ઉપર રેલ્વેની હસ્તીનો આધાર છે, અને તેની પાસેથી મળેલા પૈસા ઉપર તમારા પગારનો મોટો આધાર છે.

૮. કેટલાક ટીકીટ આપનારા, ગરીબોને ગાળ દે છે, તુંકારી નાંખે છે. અને તેમ કર્યા પછી પણ જેટલી મોડી બને તેટલી મોડી ટીકીટ આપે છે. આમાં કશી મોટાઈ નથી. માગનારને વેળાસર ટીકીટ આપવામાં તેનો ઘણો વખત બચે છે, અને તમને કાંઇ હાનિ થતી નથી.

૯. તમે જો સિપાઈ હો તો તમારે લાંચ રૂશ્વતથી બચવું ઘટે છે. ગરીબોને ધક્કા નહિ મારવાનો નિશ્ચય કરવો ઘટે છે, અને તેઓની ઉપર રહેમ નજર રાખવી ઘટે છે. એટલું સમજવું જોઇએ કે જનસમૂહના તમે નોકર છો, તેના સરદાર નથી. તેઓને અડચણમાંથી બચાવવા એ તમારો ધર્મ છે. તમે પોતે જ અડચણરૂપ બનો એ તો અન્યાય જ ગણાય.

૧૦. હું શિક્ષિત ઉતારૂઓને સૂચવીશ કે તમે ભણેલા છો અને અને તમને દેશની દાઝ છે. તમારી દેશદાઝનો પ્રયોગ તમારા પ્રસંગમાં આવતા અશિક્ષિત અથવા ગરીબ ઉતારૂઓનું ભલું કરવામાં કરો તો તે અનાયાસે પ્રાપ્ત થયેલી દેશસેવા ગણાશે. દાખલા તરીકે કોઇ ઉતારૂ ઉપર જૂલમ થતો હોય તો તમે તેને અનેક પ્રકારે મદદ કરી શકો છો. તમે ત્રીજા વર્ગમાં ન જતા હો તોપણ અનુભવને અર્થે કોઇ પણ વાર જશો તો ત્રીજા વર્ગના ઉતારૂઓને ઘણો લાભ થવા સંભવ છે.

૧૧. તમે તમારો દરજ્જો બતાવ્યા વિના ટીકીટ વિગેરે લેવા તેના પ્રસંગમાં આવશો તો તેમ કરતાં જે હાડમારી પડે તેનો ઇલાજ શોધી શકશો, અને તમને મળેલી સગવડ થોડા વખતમાં જનસમાજને મળશે.

૧૨. ઘણી વખતે તો શિક્ષિતવર્ગ પોતે જ ત્રીજા વર્ગના ઉતારૂ ઉપર જૂલમનું કારણ બને છે. તેઓ ખસૂસ ઉતાવળમાં પોતાને સારૂ ટીકીટ માગે છે, ગાડીમાં ખસૂસ સગવડ લે છે, જોઇએ તે કરતાં વિશેષ જગ્યા લે છે, અને તેથી ગરીબડાઓને મુશીબત પડે છે. આમ જૂલમનું સાધન થવામાંથી તો શિક્ષિતવર્ગે જરૂર મુક્તિ મેળવવી જોઇએ. જે કાંઇ એબ સ્ટેશનો વિષે અથવા ગાડી વિષે તમે જુઓ તે વિષે રેલ્વે અધિકારી વર્ગને લખવું એ તમારી ફરજ છે.

૧૩. હું સમસ્ત ઉતારૂ વર્ગને સૂચવીશ કે તમે ગમે તેવા પ્રકારના ઉતારૂ હો, શિક્ષિત કે અશિક્ષિત, ગરીબ કે તવંગર, પણ નીચેની સૂચના યાદ રાખશો:—

૧. સ્ટેશનમાં જતાં કે આગગાડીમાં બેસતી વેળાં તમે બળ કરીને પહેલાં પેસી જાઓ એમ કરવાને બદલે તમે સૌથી છેલ્લા હશો તોપણ કાંઇ હરકત નથી એમ સમજીને વર્તશો તો તમને કશી ઇજા નહિ પહોંચે, અને બીજાઓને તમારી મર્યાદાનો લાભ મળશે.

૨. ગાડીમાં બેઠા પછી તમે સમજશો કે તેમાં લખેલી સંખ્યા સુધી બીજાઓને બેસવાનો હક્ક તમારા જેટલો જ છે. એટલે જો તમે બીજાને આવતા અટકાવો તો તમે જૂઠું બોલીને નીતિના કાયદાનો ભંગ કરશો; તેમ જ રેલ્વેના કાયદાનો ભંગ કરશો.

૩. તમે ત્રીજા વર્ગના ઉતારૂને અધિકાર છે તેટલો જ સામાન સાથે રાખશો તો બીજાઓ સુખેથી બેસી શકશે. એથી વધારે સામાન લઇ જવાની તમારી શક્તિ હોય

તો તમને ઘટે છે કે વધારાના સામાનને તમારે માલના ખટારામાં મુકાવવો અને વધારાનું ભાડું આપવું.

૪. તમારો સામાન એવા પ્રકારનો હોવો જોઇએ કે તે બાંકડાની નીચે અથવા તો સામાન રાખવાની પેઢલીઓ ઉપર સહેલાઇથી સમાઈ શકે.

૫. તમે પૈસે ટકે સુખી હો અને પરોપકારી મતલબ ન હોય ત્યાંસુધી તમારે ઉપલા વર્ગની ટીકીટ લઇને તમારૂં સુખ મેળવવું જોઇએ. કેવળ કંજુસપણાથી તમે ત્રીજા વર્ગની ટીકીટ લ્યો તેમાં તો ગરીબ ઉતારૂઓ ઉપર બોજારૂપ જ થાઓ; પણ કદાચ તમારી ઇચ્છા ઉપલા વર્ગમાં જવાની ન હોય, તોપણ તમારી પૈસા સંબંધી સ્થિતિનો તમારે એવો ઉપયોગ તો ન જ કરવો જોઇએ કે જેથી તમારો સામાન અને તમે તમારી સાથે બેઠેલા તમારા ભાઇઓને ત્રાસદાયક થાઓ.

૬. તમારે યાદ રાખવું જોઇએ કે લાંબી મુસાફરીએ જતાં બધા ઉતારૂઓને સુવાની કાંઇક સગવડ મળવાનો અધિકાર છે; એટલે તમારે ભાગે પડતી નિદ્રા જ લઈ શકાય.

૭. ગાડીમાં બેઠા પછી તમારે વિચારવું જોઇએ કે તમે બીડી પીનારા હો તો બીજાને અગવડ ન પડે તેમ તેઓની રજા લઇને જ તમે પી શકો છો.

૮. તમારે થૂંકવું હોય ત્યારે તમે જો ગાડીની અંદર જ પગ મેલવાની જગ્યા ઉપર થુંકશો તો એથી ઘણી ગંદકી થશે, તેથી દરદો થવાનો પણ સંભવ છે, અને કેટલાક ચોકખાઇના નિયમો જાળવનાર ઉતારૂઓને એ કુટેવ અસહ્ય વેદના આપનારી થઈ પડશે.

૯. રેલ્વેનાં પાયખાનાં સંભાળથી વાપરશો તો બધાની સુખાકારીમાં વધારો થશે, જેમ તેમ વાપરીને ચાલ્યા જવામાં તમારી પાછળ જનારાં ઉતારૂઓનો તમે જરા પણ વિચાર નથી કરતા.

૧૦. મુસાફરી કરતી વખતે તમે બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર છો અને બીજા તેથી અલગ વર્ણના છે, અથવા તમે હિંદુ છો અને બીજા મુસલમાન છે, અથવા તમે મુંબઈ ઇલાકાના છો અને બીજા મદ્રાસના છે, એવો ભેદભાવ લાવી દ્વેષ ઉત્પન્ન કરવાને બદલે તમે બધાં હિંદુસ્થાનનાં સંતાન છો અને અત્યારે પ્રસંગને લઈને એક છાપરી નીચે ભેળા થયા છો એમ જાણો અને ભ્રાતૃભાવ રાખો તો તે જ ઘડીએ સુખી થાઓ અને હિંદુસ્થાનને શોભાવો.



# ૩૬. વર્તમાનપત્રો.

૧. આખા જગતમાં બે પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે. એક ક્ષણિક છે અને ક્ષણિક સુખને સારૂ જ હોય છે. ડાહ્યા માણસો તેનો ત્યાગ કરે છે અથવા તેને સારૂ અલ્પ પ્રયાસ કરે છે. બીજી પ્રવૃત્તિ સ્થાયી હોય છે; તેનો કાયર° માણસ ત્યાગ કરે છે, કેમકે તેમાં નિરંતર પ્રયત્નની જરૂર પડે છે.

૨. અત્યારે હિંદુસ્થાનમાં પણ આમ બે પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહી છે. સરકારના ઝીણા ઝીણા અન્યાયો અને જૂલમોનો વિચાર કરવામાં પ્રજા બહુ રોકાયેલી જોવામાં આવે છે. તેમાં રસ આવે છે, કેમકે થોડા મસાલાદાર શબ્દો વાપરવાનો કે સાંભળવાનો આપણને પ્રસંગ મળે છે. આવી પ્રવૃત્તિમાં બહુ રોકાવાથી પ્રજા ચડે નહિ પણ પડે. આનો અર્થ એવો નથી કે જૂલમની સામે તો એવી બાથ ભીડવી કે ફરી જૂલમ થાય જ નહિ. અહિં કહેવાની મતલબ માત્ર એટલી જ છે કે જૂલમની જ વાતોને આપણે પ્રજાજીવનનો મૂખ્ય ભાગ નહિ કરી મૂકવો. કરોડો માણસોને તેમાં રસ પણ નહિ આવી શકે. જ્યાં જૂલમ એ જ મુખ્ય વસ્તુ છે ત્યાં પ્રજા હંમેશાં પોતાના બચાવના કાર્યમાં જ રોકાયેલી રહે છે અને તેવી સ્થિતિમાં પ્રજાની પાસે બીજી પ્રવૃત્તિની વાત કરવી એ પણ ભૂખથી પીડાતાની પાસે ગાયન ગાવા જેવું છે.

૩. હિંદુસ્થાનમાં આપણે એ સ્થિતિને નથી પહોંચ્યા. અંગ્રેજ સરકારની રાજ્યનીતિ મિશ્રિત છે. તેમાં ન્યાય છે અને અન્યાય પણ છે. એ રાજ્યનીતિનું બંધારણ તો ન્યાયી°જ ગણાય; પણ રાજ્યનીતિનો અમલ કરનારા વખતોવખત ભૂલ ખાય છે, તેથી

અન્યાય થાય છે અને પ્રજાને તે ભૂલ સુધારવામાં રોકાવું પડે છે. એમ કરવું એ પ્રજાની ફરજ છે.

૪. પણ પ્રજાનું સ્થાયી સુખ જેમાં છે એ પ્રવૃત્તિ શોધી તે ચલાવવામાં પ્રજાને મદદ કરવી, પ્રજાને દોરવી એ વર્તમાનપત્રોનું કાર્ય છે. મારી ખસૂસ માન્યતા છે કે એવી સ્થાયી પ્રવૃત્તિમાંની મુખ્ય સ્વદેશીની પ્રવૃત્તિ છે, તેમજ પ્રજાની શુદ્ધ કેળવણીનો માર્ગ શોધવો, ખેડુતોનું જીવન દરિદ્ર છે તેને શોભાયમાન કરવાના ઉપાયો શોધવા, પ્રજા અનેક પ્રકારના રોગોથી પીડાય છે તેનાં કારણો અને તેનાં ઔષધ શોધવાં એ છે. આ બધી પ્રવૃત્તિ પ્રજાને ઉંચે માર્ગે લઈ જનારી છે; તેથી વર્તમાનપત્રને, ઉપર જણાવી તેવા પ્રકારની સ્થાયી પ્રવૃત્તિઓમા વિશેષ રોકવું જોઈએ. જ્યાંસુધી પ્રજાનાં બધા અંગ ખિલવી ન શકાય, ત્યાંસુધી પ્રજાની ખરી ઉન્નતિ ન સંભવે. આવા પ્રકારની પ્રવૃત્તિમા પ્રજા રોકાય તો શુદ્ધ સ્વરાજ્ય મેળવે અને ભોગવે.

૫. મારી અલ્પમતિ પ્રમાણે વર્તમાનપત્રનો ધંધો આજીવિકાને અર્થે કરવો અનિષ્ઠ છે. કેટલાંક કાર્યો એવાં જોખમ ભરેલાં અને સાર્વજનિક હોય છે કે તે કાર્યમાંથી આજીવિકા મેળવવાનું રાખવાથી મૂળ ઉદ્દેશને હાનિ પહોંચે છે. જ્યારે વર્તમાનપત્રને તેથી પણ વિશેષ કમાણીનું સાધન કરવામાં આવે, ત્યારે તો ઘણો અનર્થ થવાનો સંભવ રહે છે. આવો અનર્થ ઘણો ચાલી રહ્યો છે એ મારે વર્તમાનપત્રનો જેને અનુભવ છે તેની આગળ સિદ્ધ કરવાનું નથી રહેતું.

૬. વર્તમાનપત્રનું કાર્ય લોકશિક્ષણ છે. વર્તમાનપત્રમાંથી લોકોને આધુનિક ઇતિહાસ મળી રહે છે. આ કામ ઓછી જવાબદારીનું નથી. એમ છતાં આપણે અનુભવીએ છીએ કે વર્તમાનપત્ર ઉપર વાંચકવર્ગ વિશ્વાસ નથી મૂકી શકતો. ઘણી વેળા તો વર્તમાનપત્રોમાં આપેલી હકીકતથી ઉલટી જ બીના બનેલી જોવામાં આવે છે. જો વર્તમાનપત્રો પોતાનું કાર્ય લોકશિક્ષણનું છે એવું

સમજે તો હકીકતો દાખલ કરતાં પહેલાં અચકાયા વિના ન રહે. વર્તમાનપત્રની સ્થિતિ ઘણી વેળા કફોડી હોય છે એમાં શક નથી. ટુંકી મુદતમાં તેઓને સારાસારનો નિર્ણય કરવો પડે છે. અને સાચી હકીકતનું અનુમાન જ કરવું પડે છે. એમ છતાં હુ માનું છું કે સાચી હકિકતનો નિશ્ચય ન થઇ શકયો હોય તો મુદલ તે હકિકત ન જ આપવી એ વધારે સારૂં છે.

૭. છાપાનું કામ લોકોની લાગણી જાણવી અને તેને પ્રગટ કરવી તે એક છે. બીજું કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ છે. અને ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુસીબતો પડે તોપણ બેધડક થઇ બતાવવી.

૮. ઘણા પ્રસંગો એવા હોય છે કે વર્તમાનપત્રામાં ચર્ચવાથી તેના શુદ્ધ ફડચામાં વિઘ્ન આવે છે. પણ જ્યારે કોઇ પ્રસંગ વિષે લોકો માંહોમાંહે વાત કરતા થઇ જાય, ત્યારે તેનું ખરૂં સ્વરુપ લોકો સમક્ષ મૂકવું એ પત્રકારની ફરજ થઇ પડે છે.

૯. વર્ણનમા ગુસ્સો અને છટા ઓછી હોય તો સારૂં. બનેલા બનાવના વર્ણનમા વિશેષણો જેમ ઓછાં હોય અને વર્ણન કરનારનો અભિપ્રાય તેમાં ઓછો પરોવાયેલો હોય તેમ તેનો હેતુ વધારે સચવાય. પરંતુ અનુભવ વગરનાં માણસનાં વર્ણન સંપૂર્ણ હોવાની આશા કયાંથી રખાય? ખાસ કરીને એ વર્ણનોના પણ જ્યારે અચોક્કસ માણસોને હાથે અંગ્રેજી તરજુમા થાય, અને તરજુમો કરનાર પણ પોતાનું કંઇ તેમાં ઘુસાડી દેવાને તત્પર હોય, ત્યારે તો એવી આશા રાખવી વ્યર્થ છે. ગમે તેમ હોય, પણ વાંચકને મારી સલાહ છે કે સત્તાવાર હકીકત તેમની પાસે આવે ત્યાંસુધી તેમણે પોતાનો અભિપ્રાય બાંધી ન લેવો.

૧૦. વક્તાઓનાં ભાષણો પત્રમાં આપતાં હિંદુસ્થાનનાં વર્તમાનપત્રોમાં ઘણા દોષો જોવામાં આવે છે. વકતાઓનાં ભાષણો ઉતારવાની શકિત ધરાવનારા ઓછા છે તેથી હંમેશાં વક્તાઓનાં ભાષણોનો

કેવળ ખિચડો જોવામાં આવે છે. સારામાં સારો નિયમ તો એ જ છે કે દરેક વક્તાનાં ભાષણનું 'પ્રૂફ' તેને સુધારવાને મોકલી દેવું જોઇએ અને જો તે પોતાના ભાષણનું 'પ્રૂફ' ન સુધારે તો જ વર્તમાનપત્રે પોતાનો લીધેલો સાર આપવો.

૧૧. ઘણી વેળા એવું જોવામાં આવે છે કે વર્તમાનપત્રો માત્ર જગ્યા ભરવાને જ સારૂ જે તે વસ્તુ આપે છે. આ ટેવ સર્વવ્યાપક જોવામાં આવે છે. પશ્ચિમમાં પણ આમ જ છે. તેનું કારણ એ જ છે કે વર્તમાનપત્રો ઘણે ભાગે કમાણી ઉપર નજર રાખે છે. વર્તમાનપત્રોએ ભારે સેવા બજાવી છે એમાં શક નથી. એથી દોષો ઢંકાઇ જાય છે, પણ જેમ સેવા બજાવી છે તેમ જ હાનિ ઓછી નથી કરી એમ મારો મત છે. હાલના વર્તમાનપત્રના ધંધામાં ઉપર ચોટિયું જ્ઞાન, પક્ષપાત, ભૂલો અને ઘણીવાર અપ્રામાણિકતા સુદ્ધાં જે ઘૂસી ગયાં છે તે ન્યાયી અને પ્રામાણિક માણસોને સદાય અવળે રસ્તે દોરે છે.

૧૨. પશ્ચિમમાં કેટલાક પત્રો એટલાં અનીતિથી ભરેલાં હોય છે કે તેને અડકવું એ પણ દોષ છે. ઘણુ વર્તમાનપત્રો પક્ષાપક્ષથી ભરેલાં હોવાથી લોકોમાં દ્વેષ ફેલાવે છે અથવા વધારે છે. ઘણી વેળા કુટુંબો વચ્ચે, જાતિઓ વચ્ચે કલહ પણ પેદા કરાવે છે. એટલે લોકસેવા બજાવી છે તેથી વર્તમાનપત્રો ટીકાપાત્ર મટતાં નથી. એકંદરે તેમની હૈયાતીથી હાનિ લાભ સરખાં હોવાનો સંભવ છે.

૧૩. વર્તમાનપત્રોમાં એવી પ્રથા પડી ગયેલી જોવામાં આવે છે કે તેઓએ મૂખ્ય કમાણી લવાજમમાંથી નહિ, પણ જાહેર ખબરોમાંથી કરવી. આનું પરિણામ તો કષ્ટદાયી જ આવેલું છે. જે છાપામાં મદિરાનો નિષેધ કર્યો હોય છે તે છાપામાં મદિરાના વખાણની જાહેર ખબરો હોય છે. એક જ વર્તમાનપત્રમાં આપણે તમાકુના દોષનું વાંચીશું અને તમાકુ સારામાં સારી કયાં વેચાય છે એ વાંચીશું. જે છાપામાં નાટકની લાંબી જાહેર ખબર હશે તેમાં જ નાટકની ટીકા જોવામાં આવશે.

૧૪. ઔષધોની જાહેર ખબરોની કમાણી વધારેમાં વધારે હોય છે, છતાં ઔષધોની જાહેરખબરોથી પ્રજાને જે નુકસાન થયું છે અને થતું જાય છે એનો પાર નથી. ઔષધોની જાહેર ખબરોને લીધે વર્તમાનપત્રની સેવા લગભગ ધોવાઇ જાય છે. ઔષધોની જાહેર ખબરોથી થયેલા નુકસાનો મેં પ્રત્યક્ષ જોયા છે. ઘણાં માણસો માત્ર જાહેર ખબરથી ભોળવાઈ નુકસાનકારક ઔષધો લે છે. ઘણી વેળા ઔષધો અનીતિનાં પોષક હોય છે. આવી જાહેર ખબરો ધાર્મિક વર્તમાનપત્રોમાં પણ જોવામાં આવે છે. દ્રવ્ય લઇને જ્યારે જાહેર ખબર લેવામાં આવે છે, ત્યારે જાહેર ખબરની ભાષાની અથવા તો વસ્તુની પસંદગી કરવી લગભગ અશક્ય છે. જે જાહેર ખબરો જોવામાં આવે છે તેમાંની ૯૯ ટકા કેવળ નિરર્થક છે. દવાઓની જાહેર ખબરોમાં જે પાખંડ, કેટલીક વખતે બિભત્સતા વિગેરે રહ્યાં છે એ દેશને અત્યંત હાનિકારક છે. દવાની જાહેર ખબરો વાંચીને તેનો ઉપયોગ કરીને ઘણા મિત્રોએ માંદગી વ્હોરી લીધી છે. દવા સિવાયની બીજી વસ્તુઓની જાહેર ખબરો પણ પ્રજાને ઘણીવાર છેતરે છે એવું કોણે નથી અનુભવ્યું? આપણે ભૂલથી માનીએ છીએ કે જાહેર ખબરોને આધારે આપણને ઓછે પૈસે વર્તમાનપત્રો મળી શકે છે. પણ જે વસ્તુને વિષે જાહેર ખબરો આપવામાં આવે છે તે વસ્તુના ખરીદનારા પણ આપણે જ હોઇએ છીએ, અને તેમાં આપણને જાહેર ખબરોનું ખર્ચ પણ વાળી દેવું પડે છે. ઔષધોની કિમ્મત ઔષધોમાં નથી, પણ બાટલી, બુચ, જાહેર ખબર અને પછી ઔષધ વેચનારના નફામાં છે. એક પૈસાની દવાનો આપણે એક રૂપીયો આપીએ છીએ. જાહેર ખબરો ન અપાતી હોય તો તે ઘટીને અર્ધો રૂપીયો તો થાય.

૧૫. આ પ્રથા કેવળ પશ્ચિમમાંથી આવેલી છે. ગમે તેવા પ્રયત્ને પણ જાહેર ખબરોનો રિવાજ નાબુદ થવો જોઇએ અથવા તેમાં ઘણો સુધારો થવો જોઇએ. દરેક વર્તમાનપત્રની ફરજ છે કે તેઓએ જાહેર ખબર ઉપર અંકુશ રાખવો.

૧૬. છેલ્લો પ્રશ્ન વિચારવાનો એ છે કે જ્યાં 'સીડીશ્યસ રાઈટીંગ ઍક્ટ' અને 'ડીફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ' જેવા કાયદા ચાલતા હોય ત્યાં વર્તમાનપત્રોએ શું કરવું યોગ્ય છે? આપણાં વર્તમાનપત્રોમાં ઘણી વેળા દ્વિઅર્થ જોવામા આવે છે. કેટલાંક છાપાઓમાં તો એવી પદ્ધતિને શાસ્ત્રનું રૂપ આપેલું જોવામાં આવે છે. મારી અલ્પમતિ પ્રમાણે આથી દેશને હાનિ પહોંચે છે. લોકોમાં નામર્દાઇ આવે છે અને દ્વિઅર્થી વચન બોલવાની ટેવ પડે છે. આથી ભાષાનું સ્વરુપ બદલાય છે, અને ભાષા. વિચારો દર્શાવવાનું સાધન મટીને વિચારો છૂપાવવાનુ સાધન બને છે. પ્રજા આમ ઘડાય નહિ એમ હું ખાસ માનું છું.

૧૭ [પ્રેસ ઍક્ટ દાખલ કરીને સરકારે પોતાની અને પ્રજાની સ્થિતિ કફોડી કરી નાખી છે.] ઑસ્ટ્રીચ પક્ષીને વિષે એમ કહેવાય છે કે એ જ્યારે ભય જુએ છે, ત્યારે પોતાનુ મોં રેતીમાં સંતાડે છે અને પછી ભય નથી એમ માની લે છે અને છેવટે ઘેરાઇ જાય છે. પ્રેસ ઍક્ટ કરીને સરકારે પોતાની દશા ઑસ્ટ્રીચ પક્ષીના જેવી કરી મૂકી છે. જો લોકોની વૃત્તિ સરકાર પ્રત્યે ખરાબ હોય તો તે વૃત્તિ બતાવવાનું વાહન વર્તમાનપત્ર છે, તેને દાબવાથી કંઈ વૃત્તિ સુધરવાની નથી. વળી પ્રેસ ઍક્ટને રાખી મૂકવો એ વાયુશાસ્ત્રી હવાનું દબાણ માપવાના યંત્રને ભાંગીને હવાની સ્થિતિ જાણવાનો પ્રયત્ન કરે તેના જેવું થયું. પ્રેસ ઍક્ટ દાખલ કરીને પ્રજાનો વાયુ કઇ દિશામાં વહે છે, કેવો છે, એ જાણવાનું યંત્ર સરકારે બોખરૂં કરી મેલેલું છે, અને તેથી પ્રજાવૃત્તિ બરોબર જાણવા સરકાર અશક્ત થઇ ગયેલ છે. તેથી પ્રેસ ઍક્ટને રદ કરવો એ જ સરકારનું કર્તવ્ય છે અને તે રદ કરાવવા પ્રયત્ન કરવો એ પ્રજાની ફરજ છે.

૧૮. આ કાયદો રદ કરાવવાને ફક્ત પત્રકારોએ નહિ, પણ સમસ્ત પ્રજાજને પૂર જોસથી આંદોલન કરવું જોઇએ.* પત્રકારની

* પ્રેસ ઍક્ટ રદ થઈ ગયો છે.

ચિંતાઓનું અને વિટંબણાઓનું જો હું બ્યાન કરવા બેસું તો મોટું મહાભારત ભરાઇ જાય. કેટલીકવાર લોકો મારાં વખાણ કરે છે, કેટલીક વાર મને ગાળો પણ ભાંડે છે; કેટલીક વાર અધિકારીઓનો બચાવ કરે છે, કેટલીક વાર એમની ઝાટકણી પણ કહાડે છે. આ બધાંમાંથી ચોખા કુશકા જૂદાં કરવાનું કામ પત્રકારોનું છે. પ્રજાને ઉપયોગી સર્વે બાબતો પર પ્રકાશ પાડવો એ હરેક પત્રકારની ફરજ છે. પણ પ્રજાને નિરુપયોગી એક પણ વિશેષણ પોતાનાં પત્રમાં દાખલ ન થવા દેવું એ છાપખાનાના કાયદાને રદ કરવાનો અકસીરમાં અકસીર ઉપાય છે.

૧૯. આપણા મનમાં હોય તે જ બોલવાની ટેવ પ્રજામાં અને વ્યક્તિઓમાં પડવી જોઇએ. આ કેળવણી વર્તમાનપત્ર દ્વારા સારી મળી શકે છે. એટલે જેને ઉપરના કાયદામાંથી બચીને કાર્ય કરવું હોય તેણે વર્તમાનપત્ર બહાર ન જ પાડવુ એ શ્રેયસ્કર જણાય છે. અથવા તો એ કાયદાનો વિચાર કર્યા વિના મનમાં જે વિચારો આવે તે નિડર થઇ વિનયપૂર્વકમૂકવા, અને પરિણામ આવે તે સહન કરવુ. જસ્ટીસ સ્ટીવને એક વિચાર બતાવ્યો છે કે જે માણસે કદિ દ્રોહ કલ્પ્યો નથી તેની ભાષામાં દ્રોહ હરગીઝ આવનાર નથી, અને જો દ્રોહ મનમાં હોય તો તે બેધડક થઇ પ્રગટ કરવો. જો તેમ કરવાની હિમ્મત ન હોય તો છાપુ બંધ કરવું. આમાં સહુનું કલ્યાણ છે.

૨૦. છાપાવાળાને છૂટથી લખવાનો અધિકાર ન હોય તો છાપાની કંઇ જ કિમ્મત નથી રહેતી. છાપા ઉપર મૂકેલા સરકારી દાબને આપણે કહાડી નાંખવા માગીએ છીએ તો પછી શું લોકો પોતાની ધમકીથી દાબ મૂકે તે સાંખીશું? આપણે દરેકના મતને, દરેકના મનને, પ્રેમથી, દલીલથી, દાખલાથી બદલવાના પ્રયત્ન કરી શકીએ. ધમકીથી કોઇનાં મન ન જ બદલી શકાય. તેથી દરેકે અને વિશેષે અસહકારીએ પોતાની જબાનને અને પોતાના વિચારોને સુધારવા

જોઇએ, કોમળ કરવા જોઇએ. જે જબાન ઉપર ખુદાનું કે ઇશ્વરનું નામ શોભ્યું છે, જેના હૃદયમાં ઇશ્વરનો વાસ રહ્યો છે, તેની જીભ પર મેલી ભાષા કે તેના હૃદયમાં મેલી ભાવના કેમ એક ઘડીભર પણ ટકી શકે? અસહકારી દળમાં મેલી જીભ, મેલું મન, અથવા મેલું હૃદય રાખીને જે દાખલ થાય છે તે મિત્રનો દાવો કરવા છતાં કોમનો તેમ જ મારા શત્રુનું કામ કરે છે.

૨૧. [ નવીન લેખકોએ શરૂઆતમાં કેવી રીતે લખવું તેનો વિચાર કરતા ] એક કસાયેલા લેખકનું કાવ્ય યાદ આવે છે. તેનો સાર આવો છેઃ—વિચાર્યા વિના કંઇ પણ ન લખશો; લખીને ધ્યાનપૂર્વક વાંચી તે જ વસ્તુ ફરી લખજો; અને ફરી લખતાં તેને અરધી કરજો; વળી વાંચી જજો, વળી વિચારજો અને અરધીની પણ અરધી કરજો; એમ જે ચતુર્થાંશ રહે તે ફરી વાંચજો અને તમને જરા યે શંકા રહે તો વળી કંઇક કાઢી નાંખજો; તો યે તમે જોશો કે તંત્રી એવો ઘાતકી હશે કે તેમાંથી યે કંઇક કમી કરશે!

૨૨. આ શીખામણ નવીન લેખકોને સારૂ છે, પણ કસાયેલા લેખકો તેમાંથી ઘણું શીખી શકયા છે. દરેક લેખક ઉપલી અનુભવી સલાહના અખતરા અજમાવી પરિણામ જોવું.

૨૩. સ્વ. ગોખલેજી એક નાનકડો કાગળ લખવો હોય તોપણ તેને વિષે પાંચ દશ મિનિટ વિચાર કરી લે, ભાષા મનમાં ગોઠવી લે, પછી તે કાગળ લખી કહાડે; તેને રદ કરી બીજો લખે, મિત્રોને બતાવે, તેઓની ટીકા વિનયપૂર્વક સાંભળે અને પછી જ પોતાનો કાગળ પૂરો લખાયો સમજે. પરિણામ એ આવ્યું કે એમના જેવો કાબુ પરદેશી ભાષા ઉપર થોડા જ મેળવી શકયા છે. તેમની ભાષામાં શૌર્ય, સત્ય ઇત્યાદિ ભર્યા હતાં, છતાં તેમાં કયાંયે ડંખ જોવામાં નહિ આવે.

૨૪. જેમ હોશિયાર કડીઓ ભીંત ચણે છે તેમાંથી એક પણ ઇંટ ભૂલભરેલી રીતે ચણાયેલી નજરે નથી પડતી, તેમ આ ભાષાના

કડીઆની અક્ષરભીંતને વિષે તેના લખાણોના વાંચનારાનો અનુભવ છે. પોતાની માતૃભાષા વિષે તો આપણને એથી પણ વધારે પ્રેમ હોવો જોઇએ. ખરૂં જોતાં સત્યને વિશેષણના શણગારની જરૂર હોતી નથી. શુદ્ધ હકીકતમાં જે કળા છે તે નકામા વિશેષણોથી ખરડાયેલી હકીકતોમાં નથી જ હોતી.

૨૫. જે ચોકખા અક્ષરમાં એક પત્તા ઉપર પોતાના બધા વિચારો મૂકી શકે તે વહેલો જવાબ મેળવે એ નિયમ યાદ રાખવો જ જોઇએ. સારામાં સારા વિચારો જો એક જ વાકયમાં મૂકી શકાયા છે તો આપણી ઇચ્છા આપણે એક વાકયમાં કેમ પ્રગટ ન કરી શકીએ? જેમ આપણે આગળ ચાલીશું તેમ તેમ આપણને માલૂમ પડશે જ કે આપણે ઓછામા ઓછા શબ્દોથી પ્રજાનો વ્યાવહાર ચલાવી શકીશું. અંગ્રેજોની 'મિલિટરી' ભાષા જેટલી સંકુચિત છે તેટલી મેં કયાંયે નથી જોઈ. એક એક શબ્દમાં હુકમો નીકળેલા મેં જોયા છે. શબ્દોને પણ સંકુચિત રૂપ આપે છે. તેનાં સબળ કારણો છે. જયાં કાર્ય કરવાનું છે ત્યાં શબ્દજાળ નાનામાં નાની જ હોય. 'કમાન્ડિંગ ઑફિસર' શબ્દોચ્ચાર કરે તો ગુન્હો કર્યા જેવું જ લાગે. 'સી. ઓ.' એજ નામથી કાગળોમાં લખાય છે.



# ૩૮. અનાથાશ્રમ.



૧. અનાથાશ્રમની વ્યાખ્યા તો એ જ થઇ શકે કે તે અનાથને આશ્રય આપી સનાથ કરવાનું સ્થાન છે. આવા આશ્રમો પરત્વે અનાથનો વિશેષ અર્થ માબાપ કે વાલી વિનાના બાળકો એમ કરવામાં આવ્યો છે. વાલીની ખોટ પૂરી પાડવાનો તેઓ દવો કરે છે અથવા તેઓએ કરવો જોઇએ. અનાથાશ્રમ એ અંગ્રેજી શબ્દ 'ઓર્ફનેજ' નો તરજુમો છે. અનાથ શબ્દનો આવો અર્થ છે છતાં અનાથાશ્રમોમાં બાળકો ઉપરાંત, કમાણી કરી શકે એવા જુવાનોને લેવામા આવે છે. વળી અપંગ, લૂલાં, પાંગળા, આંધળાઓને પણ દાખલ કરવામાં આવે છે, અને હવે ગુપ્ત પેટીઓ† પણ આશ્રમમાં દાખલ કરવામાં આવી છે.

૨. મને લાગે છે કે આમ કરવાથી એક અર્થ પૂરો સરતો નથી. આમાં જોકે ઉપર ટપકે જોતાં વિશેષ પરોપકાર વૃત્તિનો આભાસ આવે છે, પણ ઉંડા ઉતરતાં માલૂમ પડશે કે આ સ્થિતિ કેવળ વ્યાપારવૃત્તિને આભારી છે. કૃપણ જેમ પોતાના પૈસામાંથી વધારેમાં વધારે વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે અને છેવટે પતિત થાય છે તેમ અનાથાશ્રમોનું ભવિષ્ય છે. એમાં મને શંકા નથી. સાવચેતીને ખાતર 'ભવિષ્ય' શબ્દનો પ્રયોગ કર્યો છે. હું તો પતિત દશા વર્તમાનમાં જોયા કરૂં છું.

૩. આ વ્યવસ્થા આપણી ભયભીત સ્થિતિના નિશાની છે; આપણી અશ્રદ્ધાની સૂચક છે. આપણે માની લઇએ છીએ કે દરેક સંસ્થાને સારૂ ઘણી મહેનતે જ આપણને ધનાઢયોની મદદ મળે છે.

---

† Foundling box.

“આપણે અપંગોનું રક્ષણ કર્યે છૂટકો છે, આપણે ગુપ્ત પ્રસવોનું રક્ષણ કરવું પડશે એટલે જે મળ્યું છે તેમાંથી આ કાર્યને પણ સંકેલીએ.” આ કંગાળ વૃત્તિ છે. મારી તો ખાતરી છે કે સારા કાર્યોને સારૂ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે; કાર્ય સારૂં છે એમ સાબિત કરવું એ કારભારીનું કામ છે. જે સંસ્થાઓ ક્ષીણ થઇ છે તેનું કારણ ધનની ખામી નથી, પણ દૃઢ, શ્રદ્ધાળુ અને ચારિત્ર્યવાન્ કારભારીની ખામી છે. અનાથાશ્રમો ત્રણ ઘોડે ચડતાં એકેની પર પૂરો કાબુ મેળવી શકતા નથી.

૪. ઉપરની સ્થિતિમાં અનાથ બાળકો સનાથ કયાંથી જ થાય? તેઓને નિરંતર પોતાની નધણિયાતી સ્થિતિની યાદી મળી રહે છે. આપણે આપણાં બાળકોને આ આશ્રમોમાં મૂકવા નહિ ઇચ્છીએ. આ અનાથાશ્રમોની કસોટી છે. આપણા બાળકોને સારૂ અપંગ, આંધળાં, પાંગળાનો સહવાસ આપણે નથી ઇચ્છવાના. જો આ આશ્રમો અનાથના નાથ હોય તો વ્યવસ્થાપકોના બાળકો આ આશ્રમોમાં જોવામાં આવે. તેઓ બેધડક થઇને બીજા કંઈ કારણસર નહિ તો પોતાની કસોટી કરવા ખાતર પોતાનાં બાળકોને અનાથ બાળકો સાથે મૂકશે. આ માગણી વધુ પડતી નથી એમ બ્હોળા અનુભવે હું કહેવા ઇચ્છું છું. અનાથ બાળકોને માત્ર અપંગની સાથે મૂકવામાં આવે એટલું જ બસ નથી, પણ બીજી વ્યવસ્થા પણ ઘણે ભાગે એવી જ હોય છે કે જેથી બાળકોને પોતાની દયામણી સ્થિતિની યાદી મળ્યા કરે. જો અનાથાશ્રમો માત્ર નધણિયાતાં બાળકોને જ સારૂ વાપરવામાં આવે તો તે આશ્રમો થોડા વખતમાં સ્વાશ્રયી બની શકે. આ બાબતમાં આપણને મુક્તિફોજ પાસેથી બહુ શિખવાનું મળી આવે છે. તેઓ જે અનાથાશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે. આપણાં પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યો છે અને તેઓને મરદ બનાવ્યા છે, તેઓને ધંધે ચડાવ્યા છે. આપણાં આશ્રમનાં બાળકોને આવું નિર્ભય પદ નથી મળ્યું. કેટલાકને નજીવી નોકરીઓ મળી છે. એનો હિસાબ કરવાની

જરૂર નથી. આપણાં આશ્રમોમાં બાળકો મોટાં થાય એટલે ઘણે ભાગે તેઓને રજા આપવાનો રીવાજ હોય છે. મુક્તિફોજમાં તેવું કાંઈ નથી. જેમ કુટુંબમાં છોકરો મોટો થાય ત્યારે કુટુંબને સારૂ એક રક્ષક અને પોષક વધ્યો એમ મનાય છે તે પ્રમાણે મુક્તિફોજમાં તેવાં બાળકો ઉમરે પહોંચે એટલે તેનાં કારખાનાંમાં કામ કરવા લાગી જાય છે. આપણાં આશ્રમમાં પણ તે કૌટુંબિક ન્યાય દાખલ થવાની જરૂર છે.

૫. અનાથ બાળકોને માત્ર રહેવાનું, ખાવાનું અને પહેરવાનું આપીએ છીએ તેમ તેઓને આશ્રમમાં જ શિક્ષા આપી શકીએ અને તેઓને આશ્રમનાં કારખાનાંમાં રોકી શકીએ. આશ્રમમાં આપણે મહાન્ રાષ્ટ્રીય પ્રયોગો કરી શકીએ, રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શિખવીએ, ખેતી શિખવીએ, જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઇએ. આવી વ્યવસ્થાને પરિણામે આજનાં અનાથ બાળકો તે હાલના પોતાના આશ્રમના શિક્ષકો, કારીગરો, નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણાં વાતાવરણને યોગ્ય એવું હિંદરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

૬. મારી ગણના જો બરોબર હોય તો બધા આશ્રમોના અથવા તો મુંબઇ ઇલાકાના જ આશ્રમોના નેતાઓને એકઠા કરી તેઓના મત લઈ બધા આશ્રમોને સારૂ એક ધોરણ કરી શકાય. બધાને સારૂ જો એક મુખ્ય કારભારી મંડળી હોય તો તે દેખરેખ કરી શકે અને અનુભવે યોગ્ય જણાય તેમ સુધારા વધારા કરી શકે. આવી એકત્રિત યોજનાને સારૂ જો આપણે તૈયાર ન થયા હોઇએ તો જે આશ્રમમાં વિશેષ જીવન હોય ત્યાં તો ઉપર પ્રમાણે ધોરણ દાખલ થઇ શકે.

૭. બાળકોને આગ્રહપૂર્વક આશ્રમમાં રાખવાની પ્રથા મેં કેટલાક આશ્રમોમાં જોઇ છે. મને લાગે છે કે આ તો વગર વિચારેલું પગલું ગણાય. જે છોકરાઓ આશ્રમમાં રહેવા નથી

ઇચ્છતા તે અનાથ નથી પણ સ્વતંત્ર છે. આશ્રમોની કિમ્મતનો આંક કંઇ અનાથોની સંખ્યા ઉપરથી નથી બાંધવાનો; આશ્રમો કેટલા શહેરી પેદા કરે છે તેના ઉપરથી બાંધવાનો છે.

૮. અપંગોને સારૂ જેટલે દરજ્જે આશ્રમની જરૂર હોય તેટલે દરજ્જે તેવા આશ્રમો છે. જ્યાં જરૂર હોય ત્યાં તેવા આશ્રમો નોખા જ હોવા જોઇએ એ સાબિત કરવાની જરૂર નથી જણાતી.

૯. આપણી ઘણી ખરી બધી સંસ્થાઓને વિષે આપણે વણિક્ વૃત્તિ વિશેષે જોઇએ છીએ. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને, બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિની) વૃત્તિને, અને મુખ્યત્વે કરીને શૂદ્ર (સેવા) વૃત્તિને પ્રધાન પદ આપવાની આવશ્યકતા છે.



# ૩૯. દીવાળી.



૧. દીવાળીને દિવસે રામનો વિજય ઉજવાય છે. રામનો વિજય એટલે ધર્મનો વિજય. એ તો ધર્મી જ ઉજવી શકે. એ વિજય સ્વમાન જાળવનારી સ્વાશ્રયી પ્રજા જ ઉજવી શકે. તે દિવસોમાં જ્યાંસુધી આપણને સ્વરાજ્ય ન મળે ત્યાંસુધી આપણે રંગરાગ ન કરવા, મિષ્ટાન્નભોજન ન કરવાં, એ આપણો ધર્મ સમજું છું. જ્યાં સેંકડો નિર્દોષ માણસો પોતાના ધર્મ અને દેશને અર્થે જેલમાં ગયા છે ત્યાં આપણાથી કેમ જરા યે ભોગો ભોગવાય તે હું ન સમજી શકું. જેનો સગો ભાઈ જેલમાં બાજરાનો રોટલો ખાતો હોય તે બહાર શિખંડ કેમ જમી શકે? જેનાં હજારો ભાઇબહેનો ભૂખે રીબાતાં હોય તે કેમ નાચરંગ કરી શકે? દીવાળીને સમયે મારી સલાહ છે કે નકામું 'ભભકાદાર' કપડું એક પણ કોઇ ન ખરીદે, પણ જોઇએ તેટલી હાથે કાંતેલી ખાદી ખરીદે અને તે ખરીદવામાં યે કરકસર વાપરે. આ કળિયુગમાં આપણને રંગરાગ કરી દીવાળી ઉજવવાનો હક્ક જ નથી એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. દીવાળી ઉજવવી એટલે રામરાજ્ય અનુભવવું. આ જ હિંદુસ્થાનમાં રામરાજ્ય છે?

૨. જે રાજા પ્રજાનું સાંભળવા તૈયાર જ નથી, જે રાજાની પ્રજાને પીવાને દૂધ નથી, ખાવાને ખોરાક નથી, પહેરવાને વસ્ત્ર નથી, જે રાજા વગરવાંકે પ્રજાની કતલ કરે છે, જે રાજા દારૂનો, અફીણનો, ગાંજાનો વેપાર કરે છે, જે રાજા સુવરનું માંસ ખાઇ મુસલમાનોનાં અને ગાયનું માંસ ખાઈ હિંદુનાં મન દુખાવે છે, જે

રાજા ઇસ્લામને જોખમમાં નાખે છે, જે રાજા ઘોડાઓની શરતોના જુગાર ખેલે છે, તે રાજાની પ્રજા દીવાળી કેમ ઉજવે ?

૩. આ વર્ણનમાં અતિશયોક્તિનો ભ્રમ કોઇએ રાખવાનો નથી; અથવા જેને એ ભય હોય તેને હું નમ્રતાપૂર્વક સમજાવવા આતુર છું. જો હું અંગ્રેજોને જરા યે અન્યાય કરતો હોઉં તો મારી ભૂલ સમજવા તૈયાર છું, અને સમજ્યે તેમની માફી માગવી મારો ધર્મ સમજીશ.

૪. જે ધોરણ હું અંગ્રેજી રાજ્યને લાગુ પાડું છું તે જ ધોરણ હું હિંદુસ્થાનના ગમે તે રાજાને લાગુ પાડવા ઇચ્છું છું એટલું જ નહિ, પણ હિંદુસ્થાનના રાજાને હું વધારે કઠણ ધોરણ લાગુ પાડું છું. હળવામાં હળવું ધોરણ લાગુ પાડતાં યે અંગ્રેજી રાજ્યસત્તા મને અળખામણી લાગે છે. એ રાજ્યસત્તા પરનો મારો બધો મોહ નાશ પામ્યો છે.

૫. અંગ્રેજી પ્રજાની બહાદુરીને સારૂ મને સંપૂર્ણ માન છે. તેમની સંઘશક્તિ—યોજનાશક્તિ સરસ છે. તેમના સાહિત્યનો કેટલોક ભાગ વખાણવાલાયક છે. તેમનું બાઇબલ વાંચીને હું આત્મતૃપ્તિ પામી શકું છું, પણ તેમની સ્વાર્થવૃત્તિ તેમના ગુણોને ઢાંકી દે છે. તેમની પ્રવૃત્તિથી હિંદુસ્થાનને નુકસાન જ થયું છે. હિંદુસ્થાન પાયમાલ અને નામર્દ બન્યું છે. જે નામર્દાઈ હિંદુસ્થાનમાં આજે વર્તે છે તેવી મુગલાઇને સમયે કે બીજે કોઇ પણ સમયે ન હોતી એવી મારી દૃઢ માન્યતા છે. એ નામર્દાઈ અનાયાસે નથી આવી પણ ઇરાદાપૂર્વક પેદા કરવામાં આવેલી છે, તેથી આ રાજ્યને હું રાવણરાજ્ય માનું છું. જે આપણને જોઇએ છે તેને હું રામરાજ્ય કહું છું. એવું રામરાજ્ય તે સ્વરાજ્ય જ હોઇ શકે.

૬. એ રાજ્ય કેમ સ્થાપી શકાય ?

૭. પૂર્વે જ્યારે પ્રજા પીડાતી ત્યારે તપશ્ચર્યા કરતી. પ્રજા માનતી કે પોતાના પાપે પોતાને પાપી રાજા મળે છે; તેથી પોતે પવિત્ર થવા પ્રયત્ન કરતી. પહેલો પ્રયત્ન એ કે રાક્ષસને ઓળખી

તેનાથી દૂર રહેવું, તેનો અસહકાર કરવો. અસહકાર કરવાની પે હિમ્મત જોઇએ. તે હિમ્મત મેળવવી અને સુખ ઉપભોગનો ત્યાગ કરવો જોઇએ. રાક્ષસરાજ્યને હાથે કેળવણી લેવી, તેને હાથે પહેરામણી લેવી, તેને હાથે પોતાના કજીઆનો ચૂકાદો મેળવવો, તેને કાયદાઓ ઘડવામાં મદદ કરવી, તેને સિપાઇઓ આપવા, તેના બનાવેલાં કપડાં પહેરવાં અને તેની સાથે જ તે રાજ્યનો નાશ પણ ઇચ્છવો એ તો જે ડાળ ઉપર બેઠા હોઇએ તેને જ કાપવા બરોબર થયું. તે તો પાપ જ ગણાય, અને એમ રાજ્યનો નાશ પણ ન થાય. ત્યારે આપણે કઇ રીતે દીવાળી ઉજવીએ ?

૧. આપણાં છોકરાં સરકારની નિશાળમાં ભણતાં હોય તો તેને ઉઠાડી લઇએ.

૨. તેને બદલે બીજી નિશાળો સ્થાપીએ.

૩. આપણા કજીઆ આપણે ખાનગી પંચમેળે પતાવીએ.

૪. વકીલ હોઇએ તો વકીલાત છોડીએ.

૫. મતદાર હોઇએ તો કોઇ પણ ઉમેદવારને મત નહિ આપવાનો નિશ્ચય કરીએ અને બીજાને તેમ કરવા વિનવીએ. આપણા જ લત્તામાં કોઇ ઉમેદવાર થયેલ હોય તો તેને ઉમેદવારી ખેંચી લેવાનો ' કાર્ડ ' મોકલીએ.

૬. આપણે ઘરમાં પવિત્ર રેંટિયો દાખલ કરીએ.

૭. હાથે જ કાંતેલા સૂતરનું કાપડ વણાવીએ અને તેવું કાપડ પહેરી દેશને ખાતર વધારે ભાર ઉપાડીએ.

૮. આ બધાં કામોને સારૂ પૈસાની તો જરૂર હોય જ. તેથી આપણે યથાશક્તિ દાન કરીએ; બીજાઓની પાસે તે ઉઘરાવીએ. જો પ્રજા મારી સલાહ માને તો દીવાળીના દિવસોમાં પ્રજાની પાસેથી હું કેવળ સ્વરાજ્યને સારૂ જ કામ કરાવું.

દીવાળીમાં આટલું તો ન જ કરીએઃ—

૧. એશઆરામ ન કરીએ.

૨. જુગાર ન ખેલીએ.

૩. જ્યાંસુધી હિંદુસ્થાનમાં કરોડો ભૂખે મરે ત્યાંસુધી આપણને 'પાર્ટીઓ' આપવાનો, જમણ કરવાનો, આડંબરયુક્ત વિવાદ કરવાનો, એશઆરામમાં ખર્ચ કરવાનો અધિકાર જ નથી. આપણે ઉત્તમ પકવાન પણ ન ખાઇ શકીએ. આપણા કુટુંબમાંથી એક જણ ભૂખે મરી જતું હોય તો આપણે તે વખતે મીજબાની નહિ કરીએ. જો હિંદુસ્થાન એક કુટુંબ હોય તો આપણે આપણા ખાનગી કુટુંબમાં તેવી જ લાગણી રાખવી જોઇએ.

૪. ફટાકડા ન ફોડીએ.

૯. નવા વર્ષનાં કાર્ડ છપાવવાં અને મોકલવાં એ શું પ્રાચીન રિવાજ છે? હોય તો હું જાણતો નથી. નવા રિવાજો દાખલ ન કરવા એવું પણ હું નથી કહેતો; અને પ્રાચીન એટલું સારૂં એમ પણ નથી. પ્રાચીનનો ત્યાગ કરતાં પહેલાં આપણે વિચારવું જોઇએ. નવાને એકદમ દાખલ ન કરવું એ ડહાપણ છે. કાર્ડ મોકલવાનો રિવાજ કેવળ યુરોપમાંથી આવેલો છે. જો આપણે યુરોપથી મોહિત ન થયા હોત તો કાર્ડનો રિવાજ આપણે દાખલ ન જ કરત. મિત્રો એવા કાર્ડથી રાજી થાય નહિ. એ તો ટિબેટના પ્રાર્થના-ચક્કર જેવું થયું. ટિબેટના કેટલાક માણસો લાખો વાર પ્રાર્થના કે જપ કરવા ઇચ્છનારા હોય છે. પણ તેટલો વખત ન બચાવી શકે તેથી ચક્કર રાખે છે અને ચક્કર જેટલા ફેરા ફરે તેટલી પ્રાર્થના થઈ ગણે છે. તેમ આપણે પરિશ્રમ લીધા વિના આપણા મિત્રોને કાર્ડથી અભિનંદન કરવા ઇચ્છીએ છીએ. મને તો લાગે છે કે એ જંગલી રિવાજ છે. જેઓને આપણે યાદ કરવા માગીએ તેઓને આપણે ખાસ કાગળ લખીએ એ સમજી

શકાય એવું છે. કાર્ડ મોકલવું એ એટલી બધી સામાન્ય ક્રિયા છે કે તેની કશી કિમ્મત હોઇ ન શકે. માણસ બાપને, ભાઇને, બહેનને, સ્ત્રીને, મિત્રને અને પોતાની પુત્રીને એક જ જાતનું કાર્ડ મોકલે એ ભલે સમભાવની નિશાની ગણાય; મને તો એ બધાના અપમાનની નિશાની રૂપ લાગે છે. એટલે હું કાર્ડ મોકલવાના રિવાજને સર્વથા નાપસંદ કરૂં છું.

૧૦. આ બધા ત્યાગથી બચતા પૈસા આપણે સ્વરાજ્યને સારૂ આપીએ. આ આપદ્ધર્મ છે. જ્યારે આપણે મનમાનતું રાજ્ય સ્થાપીએ ત્યારે જરૂર કેટલાક નિર્દોષ આનંદો લઇએ. પણ અત્યારે તો પ્રજા શોકમાં છે, પ્રજાને વૈધવ્ય છે. તે વેળા તો પ્રજાથી રંગરાગ ખેલાય જ નહિ.

૧૧. વળી દીવાળીમાં આટલું તો જરૂર કરીએ. કેવળ સંયમ પાળી ઇશ્વરપ્રાર્થના કરવી. ભરતે ચૌદ વર્ષની તપશ્ચર્યા કરી, ત્યારે દીવાળી ઉજવવાનો સમય આવ્યો. આપણે કેમ એથી ઉલટું કરીએ? અવસર વિના ગાવું શું, ભૂખ વિના ખાવું શું, સ્વરાજ્ય વિના ઉજવવું શું? દીવાળીને દહાડે સાદામાં સાદું ખાઇએ, વહેલાં ઉઠી ભજન કરીએ અને આખો દહાડો રેંટિયો ચલાવીએ. આ દહાડામાં ખાદી સિવાય બીજું પહેરીએ નહિ અને કોઇને વસ્ત્રદાન કરવું હોય તોપણ ખાદીનું જ કરીએ. ફટાકડા તો આપણે ફોડીએ જ કેમ?

૧૨. દીવાળીને સારૂ આપણે પવિત્ર બનીએ. રેંટિયાની પૂજા તે લક્ષ્મીપૂજન છે, એટલે દરેક ઘરમાં સારામાં સારો રેંટિયો દાખલ કરી દેવો જોઇએ. કંઇક સૂતર તો તેમાંથી આપણે કહાડવું જ જોઇએ. એટલે ઘરનાં બધાં માણસો મળીને રેંટિયો આખો દહાડો ચલાવે. તેમાં જે સૂતર નિકળે તે આપણે આપણા ચોપડામાં દેશને ખાતે જમે કરીએ.

૧૩. બાળકોને નવી વસ્તુ તો જોઇએ જ. હાથેથી કાંતેલા સૂતરની ખાદીની ઢીંગલીઓ બાળાઓને આપીએ, તેવી જ ખાદીનાં

સુંદર દફતર બાળકોને આપીએ. હાથના સૂતરની રસીઓ બનાવી તે છોકરાંઓને ગજગ્રાહની રમત રમવા સારૂ આપીએ. એવી ખાદીનું એક એક વસ્ત્ર તો જરૂર બનાવી લઇએ. છતાં ખાદીનો પણ જોઇતો જ ખર્ચ કરીએ.

૧૪. બાળકો ફટાકડા માગે તેને કહેવાય, ફટાકડા ફોડવાના દિવસો તો સ્વરાજ્ય મળ્યે અને ભૂખમરો મટયે જ આવે. જ્યાંસુધી ભૂખમરો નથી ગયો ત્યાંસુધી આપણે ફટાકડામાં પૈસા ન જ ખરચીએ પણ આપણો મેલ કહાડવાને સારૂ આપણી પાસે જેટલાં પરદેશી કપડાં હજુ રહી ગયાં હોય તે કહાડી તેની મજાની હોળી દીવાળીને દહાડે કરીએ અને આપણો મેલ બળી રહ્યો છે એ જોઇ તેમાંથી આનંદ લઇએ.

૧૫. પણ કોઇ જૈન ભાઇ લખે છે કે આ હોળીમાં અનેક જંતુઓ બળે છે અને હિંસા થઇ રહી છે—જોયું જાય તેમ નથી, તેથી આપણે પરદેશી કપડાંને સંઘરી રાખીએ એ વધારે સારૂં નહિ ? આ સવાલ જૈનોની અત્યારની દૃષ્ટિએ ઠીક ઉઠયો છે. અલ્પમાં અલ્પ જંતુ પણ આપણાં સગા છે, આપણા ભાઈ છે; તેમની ઉપર આપણે દયા રાખવી એ આપણો ધર્મ છે. આ અમર વાકય છે. પણ એટલું જ કહીને આપણે બેસી નથી શકતા. એમ છતાં આપણે ચૂલો રાખીએ છીએ, મુડદાં બાળીએ છીએ. જેમ નાશ એ હિંસાનું સ્વરૂપ છે. તેમજ ઉત્પત્તિ પણ હિંસાનું સ્વરૂપ છે. ઉત્પત્તિ વિના નાશ નથી અને નાશ વિના ઉત્પત્તિ નથી. હાથનાં કર્યાં હૈયે લાગવાના જ છે. પરદેશી કપડાંનો ઉપયોગ ત્યાજ્ય છે એ કબૂલ કરીએ તો તેને બાળવાં એ ઓછામાં ઓછી હિંસા છે. જ્યાં બે હિંસાની વચ્ચે પસંદગી કરવાનો સમય આવે ત્યાં ઓછામાં ઓછી હિંસા કરી વિરમવું રહ્યું. કપડાંને સંઘરવામાં કપડાં એક કોરે રહેવાથી તેને ઉધઈ વિગેરે ચડવાનાં અને ત્યાં નાશ અને ઉત્પત્તિની ક્રિયા એટલી ઝડપથી થવાની કે હોળીમાં જે નાશ રહ્યો છે તે નાશ કરતાં પેલામાં બહુ વધારે થશે.

એક માણસને ભૂખે મરવા દેવો તેના કરતાં તેનો તરત નાશ કરવો એ ઓછી હિંસા છે. તેથી જ આપણા સમાગમમાં રહેનારાનાં પાણી અનાજ બંધ કરવાં એ આપણી લડતના નિયમની વિરુદ્ધ છે એમ મેં બતાવ્યું હતું. અત્યારે તો હું એટલો જ અભિપ્રાય આપું છું કે દરેક દષ્ટિએ પરદેશી કપડાં બાળવાં એ ઓછામાં ઓછી હિંસાવાળી અને હિંદુસ્થાનના એટલે જગતના કલ્યાણને સારૂ જરૂરી ક્રિયા છે.

૧૬. પણ દીવાળીના દિવસોમાં મુસલમાનને શું? એ તો હિંદુનો તહેવાર છે. તેથી જ હું મુસલમાનોને સૂચવું કે તેમાં તેઓએ પણ રસ લેવો જોઇએ. તેમાં જે ધર્મવિધિ છે તે હિંદુનો જ રહેશે, પણ તે હિંદુને ઉત્સવનો દિવસ છે, તેથી તેમાં મુસલમાનો પણ ભાગ લે અને તેનો ઉપયોગ જેટલો સમસ્ત હિંદને સારૂ કરવામાં આવે તેટલે દરજ્જે તેઓએ અને બીજી બધી કોમોએ તેમાં ભળવું જોઇએ. મુસલમાની નવા વર્ષને દહાડે, પારસી નવા વર્ષને દહાડે, ખ્રિસ્તી નવા વર્ષને દહાડે આપણે તે તે પંથના માણસોને સુખાકારી પ્રચ્છીએ અને તેવે સમયે તેઓ જે જે સાર્વજનિક ઉત્સવ કરે તેમાં ભાગ લઈએ. એકબીજાનાં સુખદુઃખમાં ભાગ લેવો એ આપણું કાર્ય જ છે. તેથી હિંદુના દીવાળીના દહાડામાં બધી કોમો મળી સ્વદેશીને દરેક રીતે ઉંચકી લેશે એવી મારી ઉમેદ છે.

૧૭. આમ દીવાળી ઉજવવાના બે રસ્તા છે; એક સ્વરાજ્ય લઇને ઉજવવાનો; બીજો સ્વરાજ્ય લેવાની તૈયારીનો. એમાંથી કઇ રીતે ઉજવવી એનો આપણી શક્તિ ઉપર આધાર છે.



# પરિશિષ્ટ અ.

## બ્રિટિશ હિંદનાં મોટાં શહેરોની વસ્તી.

સને ૧૯૨૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે ૩૫,૦૦૦ કરતાં વધુ વસ્તીવાળાં બ્રિટિશ હિંદના મોટાં શહેરો નીચે પ્રમાણે છેઃ—

### ૧. મુંબઈ ઇલાકો.

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૧ | અમદાવાદ ... ... ... | ૨,૭૦,૫૯૯ |
| ૨ | પુના ... ... ... | ૧,૩૩,૧૨૨ |
| ૩ | સુરત ... ... ... ... | ૧,૧૭,૪૨૮ |
| ૪ | સોલાપુર ... ... ... | ૧,૧૩,૬૯૭ |
| ૫ | હૈદ્રાબાદ ( સિંધ ) ... ... ... | ૭૨,૬૨૫ |
| ૬ | ભરૂચ ... ... ... ... | ૪૦,૯૯૫ |
| ૭ | સક્કર ... ... ... ... | ૪૦,૦૨૪ |
| ૮ | નાસિક ... ... ... ... | ૩૮,૧૮૯ |

### ૨. મધ્ય પ્રાંત.

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૯ | નાગપુર ... ... ... ... | ૧,૪૫,૧૯૩ |
| ૧૦ | જબલપુર ... ... ... | ૮૬,૭૯૬ |
| ૧૧ | અમરાવતી ... ... ... | ૪૦,૬૯૪ |
| ૧૨ | રાયપુર ... ... ... ... | ૩૮,૩૪૧ |
| ૧૩ | આકોલા ... ... ... | ૩૭,૮૬૪ |
| ૧૪ | બુરહાનપુર ... ... ... | ૩૫,૯૧૬ |

### ૩. મદ્રાસ ઇલાકો.

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૧૫ | મદુરા ... ... ... ... | ૧,૩૮,૮૯૪ |
| ૧૬ | ત્રીચીનાપલ્લી .... ... ... | ૧,૨૦,૪૨૨ |
| ૧૭ | કાલીકટ... ... ... ... | ૮૨,૩૩૪ |
| ૧૮ | કોઇમ્બિતુર ... ... ... | ૬૫,૭૮૮ |
| ૧૯ | કાંજીવરમ્ ... ... ... | ૬૧,૩૭૬ |

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૨૦ | કુંભાકોણુમ્ ... ... ... | ૬૦,૭૦૦ |
| ૨૧ | તાંજોર ... ... ... ... | ૫૯,૯૧૩ |
| ૨૨ | નાગાપટ્ટમ્ ... ... ... | ૫૪,૦૧૬ |
| ૨૩ | માંગલોર ... ... ... | ૫૩,૮૭૭ |
| ૨૪ | રાજમહેન્દ્રી ... ... ... | ૫૩,૭૯૧ |
| ૨૫ | ટીન્નેવેલી ... ... ... | ૫૩,૭૮૩ |
| ૨૬ | કોકોનાડા ... ... ... | ૫૩,૩૪૮ |
| ૨૭ | સાલેમ ... ... ... ... | ૫૨,૨૪૮ |
| ૨૮ | કુડાલોર ... ... ... ... | ૫૦,૫૨૭ |
| ૨૯ | વેલોર ... ... ... ... | ૫૦,૨૧૦ |
| ૩૦ | ગંતુર ... ... ... ... | ૪૮,૧૮૪ |
| ૩૧ | પાલમકોટા ... ... ... | ૪૬,૬૪૩ |
| ૩૨ | ઇલોર ... ... ... ... | ૪૫,૮૬૨ |
| ૩૩ | પાલઘાટ ... ... ... | ૪૫,૪૮૭ |
| ૩૪ | વિઝાગાપટ્ટમ્ ... ... .... | ૪૪,૭૧૧ |
| ૩૫ | ટયુટીકોરીન્ ... ... ... | ૪૪.૫૨૨ |
| ૩૬ | બેઝવાડા ... ... ... | ૪૪,૧૫૯ |
| ૩૭ | મચ્છલીપટ્ટમ્ ... ... ... | ૪૩,૯૪૦ |
| ૩૮ | બેલારી ... ... ... ... | ૩૯,૮૪૨ |
| ૩૯ | વિઝીયાનગર ... ... ... | ૩૯,૨૯૯ |
| ૪૦ | નેલોર ... ... ... ... | ૩૫,૮૬૩ |
| | **૪. સંયુક્ત પ્રાંત** | |
| ૪૧ | લખનૌ ... ... ... ... | ૨,૧૭,૧૬૭ |
| ૪૨ | બનારસ ... ... ... ... | ૧,૯૫,૩૭૩ |
| ૪૩ | કાનપુર ... ... ... ... | ૧,૯૫,૦૮૫ |
| ૪૪ | આગ્રા ... ... ... ... | ૧,૬૩,૭૫૦ |
| ૪૫ | અલ્લાહાબાદ ... ... ... | ૧,૪૫,૬૦૫ |

| | | |
|---|---|---|
| ૪૬ | બરેલી ... ... ... ... | ૧,૧૯,૧૭૫ |
| ૪૭ | મુરાદાબાદ ... ... ... | ૮૨,૬૭૧ |
| ૪૮ | મીરત ... ... ... ... | ૭૭,૭૧૧ |
| ૪૯ | શાહજહાનપુર ... ... ... | ૬૮,૭૮૨ |
| ૫૦ | કોઇલ (અલીગઢ)... ... ... | ૬૬,૯૬૩ |
| ૫૧ | સહરાનપુર ... ... ... | ૬૨,૨૬૧ |
| ૫૨ | મીરજાપુર (વિન્ધ્યાચલ) ... ... | ૫૪,૯૪૪ |
| ૫૩ | ઝાંસી ... ... ... | ૫૪,૩૮૫ |
| ૫૪ | ફૈઝાબાદ (અયોધ્યા) ... ... | ૫૧,૩૪૨ |
| ૫૫ | ગોરખપુર ... ... ... | ૫૦,૪૯૮ |
| ૫૬ | મથુરા ... ... ... | ૪૮,૭૨૪ |
| ૫૭ | ફરૂકાબાદ-ફત્તેહગઢ ... ... | ૪૮,૩૩૧ |
| ૫૮ | સંભાલ ... ... ... | ૪૧,૫૮૫ |
| ૫૯ | ઇટાવા ... ... ... | ૪૧,૫૫૮ |
| ૬૦ | અમરોહા ... ... ... | ૪૦,૪૪૮ |
| ૬૧ | બુદાઉન ... ... ... | ૩૯,૧૧૮ |
| ૬૨ | હાથરસ ... ... ... | ૩૮,૭૬૩ |

### ૫. દિલ્હી પ્રાંત.

| | | |
|---|---|---|
| ૬૩ | દિલ્હી ... ... ... | ૨,૪૬,૯૮૭ |

### ૬. પંજાબ પ્રાંત.

| | | |
|---|---|---|
| ૬૪ | લાહોર ... ... ... ... | ૨,૫૭,૨૯૫ |
| ૬૫ | અમૃતસર ... ... ... | ૧,૫૭,૦૩૧ |
| ૬૬ | મુલતાન ... ... ... | ૮૯,૧૬૨ |
| ૬૭ | જલંધર ... ... ... | ૫૯,૦૮૫ |
| ૬૮ | સીયાલકોટ ... ... ... | ૫૬,૦૧૮ |
| ૬૯ | રાવલપીંડી ... ... ... | ૫૫,૨૫૧ |
| ૭૦ | લુધીઆના ... ... ... | ૫૧,૮૮૦ |
| ૭૧ | ગુજરાનવાલા ... ... ... | ૩૭,૮૮૭ |

## ૭. વાયવ્ય પ્રાંત.

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૭૨ | પેશાવર ... ... ... ... | ૭૯,૪૨૭ |

## ૮. બિહાર અને ઓરિસ્સા.

| | | |
|---|---|---|
| ૭૩ | પટણા ... ... ... ... | ૧,૧૯,૯૭૬ |
| ૭૪ | ભાગલપુર ... ... ... | ૬૮,૮૭૮ |
| ૭૫ | ગયા ... ... ... ... | ૬૭,૫૬૨ |
| ૭૬ | જમશેદપુર ... ... ... | ૫૭,૩૬૦ |
| ૭૭ | દરભંગા ... ... ... ... | ૫૩,૭૦૦ |
| ૭૮ | કટક ... ... ... ... | ૫૧,૦૦૭ |
| ૭૯ | મોંઘીર ... ... ... ... | ૪૬,૮૨૫ |
| ૮૦ | છાપરા ... ... ... ... | ૪૨,૪૧૫ |
| ૮૧ | આરાહ ... ... ... ... | ૪૦,૭૬૯ |
| ૮૨ | પુરી ... ... ... ... | ૩૮,૬૯૪ |
| ૮૩ | બિહાર ... ... ... ... | ૩૬,૭૨૦ |
| ૮૪ | રાંચી ... ... ... ... | ૩૫,૦૯૭ |

## ૯. બંગાળ ઈલાકો.

| | | |
|---|---|---|
| ૮૫ | હાવરા ... ... ... ... | ૧,૯૫,૩૦૧ |
| ૮૬ | ઢાક્કા ... ... ... ... | ૧,૧૯,૪૫૦ |
| ૮૭ | માનીક્તાલા ... ... ... | ૬૭,૩૭૨ |
| ૮૮ | ભાતપારા ... ... ... | ૬૫,૬૦૯ |
| ૮૯ | કોસીપુર (ચિતપુર)... ... ... | ૫૬,૪૭૪ |
| ૯૦ | ટીટાઘર ... ... ... ... | ૫૨,૪૫૧ |
| ૯૧ | ગાર્ડન-રીચ ... ... ... | ૪૫,૫૬૭ |
| ૯૨ | ચીતાગોંગ ... ... ... | ૩૬,૦૩૦ |

## ૧૦. બ્રહ્મદેશ.

| સંખ્યાંક. | શહેર. | વસ્તી. |
|---|---|---|
| ૯૩ | માંડલે ... ... ... ... | ૧,૪૮,૯૧૭ |
| ૯૪ | અકયાબ ... ... ... | ૩૬,૫૬૯ |

ઉપર જણાવ્યાં તે બધાં શહેરો * ની એકંદર વસ્તી:-૭૧,૭૮,૧૨૩



* એ સિવાય બ્રિટિશ હિંદનાં મુખ્ય બંદરની વસ્તી નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| ૧. | કલકત્તા ... ... ... ... | ૧૨,૬૩,૨૯૨ |
| ૨. | મુંબઈ ... ... ... ... | ૧૧,૭૨,૯૫૩ |
| ૩. | મદ્રાસ ... ... ... ... | ૫,૨૨,૯૫૧ |
| ૪. | રંગુન ... ... ... ... | ૩,૩૯,૫૨૭ |
| ૫. | કરાંચી ... ... ... ... | ૨,૧૫,૭૮૧ |
| | એકંદર. | ૩૫,૧૪,૪૦૪ |

# પરિશિષ્ટ ચ.

## દુનિયાના જૂદાજૂદા ભાગોમાં વસતા હિંદીઓની સંખ્યા.

| દેશનું નામ. | વસ્તી. | દેશનું નામ. | વસ્તી. |
|---|---|---|---|
| ૧ લંકા ... | ૫,૮૦,૦૭૬ | ૨૪ સિચીલીસ ... | ૪૮૯ |
| ૨ બ્રહ્મદેશ ... | ૪,૯૩,૬૯૯ | ૨૫ ન્યાસાલેન્ડ ... | ૪૭૪ |
| ૩ ફેડરેટેડ મલાયા. | ૧,૬૫,૯૯૮ | ૨૬ ગ્રેનેડા ... | ૪૦૬ |
| ૪ નાતાલ ... | ૧,૩૩,૦૩૧ | ૨૭ સેંટ વિન્સેંટ... | ૩૭૫ |
| ૫ બ્રિટિશ ગીઆના. | ૧,૨૬,૫૧૭ | ૨૮ સુદાન ... | ૩૨૫ |
| ૬ ત્રીનીદાદ ... | ૧,૦૭,૪૩૩ | ૨૯ માલદીવ ... | ૧૬૫ |
| ૭ સ્ટ્રેઇટ્સ સેટલમેન્ટસ. | ૮૨,૦૫૫ | ૩૦ સ્કોટલાન્ડ ... | ૧૪૮ |
| ૮ ફીજી ... | ૬૦,૦૦૦ | ૩૧ બસુટાલાન્ડ ... | ૧૩૪ |
| ૯ બલુચિસ્થાન... | ૪૧,૨૩૨ | ૩૨ ઓરેંજ ફ્રીસ્ટેટ. | ૧૦૬ |
| ૧૦ કેનયા ... | ૩૫,૦૦૦ | ૩૪ જીબ્રાલ્ટર ... | ૫૩ |
| ૧૧ જામેકા ... | ૧૭,૩૮૦ | ૩૪ બોશલાન્ડ ... | ૪૫ |
| ૧૨ આંદામાન ... | ૧૪,૧૪૪ | ૩૫ બ્રિટિશ હોન્ડુરાસ | ૩૫ |
| ૧૩ બ્રિટિશ મલાયા સ્ટેટ્સ | ૧૧,૦૭૬ | ૩૬ સિરોલીવડ ... | |
| ૧૪ ટ્રાન્સવાલ ... | ૧૦,૦૪૮ | ૩૭ માલ્ટા ... | ૨૩ |
| ૧૫ ઝાંઝીબાર ... | ૮,૧૨૨ | ૩૮ ન્યુઝીલાન્ડ ... | ૧૮ |
| ૧૬ કેપ કૉલોની... | ૬,૬૦૬ | ૩૯ ડોમિનિકા ... | ૫ |
| ૧૭ ઇંગ્લાંડ અને વેલ્સ. | ૪,૦૦૩ | ૪૦ બાર્બેરાસ ... | ૮ |
| ૧૮ હોંગકોંગ ... | ૩,૦૪૯ | ૪૧ સ્વીટ્ઝર્લાન્ડ... | ૭ |
| ૧૯ કેનેડા ... | ૨,૩૪૨ | ૪૨ નાઇજીરીઆ... | ૬ |
| ૨૦ સેંટલુઇસ ... | ૨,૦૬૪ | ૪૩ બહામા ... | ૪ |
| ૨૧ યુગાન્ડા ... | ૧,૬૮૭ | ૪૪ ફોકલાન્ડ આઇલેન્ડ | ૩ |
| ૨૨ બ્રિટિશ નોર્થ બોર્નીઓ | ૯૦૨ | | |
| ૨૩ રોડેસીઆ ... | ૭૭૧ | કુલ... | ૧૯,૦૯,૯૭૦ |

# પરિશિષ્ટ ક.

## હિંદની વસ્તી.

### બ્રિટિશ મુલક :—૨૪,૭૧,૩૮,૩૯૬.

| પ્રાંતનું નામ. | જીલ્લાઓની સંખ્યા. | ચો. માઇલ. | વસ્તી હજાર | ચો. માઇલે વસ્તીનું પ્રમાણ. |
|---|---|---|---|---|
| ૧ અજમેર મેવાડ | ૨ | ૨,૭૧૧ | ૪,૯૬ | ૧૮૩ |
| ૨ આંદામાન નિકોબાર | ... | ૩,૧૪૩ | ૨૭ | ૮ |
| ૩ આસામ | ૧૨ | ૫૩,૦૧૫ | ૭૫,૯૯ | ૧૪૩ |
| ૪ બલુચિસ્થાન | ૬ | ૫૪,૨૨૮ | ૪,૨૨ | ૮ |
| ૫ બંગાળ ઇલાકો | ૨૮ | ૭૮,૬૯૯ | ૪,૬૬,૫૩ | ૫૯૨ |
| ૬ બિહાર (બિહાર-ઓરિસ્સા.) | ૨૧ | ૪૨,૩૬૧ | ૨,૩૩,૭૯ | ૫૬૬ |
| ઓરિસ્સા (બિહાર-ઓરિસ્સા.) | | ૧૩,૭૪૩ | ૪૯,૬૮ | ૩૬૧ |
| છોટાનાગપુર (બિહાર-ઓરિસ્સા.) | | ૨૭,૦૭૭ | ૫૬,૫૨ | ૨૧૦ |
| ૭ મુંબઇ (મુંબઇ ઇલાકો.) | ૨૦ | ૭૫,૯૯૩ | ૧,૬૦,૦૫ | ૨૧૦ |
| સિંધ (મુંબઇ ઇલાકો.) | ૬ | ૪૬,૯૮૬ | ૩૨,૭૮ | ૭૦ |
| એડન (મુંબઇ ઇલાકો.) | ... | ૮૦ | ૫૫ | ૬૮૫ |
| ૮ બ્રહ્મદેશ | ૪૧ | ૨,૩૦,૮૩૯ | ૧,૩૨,૦૬ | ૭૧ |
| ૯ મધ્યપ્રાંત (મધ્યપ્રાંત વરાડ.) | ૨૨ | ૮૨,૦૫૭ | ૧,૦૮,૨૭ | ૧૩૨ |
| વરાડ (મધ્યપ્રાંત વરાડ.) | | ૧૭,૭૬૬ | ૩૦,૮૧ | ૧૭૬ |
| ૧૦ કુર્ગ | ૧ | ૧,૫૮૨ | ૧,૬૪ | ૧૦૪ |
| ૧૧ દિલ્હી | ... | ૫૫૭ | ૪,૮૭ | ૮૭૦ |
| ૧૨ મદ્રાસ ઇલાકો | ૨૪ | ૧,૪૨,૩૩૦ | ૪,૨૩,૨૨ | ૨૯૯ |
| ૧૩ વાયવ્ય સ૦ પ્રાંત | ૫ | ૧૩,૪૧૮ | ૨૨,૪૮ | ૧૬૭ |
| ૧૪ પંજાબ | ૨૯ | ૯૯,૨૨૨ | ૨,૦૬,૭૮ | ૨૦૮ |
| ૧૫ આગ્રા (સંયુક્ત પ્રાંત) | ૪૮ | ૮૩,૧૦૯ | ૩,૩૪,૨૧ | ૪૦૩ |
| અયોધ્યા (સંયુક્ત પ્રાંત) | | ૨૪,૧૫૮ | ૧,૨૧,૭૦ | ૫૦૭ |
| **બ્રિટિશ મુલક.** | **૨૬૫** | **૧૦,૯૩,૦૭૪** | **૨૪,૭૧,૩૮** | **૨૨૫** |

## દેશી રાજ્યોની વસ્તી...૭,૩૩,૮૧,૭૩૬.

| પ્રાંતનું નામ. | રાજ્યોની સંખ્યા. | ચો. માઇલ. | વસ્તી હજાર. | ચો. માઇલે વસ્તીનું પ્રમાણ. |
|---|---|---|---|---|
| ૧ આસામ | ૧ | ૮,૪૫૬ | ૩,૮૪ | ૪૫ |
| ૨ બલુચિસ્થાન | ૧૩ | ૮૦,૪૧૦ | ૩,૭૯ | ૪ |
| ૩ વડોદરા | ૧ | ૮,૧૮૨ | ૨૧,૨૨ | ૨૫૯ |
| ૪ બંગાળ | ૨ | ૫,૩૯૩ | ૮,૯૬ | ૧૬૬ |
| ૫ બિહાર-ઓરિસ્સા | ૨૪ | ૨૮,૬૪૮ | ૩૯,૬૫ | ૧૩૯ |
| ૬ મુંબઇ. | ૩૭૭ | ૬૩,૮૬૪ | ૭૪,૧૨ | ૧૧૬ |
| ૭ બ્રહ્મદેશ | ૪ | ૬૪,૩૫૭ | ૧૪,૩૪ | ૨૨ |
| ૮ મધ્ય હિંદુ૦ | ૧૫૩ | ૫૨,૨૬૦ | ૬૦,૦૫ | ૧૧૫ |
| ૯ મધ્ય પ્રાંત | ૧૫ | ૩૧,૧૭૪ | ૨૦,૬૮ | ૬૬ |
| ૧૦ ગ્વાલિયર | ૧ | ૨૫,૧૦૭ | ૩૧,૭૬ | ૧૨૨ |
| ૧૧ હૈદ્રાબાદ | ૧ | ૮૨,૬૯૮ | ૧,૨૪,૫૪ | ૧૫૬ |
| ૧૨ કાશ્મિર | ૧ | ૮૪,૪૩૨ | ૩૩,૩૨ | ૪૦ |
| ૧૩ કોચીન (મદ્રાસ) | ૧ | ૧,૩૬૧ | ૯,૭૯ | ૭૨૦ |
| ત્રાવણકોર (મદ્રાસ) | ૧ | ૭,૫૯૪ | ૪૦,૦૬ | ૫૨૭ |
| બીજાં રાજ્યો (મદ્રાસ) | ૩ | ૧,૫૯૪ | ૪,૭૫ | ૩૦ |
| ૧૪ મ્હેસુર | ૧ | ૨૯,૪૭૫ | ૫૯,૭૭ | ૨૦૩ |
| ૧૫ વાયવ્ય સ૦ પ્રાંત | ૪ | ૨૫,૪૭૨ | ૨૮,૨૮ | ૧૧૧ |
| ૧૬ પંજાબ | ૩૪ | ૩૬,૫૫૧ | ૪૪,૧૫ | ૧૨૦ |
| ૧૭ રજપુતાના | ૨૦ | ૧,૨૮,૯૮૭ | ૯૮,૫૭ | ૭૬ |
| ૧૮ સિકિમ | ૧ | ૨,૮૧૮ | ૮૨ | ૨૯ |
| ૧૯ સંયુક્ત પ્રાંતો. | ૩ | ૫,૦૭૯ | ૧૧,૩૫ | ૨૨૩ |
| **દેશી રાજ્યો.** | ૬૬૧ | ૭,૭૩,૯૧૨ | ૭,૩૩,૮૧ | ૧૦૧ |
| **કુલ...** | ૯૨૬ | ૧૮,૬૬,૯૮૬ | ૩૨,૦૫,૧૯ | ૧૭૭ |



| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૯ | ન. જી. | ૧-૫-૨૧ |
| ૨૦ | ,, | ૯-૫-૨૧ |
| ૨૧ | ,, | ૭-૯-૧૯ |
| ૨૨ | ,, | ૧-૫-૨૧ |
| ૨૩ | , | અપ્રાપ્ત. |
| ૨૪ | ,, | ૧૩-૧૧-૨૧ |

### ૪. સ્થાનિક સ્વરાજ્ય.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૯-૧-૨૨ |
| ૨ | વિ. સ. | પૃ. ૩૭. |
| ૩ | ન. જી. | ૫-૫-૨૧ |
| ૪ | ,, | ૫-૨-૨૨ |
| ૫-૧૦ | ,, | ૨૯-૧-૨૨ |
| ૧૧-૧૩ | ,, | ૫-૩-૨૨ |
| ૧૪ | ,, | ૨૯-૧-૨૨ |
| ૧૫ | ,, | ૩-૪-૨૧ |
| ૧૬ | ,, | ૨૯-૧-૨૨ |

### ૫. નિઃશસ્ત્ર હિન્દ.

| | | |
|---|---|---|
| ૧ | વિ. સ. | પૃ. ૧૧૭ |
| ,, | ,, | ,, ૧૧૮ |
| ૨ | ,, | ,, ૧૧૪ |
| ૩ | ,, | ,, ૧૧૯ |
| ૪-૫ | ,, | ,, ૧૨૪ |
| ૫ | ,, | ,, ૧૨૦ |
| ૫-૬ | ,, | ,, ૧૨૬ |
| ૫ | ,, | ,, ૧૨૫ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૭ | હિં. સ્વ. | ,, ૬૪ |
| ૮ | ,, | ,, ૬૫ |

### ૬. આપણું રક્ષણ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૦-૧૧-૨૧ |
| ૨ | ,, | ૧૭-૭-૨૧ |
| ૩ | ,, | ૨૯-૧-૨૨ |
| ૪ | ,, | ૨૪-૪-૨૧ |
| ૫ | ,, | અપ્રાપ્ત. |
| ૬ | ,, | ૮-૫-૨૧ |
| ૭ | ,, | ૨૯-૧-૨૨ |
| ૮-૯ | ,, | ૨૩-૧-૨૧ |
| ૧૦ | હિં. સ્વ. | પૃ. ૩૩ |
| ,, | ,, | ,, ૩૪ |
| ૧૧-૧૨ | ન. જી. | ૨૪-૭-૨૧ |
| ૧૩ | ,, | ૨૩-૧-૨૧ |
| ૧૪ | ,, | ૨૭-૧-૨૧ |
| ૧૫-૧૭ | ,, | ૨૩-૧-૨૧ |
| ૧૮ | ,, | ૨૭-૧-૨૧ |
| ૧૯ | ,, | ૨૯-૧-૨૧ |
| ૨૦-૨૧ | ,, | ૨૩-૧-૨૧ |
| ૨૨-૨૩ | ,, | ૨૨-૧૨-૨૦ |
| ૨૪ | ,, | ૮-૫-૨૧ |
| ૨૫-૨૭ | ,, | ૨૨-૧૨-૨૦ |
| ૨૮ | અપ્રાપ્ત. | |
| ૨૯ | ન. જી. | ૨૨-૧૨-૨૦ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૩૦–૩૨ | ન. જી. | ૯–૫–૨૦ |
| ૩૩–૩૪ | ,, | ૨૪–૭–૨૧ |

### ૭. રક્ષણનો ઉપાય.

| | | |
|---|---|---|
| ૧–૮ | ન. જી. | ૨૨–૧૨–૨૦ |

### ૮. શાંતિમય ક્ષાત્રબળનું દૃષ્ટાંત.

| | | |
|---|---|---|
| ૧–૧૭ | ન. જી. | ૧૩–૩–૨૧ |

### ૯. શૂરા શીખોને.

| | | |
|---|---|---|
| ૧–૧૭ | ન. જી. | ૧૩–૩–૨૧ |
| ૧૭–૧૦ | ,, | ૩–૧૧–૨૦ |

### ૧૦. શૂરવીરોનું સ્વાતંત્ર્ય.

| | | |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૨૨–૧૨–૨૧ |

### ૧૧. નેતાઓ પ્રતિ માન.

| | | |
|---|---|---|
| ૧–૨ | હિં. સ્વ. | પૃ. ૬ |
| ૨ | ,, | ,, ૭ |
| ૩ | ન. જી. | ૨૪–૧૦ ૨૦ |
| ૪ | હિં. સ્વ. | પૃ. ૮ |

### ૧૨. લોકમાન્ય તિલક.

| | | |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૮–૮–૨૦ |
| ૫ | ,, | ૨૬ ૬–૨૧ |
| ૬–૮ | ,, | ૮–૮–૨૦ |
| ૯–૧૩ | ,, | ૧–૮ ૨૧ |

| પેરા. | આધાર. | પ. નં. તા. |
|---|---|---|

### ૧૩. ગોખલેજીનો જીવનસંદેશ.

| | | |
|---|---|---|
| ૧–૩ | વિ. સૂ | પૃ. ૩૩૭ |
| ૪–૫ | ,, | ,, ૩૩૮ |
| ૬ | ,, | ,, અપ્રાપ્ય. |
| ૭ | અપ્રાપ્ય. | |
| ૮–૯ | વિ. સૂ. | પૃ. ૩૪૧ |
| ૯–૧૧ | ,, | ,, ૩૪૨ |
| ૧૦–૧૨ | ,, | ,, ૩૪૩ |
| ૧૨ | ,, | ,, ૩૪૪ |
| ૧૩ | ,, | ,, ૩૪૬ |
| ૧૪ | અપ્રાપ્ય. | |

### ૧૪ અલી બિરાદરો.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૬–૬–૨૧ |
| ૨ | ,, | ૨૯–૫–૨૧ |
| ૩–૫ | ,, | ૨૫–૯–૨૧ |
| ૬ | ,, | ૧૯–૬–૨૧ |
| ૭ | ,, | ૨૫–૯–૨૧ |
| ૯ | ,, | ૧–૫–૨૧ |
| ૧૦ | ,, | ૨૯–૮–૨૦ |
| ૧૧ | ,, | ૧૬–૧૦ ૨૧ |
| ૧૨ | ,, | ૨૯ ૮ ૨૦ |
| ૧૩ | ,, | ૧૭ ૪–૨૧ |
| ,, | ,, | ૨૯–૫–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

**૧૫. હિંદુ-મુસલમાન એકતા.**

| | | |
|---|---|---|
| ૧-૧૧ | ન. જી. | ૨૨-૫-૨૧ |
| ૧૨-૨૨ | ,, | ૨૯-૮-૨૦ |
| ૧૫ | ,, | અપ્રાપ્ય. |
| ૨૩-૨૫ | ,, | ૨૭-૧-૨૧ |
| ૨૬ | ,, | ૧૦-૬-૨૧ |
| ૨૭ | ,, | અપ્રાપ્ત. |

**૧૬. પરદેશમાં હિંદીઓ.**

| | | |
|---|---|---|
| ૧-૫ | ન. જી. | ૨૧-૧૨-૧૯ |
| ૬-૭ | ,, | ૬-૧૦-૨૧ |
| ૮-૯ | ,, | ૭-૯-૧૯ |
| ૯ | ,, | ૯-૧૧-૧૯ |

**૧૭. જુની મૂડી.**

| | | |
|---|---|---|
| ૧-૩ | ન. જી. | ૨૦-૬-૨૦ |
| ૪-૧૮ | ,, | ૨૭-૬-૨૦ |

**૧૮. વિચારમય જીવન.**

| | | |
|---|---|---|
| ૧-૧૦ | ન. જી. | ૫-૪-૨૧ |

**૧૯. હિમ્મત અને સંયમ.**

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૧-૧-૨૦ |
| ૨ | ,, | ૧૯-૧૨-૨૦ |
| ૩ | ,, | અપ્રાપ્ય. |
| ૪-૫ | ન. જી. | ૨૮-૩-૨૦ |
| ૫ | ,, | ૧૬-૧-૨૨ |

**૨૦. નમ્રતા અને વીરતા.**

| | | |
|---|---|---|
| ૧-૪ | ન. જી. | ૩-૧૦-૨૦ |
| ૪ | ,, | ૨૨-૧-૨૨ |

**૨૧. પ્રતિજ્ઞાપાલન.**

| | | |
|---|---|---|
| ૧-૩ | ન. જી. | ૧૯-૧૨-૨૦ |
| ૪ | વિ. સ. | પૃ. ૩૫૬ |
| ,, | ,, | ,, ૩૫૮ |
| ૫-૬ | ન. જી. | અપ્રાપ્ય |

**૨૨. આપણા કેટલાક ગુણદોષ.**

| | | |
|---|---|---|
| ૧-૬ | ન. જી. | ૩-૭-૨૧ |

**૨૩. અસ્પૃશ્યતા વિ૦ સાંપ્રદાયતા.**

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૧૪-૮-૨૧ |
| ૩ | ,, | ૧૦-૨-૨૧ |
| ૪-૧૧ | ,, | ૧૪-૮-૨૧ |

**૨૪. આપણી ત્રુટિઓ.**

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૫-૪-૨૦ |
| ,, | ,, | ૧૯-૨-૨૨ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૨ | ન. જી. | ૪-૧૨-૨૧ |
| ૩ | ,, | ૧૨-૨-૨૨ |
| ૪-૮ | ,, | ૧૮-૧૨-૨૧ |
| ૯ | ન. જી. | ૨૭-૩-૨૧ |
| ૧૦ | ,, | ૮-૫-૨૧ |
| ૧૧ | ,, | ૩૧-૧૦-૨૦ |
| ૧૨ | ,, | ૨૭-૩-૨૧ |
| ૧૩ | ,, | ૩૧-૧૦-૨૦ |
| ૧૪ | હિ. સ્વ. | પૃ. ૧૯૭ |
| ૧૫-૧૭ | ન. જી. | ૨૩-૧૦-૨૧ |
| ૧૮-૧૯ | ,, | ૩-૧૧-૨૦ |
| ૨૦ | ,, | ૧૫-૯-૨૧ |
| ૨૧-૨૨ | ,, | ૨૦-૧૦-૨૧ |
| ૨૩ | ,, | અપ્રાપ્ત |
| ૨૪ | ,, | ૪-૧૦-૨૧ |
| ૨૫-૨૬ | ,, | ૧૧-૯-૨૧ |
| ૨૭ | ,, | ૧૫-૯-૨૧ |
| ૨૮-૨૯ | ,, | ૧-૫-૨૧ |
| ૩૦-૩૨ | ,, | ૩૧-૧૦-૨૧ |
| ૩૩ | અપ્રાપ્ત. | |
| ૩૪-૩૫ | ન. જી. | ૧૬-૧-૨૨ |
| ૩૬-૪૧ | ,, | ૧૧-૭-૨૦ |
| ૪૨ | અપ્રાપ્ત. | |
| ૪૩ | ન. જી. | ૧૨-૨-૨૨ |
| ૪૪ | [ ] | |
| ૪૫ | ન. જી. | ૧૫-૯-૨૧ |
| ૪૬ | ન. જી. | ૨૨-૧-૨૨ |
| ૪૭ | ,, | ૨૫-૧૨-૨૧ |
| ૪૮ | ,, | ૧૫-૯-૨૧ |
| ૪૯ | સ્પી. રા. | પૃ. ૩૩૩ |
| ૫૦ | ન. જી. | ૨૪-૪-૨૧ |
| ૫૧ | ,, | ૨૦-૩-૨૧ |
| ૫૨ | ,, | ૧૫-૯-૨૧ |
| ૫૩ | [ ] | |
| ૫૪ | ત્રિ. | પૃ. ૨૦ |
| ૫૪-૫૬ | ,, | ,, ૨૧ |

## ૨૫. અંત્યજ અને ઉદ્ધતાઈ.

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૧૧-૪-૨૦ |
| ૩ | ,, | ૧૨-૬-૨૧ |
| ૪ | ,, | ૧૧-૪-૨૦ |
| ૫ | અપ્રાપ્ત. | |
| ૬ | ન. જી. | ૫-૧૦-૧૯ |
| ,, | ,, | ૨૫-૧-૨૦ |
| ૭ | ,, | ૮-૧-૨૨ |
| ૮ | ,, | ૨૯-૨-૨૦ |
| ૯-૧૩ | ,, | ૧૮-૧૨-૨૧ |
| ૧૪-૧૫ | ,, | ૪-૭-૨૦ |

## ૨૬. જાહેરપણાની બીક.

| | | |
|---|---|---|
| ૧-૮ | ન. જી. | ૨૬-૧૨-૨૦ |

### ૨૭. સભ્યોની લાયકાત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૫ | ન. જી. | ૧૬-૫-૨૦ |
| ૬ | ,, | ૯-૫-૨૦ |
| ૭-૮ | અપ્રાપ્ત. | |
| ૯-૧૦ | ન. જી. | ૨૬-૧૨-૨૦ |

### ૨૮. સભાઓમાં વ્યવસ્થા અને વર્તન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૫-૧૦-૧૯ |
| ૩ | ,, | ૧૨-૬-૨૧ |
| ,, | ,, | ૪-૧૨-૨૧ |
| ૪ | ,, | ૧૬-૧૦-૨૧ |
| ૫-૭ | ,, | ૪-૧૨-૨૧ |
| ૮ | ,, | ૧૨-૬-૨૧ |
| ૯ | ,, | ૨૭-૧-૨૧ |
| ૧૦ | અપ્રાપ્ત | |
| ,, | ન. જી. | ૮-૧૨-૨૧ |
| ૧૧ | ,, | ૩૦-૫-૨૦ |
| ૧૨ | ,, | ૧૧-૧-૨૦ |
| ૧૩ | ,, | ૮-૧૨-૨૧ |
| ૧૪ | અપ્રાપ્ત | |
| ,, | ન. જી. | ૨૨-૧-૨૧ |
| ૧૫ | વિ. સૂ. | પૃ. ૯૧ |
| ૧૬ | ,, | ,, ૮૪ |
| ,, | ,, | ,, ૮૫ |

### ૨૯. પશ્ચિમના સુધારાનો પવન

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | હિં. સ્વ. | પૃ. ૨૩ |
| ૪-૬ | ,, | ,, ૨૪ |
| ૭-૧૧ | ,, | ,, ૨૫ |
| ૧૨ | ,, | ,, ૨૬ |
| ૧૩ | પત્રો | નં. ૩૦ |
| ૧૪ | હિં. સ્વ. | પૃ. ૨૬ |
| ૧૫ | ન. જી. | ૧૦-૭-૨૦ |
| ૧૬ | અપ્રાપ્ત | |
| ૧૭ | હિં. સ્વ. | પૃ. ૨૬ |
| ,, | ,, | ,, ૨૭ |
| ૧૮ | પત્રો | અપ્રાપ્ત |
| ૧૯-૨૦ | ન. જી. | ૨૯-૧૨-૨૦ |
| ૨૧ | ,, | ૩૦-૧૨-૨૦ |
| ૨૨ | વિ. સૂ. | પૃ. ૧૩૯ |
| ૨૩-૨૪ | ન. જી. | ૩-૨-૨૧ |

### ૩૦. ખરો સુધારો.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | હિં. સ્વ. | પૃ. ૫૪ |
| ૨-૫ | ,, | ,, ૫૫ |
| ૫-૯ | ,, | ,, ૫૬ |
| ૧૦-૧૨ | ,, | ,, ૫૭ |
| ૧૩ | ,, | ,, ૫૮ |
| ,, | વિ. સૂ. | ,, ૩૦૨ |
| ,, | ,, | ,, ૩૦૩ |
| ૧૪ | હિં. સ્વ. | ,, ૫૮ |

| પેરા. | આધાર. | પૃ. | નં. | તા. |
|---|---|---|---|---|
| ૧૫ | ન. જી. | | | અપ્રાપ્ત |
| ૧૬ | વિ. સ. | પૃ. | | ૨૪૧ |
| ,, | ,, | ,, | | ૨૪૨ |
| ૧૭ | ન. જી. | | ૪ | ૧૨–૨૧ |
| ૧૮ | વિ. સ. | પૃ. | | ૧૮૯ |

## ૩૧. ધર્મ અને સુધારો

| | | | |
|---|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. | ૩૧ |
| ૨ | યં. ઇ. | ,, | ૪૯ |
| ,, | સ્પી. રા. | પૃ. | ૧૮૭ |
| ૩–૭ | હિં. સ્વ. | ,, | ૩૨ |
| ૭ | ,, | ,, | ૩૩ |
| ૮ | યં. ઇ. | ,, | ૨૩૨ |
| ૯–૧૦ | વિ. સ. | ,, | ૨૯૭ |

## ૩૨. હિંદની મુક્તિ.

| | | | |
|---|---|---|---|
| ૧–૪ | હિં. સ્વ. | પૃ. | ૫૯ |
| ૪–૬ | ,, | ,, | ૬૦ |
| ૭–૮ | ,, | ,, | ૬૧ |

## ૩૩. વકીલ દાક્તરનો ધંધો.

| | | | |
|---|---|---|---|
| ૧–૩ | હિં. સ્વ. | પૃ. | ૪૭ |
| ૪–૫ | ,, | ,, | ૪૮ |
| ૫ | પત્રો | નં. | ૩૦ |
| ૬–૮ | હિં. સ્વ. | પૃ. | ૪૯ |

| પેરા. | આધાર. | પૃ. | નં. | તા. |
|---|---|---|---|---|
| ૮ ૧૦ | હિં. સ્વ. | પૃ. | | ૫૦ |
| ૧૧-૧૨ | ,, | ,, | | ૫૧ |
| ૧૨ | ,, | ,, | | ૫૨ |
| ૧૩ | પત્રો | | નં. | ૩૦ |
| ૧૪-૧૫ | હિં. સ્વ. | પૃ. | | ૫૨ |
| ૧૬ | ,, | પૃ. | | ૫૩ |
| ,, | વિ. સ. | | | અપ્રાપ્ત. |
| ૧૭ | હિં. સ્વ. | પૃ. | | ૫૨ |
| ૧૭-૧૮ | ,, | ,, | | ૫૩ |
| ૧૮ | ,, | ,, | | ૫૪ |
| ૧૯ | ન. જી. | | ૧૨-૧૨ | ૨૦ |

## ૩૪. સુધારો અને વૈદુ.

| | | |
|---|---|---|
| ૧–૪ | સ્પી. રા. | અપ્રાપ્ય. |

## ૩૫ રેલ્વેથી થયેલું નુકસાન.

| | | | |
|---|---|---|---|
| ૧–૨ | હિં. સ્વ. | પૃ. | ૩૫ |
| ૨–૩ | ,, | ,, | ૩૬ |
| ૩ | અપ્રાપ્ય. | | |
| ૪–૫ | હિં. સ્વ. | ,, | ૩૭ |
| ૫ | ,, | ,, | ૩૮ |
| ૬ | ,, | ,, | ૩૯ |
| ૭–૮ | ,, | ,, | ૪૦ |
| ૯ | વિ. સ. | ,, | ૨૪૨ |
| ,, | ,, | ,, | ૨૪૩ |
| ૧૦ | ઇ. ઓ. | ,, | ૭ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

### ૩૬. આગગાડીના ત્રાસ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | વિ. સ. | પૃ. ૧૯૩ |
| ૨-૩ | " | " ૧૯૪ |
| ૪ | " | " ૧૦૦ |
| ૫ | " | " ૧૯૫ |
| ૬-૭ | " | " ૨૨૬ |
| ૮-૧૨ | " | " ૨૨૭ |
| ૧૨ ૧૩ | " | " ૨૨૮ |
| ૧૩ | " | " ૨૨૯ |

### ૩૭. વર્તમાનપત્રો.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૪ | ન. જી. | ૨૧-૯-૧૯ |
| ૫-૬ | વિ. સ. | પૃ. ૨૩૬ |
| ૬ | " | " ૨૩૭ |
| ૭ | હિં. સ્વ. | " ૩ |
| ૮ | ન. જી. | ૧૬-૫ ૨૦ |
| ૯ | " | ૧-૮ ૨૦ |
| ૧૦ ૧૩ | વિ. સ. | પૃ. ૨૩૭ |
| ૧૧ | યં. ઇં. | પૃ. ૧૫૭ |
| ૧૩-૧૬ | વિ. સ. | " ૨૩૮ |
| ૧૪ | ન. જી. | ૧૪-૯-૧૯ |
| ૧૭-૧૮ | " | ૧૪-૩-૨૦ |
| ૧૯ | વિ. સ. | પૃ. ૨૩૮ |
| " | " | " ૨૩૯ |
| ૨૦ | ન. જી. | ૧૭-૭-૨ |
| ૨૧-૨૪ | ન. જી. | ૨૮ ૯-૧૯ |
| ૨૪ | " | ૭-૯-૧૯ |
| ૨૫ | " | ૩૦-૧૦-૨૧ |

### ૩૮. અનાથાશ્રમ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | વિ. સ. | પૃ. ૨૨૧ |
| ૩-૪ | " | " ૨૨૨ |
| ૪-૬ | " | " ૨૨૩ |
| ૭ ૮ | " | " ૨૨૪ |
| ૮ | " | " ૨૨૫ |

### ૩૯. દીવાળી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૯-૧૦ ૨૧ |
| ૧-૮ | " | ૩૧ ૧૦-૨૦ |
| ૮-૯ | " | ૨૬-૯-૨૦ |
| ૮ | યં. ઇં. | ૨૨ ૧૨-૨૦ |
| ૯ | ન. જી. | ૨૬ ૧૦-૧૯ |
| ૧૦ | " | ૩૧ ૧૦ ૨૧ |
| ૧૧ | " | ૧૧ ૯-૨૧ |
| ૧૨-૧૬ | " | ૨૩ ૧૦-૨૧ |
| ૧૭ | " | ૧૧ ૯-૨૧ |

પરિશિષ્ટ. અ } સને ૧૯૨૧ ની વસ્તીગણત્રી

પરીશિષ્ટ. બ
પરીશિષ્ટ. ક } સને ૧૯૨૩ ની સ્વરાજ્ય [illegible] આવી

સમાપ્ત.

